स सुहृद् सर्वभूतानाम् ।

# "શ્રી. મહાપ્રભુજી"

*

* *

(શ્રી. વલ્લભાચાર્યજી અને તેમના સિદ્ધાન્તો)

લેખક


વિષ્ણુદેવ સકલેશ્વર પંડિત


અગ્રલેખ

શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ

એમ. એ., મંત્રી, શુદ્ધાદ્વૈત સંસદ્.

પ્રકાશક :
પંડિત વિષ્ણુદેવ સકલેશ્વર
શાહીબાગ, અમદાવાદ





આવૃત્તિ ૧ લી | પ્રત ૫૦૦

વિ. સં. ૧૯૯૯ ∴ ઇ. સ. ૧૯૪૩

મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસ રોડ—અમદાવાદ

પરમ ભગવદીય ગો. વા.

## શ્રીસરસ્વતી બ્હેનનો જીવનપરિચય.

"છે ભક્તિમાં વધુ વિમલતા, રાગ શૃંગારથી કૈં."

કલાપી.

શેઠ શ્રી મંગળદાસ ગિરધરદાસનાં ધર્મપત્ની અ. સૌ. મણિબ્હેનની કૂખે સંવત ૧૯૩૯ના ફાગણ વદ દશમે પરમ ભગવદીય સરસ્વતી બ્હેનનો જન્મ થયો હતો. તેમના જન્મ સમયે શેઠશ્રીની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. શેઠશ્રીના પિતાશ્રી ગિરધરદાસ અને માતુશ્રી પાર્વતીબાની સાદાઇ તેમજ ધાર્મિક જીવનની છાપ સરસ્વતી બ્હેનના હૃદયમાં બાલ્યાવસ્થાથીજ પડેલી હતી. તેમની નવ વર્ષની ઉંમરેજ તેમનાં માતુશ્રી ગોલોકવાસી થયાં હતાં; તેથી તેઓ દાદીમાની શીળી છાંયમાં ઉછર્યા હતાં.

અગિઆર વર્ષની વયે તેમનું લગ્ન શ્રી અચરતલાલ મોહનલાલ સાથે થયું હતું; પરંતુ શ્રી. અચરતલાલભાઇ પોતાના સ્મરણમાં એક બાળા મૂકી, સરસ્વતી બ્હેનની પંદર વર્ષની વયે ગોલોકવાસી થયા હતા. તેથી શેઠશ્રીના કુટુંબ પર શોકની છાયા પથરાઇ ગઇ હતી. સરસ્વતી બ્હેનને કોઇ જાતનું લાગી ન આવે તે માટે શેઠશ્રીએ પોતેજ સાદાઇ અને ધાર્મિક જીવનનો સ્વીકાર કર્યો હતો. દાદીમા પાર્વતીબા પણ તેમનામાં ઉચ્ચ ધાર્મિક સંસ્કારોનું સિંચન કરતાં હતાં; આ સંસ્કારોનું પરિણામ એ આવ્યું કે સરસ્વતી બ્હેન પોતે સાંસારિક સંબંધો વીસરી ગયાં, અને અહર્નિશ શ્રીઠાકોરજીનાં સેવાસ્મરણમાં મગ્ન રહેતાં થયાં.

તેઓ સવારે વહેલાં ઉઠી, કુવાના શીતળ જળે સ્નાન કરી, શ્રીઠાકોરજીની સેવામાં જતાં; અને સેવા-કાર્યથી તેઓ બપોરે એક વાગે પરવારી, મહાપ્રસાદનો અલ્પાહાર લેતાં. બપોરના તેઓ ધાર્મિક પુસ્તકો વાંચતાં, અને સાંજના મંદિર તથા બેઠકે શ્રીઠાકોરજીનાં દર્શને જતાં હતાં. તેઓ શ્રીનટવરલાલના ઘરના સેવક હતાં. તેમને ગોસ્વામી શ્રીવ્રજરાયજી મહારાજનું બ્રહ્મસંબંધ હતું. તેમનો પોતાના ગુરૂદેવ પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ હતો; તેમજ શ્રીરણછોડલાલજી મહારાજ ઉપર પણ તેમને અનન્યભાવ હતો. શ્રીમદનમોહનલાલ તેમને માથે

બિરાજતા અને તેમણે પોતાને ઘેર રાજસેવા રાખેલી હતી, તેથી દિવસનો મોટો ભાગ તેઓ શ્રી ઠાકોરજીની સેવામાંજ ગાળતાં. તેમના હોઠ પર નામસ્મરણ અખંડ ચાલુ રહેતું. તેમનામાં દીનતા અને કરૂણભાવ પ્રગટ દેખાતાં હતાં. તેઓ ઉદાર ભાવે દીન, દુઃખી અને ગરીબોને સહાય કરતાં હતાં. તેમની સહનશીલતા પણ અપરિમિત હતી. ગમે તેવી પરિસ્થિતિને પણ તેઓ નભાવી લેતાં હતાં. તેઓ કોઇનું પણ મન દુભાય તેવું કાર્ય કરતાં નહિ. અને પોતાને માટે બીજાને કષ્ટ ન પડે, તે માટે તેઓ ખૂબ કાળજી રાખતાં હતાં.

લગભગ દર વર્ષે તેઓ યાત્રા કરવાને જતાં હતાં. શ્રીનાથદ્વારાનાં દર્શન તેમણે અનેક વાર કર્યાં હતાં, અને તેમણે વ્રજચોરાસી પરિક્રમા પણ કરી હતી. યાત્રામાં તેઓ ઉદારભાવે દાન કરતાં હતાં. યાત્રામાં પણ તેમનો નિત્ય નિયમ ચાલુ રહેતો હતો.

શેઠશ્રીના બહોળા કુટુંબમાં સરસ્વતી બ્હેનને માટે સૌને માન હતું. તેમના કાકા શેઠ શ્રી ચીમનલાલને સરસ્વતી બ્હેન પર ઘણી માયા હતી. તેમને તેઓ પોતાનાં પુત્રી પ્રમાણે જ ગણતા, અને તેમની લાગણી ન દુભાય તે ખાતર તેઓ કાળજી રાખતા હતા. શેઠ શ્રી મંગળદાસનાં ધર્મપત્ની કંચનબ્હેન સરસ્વતી બ્હેનની પ્રત્યે અપૂર્વ વાત્સલ્ય રાખતાં હતાં, અને તેથી સરસ્વતી

બ્હેનને પોતાનાં માતુશ્રી નથી, તેનો સ્વપ્ને પણ ખ્યાલ આવતો નહિ. તેમનાં નાનાં બ્હેન અ. સૌ. ચંપાબેન પણ પરમ વૈષ્ણવભાવે તેમના પ્રત્યેક ભગવત્કાર્યમાં સંપૂર્ણ સાથ આપતાં હતાં. તેમનાં પાંચ બ્હેનો તથા ચાર ભાઇઓ પણ તેમના તરફ પૂજ્યભાવની દૃષ્ટિએ જોતાં. પરનિંદા અને લોકની કુથલી કરવામાં તેઓ પોતાનો સમય કદી પણ ગુમાવતાં ન હતાં; આ કારણથી તેમના તરફ બધાં પૂજ્યભાવ રાખતાં. કેટલાક પ્રસંગોમાં શેઠ શ્રી મંગળદાસ તથા શેઠ શ્રી ચીમનભાઇ તેમની સલાહ લેતા, અને તેઓ અનેક પ્રસંગે કુટુંબમાં માર્ગદર્શક બનતાં હતાં. પ્રસંગોપાત તેમની નમ્ર સલાહ કુટુંબને અનેકવાર ઉપયોગી થઇ પડતી હતી.

આ રીતે પરમ ભગવદીય સરસ્વતી બ્હેનનું સંપૂર્ણ જીવન આદર્શભૂત હતું. તેઓ ખરેખર ભગવદીય હતાં, અને તેમણે પોતાનું સંપૂર્ણ જીવન પ્રભુસેવામાં સમર્પી દીધું હતું.

મોટી ઉમરે તેમને દમનો વ્યાધિ લાગુ પડયો હતો, તેથી કેટલીક વખતે તેમને સખત દમ ઉપડી આવતો હતો. બિમારીમાં પણ તેમની દિનચર્યા ચાલુ રહેતી હતી. અને તેઓ પોતાની બિમારીથી જરા પણ ગભરાતાં ન હતાં. તેમને સંસાર પર માયા–મમતા રહેલી નહોતી. તેઓ દમની જ બિમારીમાં સંવત ૧૯૯૭ના પોષ સુદી અગીયારસના પવિત્ર દિવસે ગોલોકવાસી થયાં હતાં.

પોતાની પાછળ એક પુત્રી ચિ. બાળા બ્હેન અને બાળા બેનનાં બે સંતાનો મુકતાં ગયાં છે. એમના પર પણ પોતાની માતાના ધાર્મિક સંસ્કાર પ્રત્યક્ષ પડેલા જણાય છે.

મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગમાં અનેક વૈષ્ણવ સ્ત્રીરત્નો થઇ ગયાં છે, તેમનાં ચરિત્રો ચોરાસી વૈષ્ણવોની વાર્તા અને બસોબાવન વૈષ્ણવોની વાર્તામાં પ્રકટ બિરાજે છે. આધુનિક સમયમાં તેવાં સ્ત્રીરત્નોમાં સરસ્વતી બ્હેન પણ એક હતાં. તેમની જીવનચર્યા અવલોકનાર પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને શ્રી મહાપ્રભુજીના અનન્ય સેવક શેઠ પુરુષોત્તમદાસનાં પુત્રી રૂક્ષ્મણી બ્હેનનું સ્મરણ થયા વગર રહેશે નહિ. રૂક્ષ્મણી બ્હેન તે કાશીના શેઠ પુરુષોત્તમદાસજીનાં પુત્રી હતાં. સરસ્વતી બ્હેન પણ રાજનગરના શેઠ મંગળદાસનાં પુત્રી હતાં. સરસ્વતી બ્હેનને પણ રુક્ષ્મણી બ્હેનની માફક ન્હાની ઉંમરે વૈધવ્ય પ્રાપ્ત થયું હતું. રૂક્ષ્મણી બ્હેને અનન્ય ભાવે પોતાને માથે બિરાજતા શ્રીમદનમોહનલાલની જીવનપર્યંત સેવા કરી હતી, અને તેમની જ સેવામાં જીવનને અર્પણ કર્યું હતું. પુષ્ટિમાર્ગ ભાવપ્રધાન છે. તેમાં શ્રીઠાકોરજી પણ ભાવસ્વરૂપ છે. તે ભાવસ્વરૂપની સાથે આસક્તિ એજ જીવનનું પરમ ધ્યેય છે. તે ધ્યેયની સિદ્ધિ માટે પ્રભુની સેવા ભાવપૂર્વક કરવી જોઇએ. તે

પુષ્ટિ માર્ગના પરમ સિદ્ધાન્તને સરસ્વતી બ્હેને જીવનમાં આચર્યો હતો. વૈષ્ણવતાની સિદ્ધિ ઉત્તમ કુટુંબમાં જન્મ મેળવવાથી, વિદ્યા પ્રાપ્ત કરવાથી; અગર અન્ય સાધનો પ્રાપ્ત કરવાથી મળતી નથી; પણ પ્રભુની અનન્ય ભાવે ભક્તિ અગર સેવા કરવાથી. ધનથી સેવા કરે તે સેવા નથી, પણ તેની સાથે પ્રભુ માટે રાત ને દિવસ હૃદયની આરઝૂઓ થાય, તેની જ ઝંખનાઓ થયા કરે, અગ્નિ જ્વાળાની માફક, તેજ જીવન ધન્ય ગણાય. આથી જ પુષ્ટિમાર્ગ નિષ્કિચનનોજ છે, અન્યનો નહિ. મનુષ્યની ધન વગેરેમાંથી આસક્તિ નીકળી જાય, અને તે બધું પ્રભુનું છે, એમ સમજીને પ્રભુસેવામાં જ તેનો વિનિયોગ કરે, તે ભક્તની લૌકિકાસક્તિ દિવસે દિવસે ઓછી થતી જાય છે. સરસ્વતી બ્હેનના જીવનમાં આવી જ કાંઇ ઝાંખી થતી. વૈધવ્યસ્થિતિમાં રહીને તેમણે વિરક્તના જેવી દશા ભોગવી છે. પ્રભુસ્મરણ, પ્રભુસેવા અને પ્રભુનું કથામૃત એ રસાયન સંસારાસક્તિનું પરમ ઔષધ તેમણે પીધું હતું. જગતમાં રહેવા છતાં તેમના જીવનનો તાર પ્રભુ સાથે ગુંથાયેલો હતો. ટુંકમાં લૌકિક તેમના જીવનનું લક્ષ્ય ન હતું, પણ અલૌકિક તેમના જીવનનું લક્ષ્ય હતું. આવા ભગવદ્દગુણગાનમાં અને પ્રભુ-સેવામાં આસક્તિ ધરાવનાર ભગવદીયો માટે પરમાનંદ દાસજી ગાય છે.

"જાકે મન વસે સ્યામધન માધો.
સો સુંદર સો ધની વળી સોઇ સોઇ કુલીન સોઇ સાધો.
સો પંડિત સો ગુણપુંજ સોઇ જો ગોપાલ કહિ ગાવે.
કોટિ પ્રકાર ધન્ય સોઇ નર જો નહિ હરિ વિસરાવે.
સો નર સૂર વેદ વિધારત સો ભૂપતિ સોઇ જ્ઞાની.
પરમાનંદ ધન્ય સોઇ સમરથ લાલ ચરન રતિ માની."

'જેના મનમાં પ્રભુ જ વસે છે તેજ સુંદર, તેજ ધનવાન, તેજ કુશળ, તેજ કુલીન, તેજ સાધુ. જે પ્રભુનું સ્મરણુ કરે છે તેજ પંડિત, અને ગુણુવાન્. જે પ્રભુનું નિષ્ફળ વિસ્મરણુ કરતો નથી, તેને કરોડો ધન્યવાદ છે. પ્રભુના ચરણુમાં રતિ કરે છે તેજ દેવ છે, તેજ વેદ જાણુનાર છે, તેજ રાજા છે અને તેજ જ્ઞાની છે. તેજ ભાગ્યશાળી છે અને તેજ શકિતમાન છે. શ્રી હરિરાયજી 'રસિક' છાપથી પ્રભુની અનન્યભાવે સેવા કરનાર વૈષ્ણુવને ઉદ્દેશીને ગાય છેઃ—

"હોં વારી ઇન વલ્લભીયન પર.
મેરે તનકો કરોં બીછોના, શીશ ધરોં ઇનકે ચરનનતર."

હું પણુ કંઇક એવા ભાવથી ગોલોકવાસી પ્રભુ સેવા-પરાયણુ સરસ્વતી બ્હેન સંબંધમાં કહૂં છૂં.

આ પુસ્તક ગોલોકવાસી પરમ ભગવદીય વૈષ્ણુવરત્ન સરસ્વતી બ્હેનના સ્મારકમાં વૈષ્ણુવ ધર્મ તથા સનાતન

ધર્મની સેવા કરનાર, લોક કલ્યાણની તમામ પ્રવૃત્તિ- ઓમાં દાન કરી ધનનો સદુપયોગ કરનાર તેમજ અમદાવાદ નાગરિક અને ઔદ્યોગિક જીવનમાં કિંમતી ફાળો આપનાર શેઠ શ્રી ચીમનલાલ ગિરધરલાલ પારેખ તથા ગો. વા. શેઠ શ્રી મંગળદાસ ગિરધરદાસનાં પત્ની પરમ ભગવદીય કંચન બ્હેન તરફથી પ્રગટ કરવામાં આવેલ છે.

પંડિત વિષ્ણુદેવે શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોને અનુસરી, સ્વતંત્ર રીતે આ પુસ્તક લખ્યું છે. ગ્રંથનો વ્યવસ્થિત આરંભ કરતા પહેલાં, તે ભાઇ મારી પાસે આવેલા. પુસ્તક માટેની યોજનાની રૂપરેખા તેમની સાથે નક્કી કરી હતી; તે પ્રમાણે તેમણે સ્વતંત્ર રીતે પુસ્તક લખી કાઢયું. તેમણે તે મને દેખાડયું. મને આવશ્યક જણાતા યોગ્ય સુધારા મેં સૂચવ્યા હતા. અને અમુક સ્થળે તૂટક હકીકતને પૂરી કરી આપી છે. આ બધું પુસ્તકની મર્યાદામાં રહીને કરવાનું હતું; તે પ્રમાણે તેમણે આખી યોજના સફળ કરી છે.

જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ.
એમ. એ., મંત્રી, શુદ્ધાદ્વૈત સંસદ.

# મહાન્ જ્યોતિર્ધર—' શ્રી વલ્લભાચાર્યજી '

## ૧

આ પુસ્તકના લેખક ભાઇ વિષ્ણુદેવે અત્યાર અગાઉ 'યમરાજાનો અતિથિ' નામનું પુસ્તક લખેલું છે, એટલે લેખક તરીકેની તેમની પાત્રતા વિષે તો કંઇ પણ કહેવાનું હોય જ નહિ. તેમણે કાશીની સંસ્કૃતની ઉચ્ચ પરીક્ષાઓ પાસ કરેલી હોવાથી, ધર્મશાસ્ત્રોનું સારું વાંચન કરેલું છે તેમજ મુંબાઇ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષા માટે સંસ્કૃત ઓનર્સનો વિષય લીધેલો હોવાથી, આવાં પુસ્તકો લખવાને તેમને વિશેષ યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ પુસ્તક જગદ્‌ગુરુ શુદ્ધાદ્વૈતમતપ્રતિપાદક તથા પુષ્ટિમાર્ગના સ્થાપક આચાર્યશ્રી શ્રીવલ્લભાધીશના સિદ્ધાન્તો વિષેનું હોવાથી, તેને યોગ્ય ન્યાય આપવાને માટે તે ભાઇએ અભ્યાસની દૃષ્ટિએ જરૂરી સાંપ્રદાયિક

ગ્રન્થોને વાંચી લીધાં અને દરેકમાંથી ઉપયોગી નોંધ કરી અને તેનો ઉપયોગ આ પુસ્તકમાં તેમણે કર્યો. એટલે આ પુસ્તકની સાંપ્રદાયિક શૈલી માટે કંઇ ખાસ કહેવાનું રહેતું નથી. લેખકે પૂરતા પરિશ્રમથી આ પુસ્તક તૈયાર કર્યું છે તે માટે તેમને અભિનંદન આપવું જોઇએ. આશા છે કે ભવિષ્યમાં તેઓ તેમના વૈષ્ણવી સાહિત્ય-ના રસને વિશેષ પોષશે.

પુસ્તક ઉપરથી સૌ કોઇને સમજાશે કે પુસ્તકને તેમણે ત્રણ વિભાગોમાં વહેંચી નાખ્યું છે. પ્રથમ વિભાગમાં શ્રીવલ્લભાચાર્યજીના જીવન ચરિત્રને રજુ કર્યું છે. આ માટે તેમણે તેઓશ્રીના જીવનમાંથી જૂદા જૂદા પ્રસંગો પસંદ કરીને લીધા છે. લેખકનો મુખ્ય ઉદ્દેશ આ પુસ્તકના 'નાયક' શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના સિદ્ધાન્તો વિષે જેમ બને તેમ ટુંકામાં, અને સાદી ભાષામાં જેટલી માહીતી આપી શકાય તેટલી આપવાનો છે. આથી કેટલેક સ્થળે પ્રસંગોને તેમણે ટુંકાવી દીધા છે. જીવન ચરિત્ર વિભાગનાં ૧૧ પ્રકરણોમાં શ્રીવલ્લ-ભાધીશના જીવનની સળંગ કથા તેમણે આલેખી છે. તે પ્રયત્ન વિહંગાવલોકન-(Bird's eyeview) જેવો છે; છતાં તેમાં તેમણે સફળતા પ્રાપ્ત કરી કહેવાય. પ્રકરણ ૯ માં શ્રીગોપીનાથજી, શ્રીવિઠ્ઠલેશજી, તથા ત્યાર પછીના સંપ્રદાયના વિદ્વાન્ ગોસ્વામી બાળકો જેમકે

શ્રી. પુરુષોત્તમજી, શ્રી ગિરિધરજી, શ્રી યોગી ગોપેશ્વરજી, શ્રી. હરિરાયજીની કૃતિઓનો પરિચય કરાવ્યો છે. પ્રકરણ ૧૦ માં શ્રીવલ્લભાચાર્યજીના અન્તરઙ્ગ ભક્ત કવિઓ સૂરદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ, તથા કૃષ્ણદાસનો અલ્પ પરિચય કરાવ્યો છે. અને પ્રકરણ ૧૧ માં ભારતવર્ષમાં આવેલી શ્રી. આચાર્યજીની ૮૪ બેઠકોનાં નામની યાદી આપી છે. વિભાગ ૨નું મથાળું 'શુદ્ધાદ્વૈત વેદાન્ત' રાખ્યું છે. તેમાં શ્રી. આચાર્યશ્રીના તત્ત્વજ્ઞાનના વિષયને રજુ કર્યો છે. શ્રીવલ્લભાધીશનું તત્ત્વજ્ઞાન શુદ્ધાદ્વૈત કહેવાય છે. તે શા માટે શુદ્ધાદ્વૈત કહેવાય છે? તેમાં જીવનું સ્વરૂપ શું? તેમાં જગત્ વિષેની શી માન્યતા છે? તેમાં બ્રહ્મના સ્વરૂપ વિષે શું કહેવામાં આવ્યું છે, તથા મોક્ષ વિષે કેવી રીતનો વિચાર કરવામાં આવ્યો છે,–તેમજ તેમાં પ્રમાણ શાસ્ત્રો કયાં? એ બધા પ્રશ્નોને ટુંકમાં છણ્યા છે. તે સાથે ભારતવર્ષના અન્ય આચાર્યોના તત્ત્વજ્ઞાન વિષેની ટુંક હકીકત પણ આપી છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં રસ લેનારને તેમાં જરૂર આનંદ પડશે. લેખકની શૈલી સરળ હોવાથી, તત્ત્વજ્ઞાનના વિષયને પણ તેઓ આકર્ષક બનાવી શકે છે. વાંચનારને એ ત્યાં જણાયા વગર રહેશે નહિ.

વિભાગ ત્રીજામાં શ્રીમહાચાર્યચરણના ભક્તિ વિષેના સિદ્ધાંતો આપ્યા છે. આ મોટા ભાગે

ભાગવતમાંથી લીધા છે, અને 'ષોડશગ્રંથ' તથા 'તત્ત્વદીપનિબંધ' નાં અવતરણોથી તેનું સમર્થન કર્યું છે. શ્રીમદાચાર્યચરણે પ્રતિપાદિત કરેલા એક એક સિદ્ધાન્તને લઇને લેખકે અહિંઆં તેને સરળ ભાષામાં સમજાવ્યા છે. લેખકનો ભાગવતનો અભ્યાસ ઘણો સારો છે તે આ વિભાગ વાંચવાથી સમજાશે. ટુંકમાં વિભાગ ૧ લામાં શ્રીમદાચાર્યચરણના બાહ્ય સ્વરૂપનું વર્ણન કરેલું હોવાથી આચાર્યશ્રીનું સ્થૂલ સ્વરૂપ તેમાં દૃષ્ટિગોચર થાય છે. વિભાગ ૨ જો જ્ઞાનાત્મક અને વિભાગ ૩ જો ભક્ત્યાત્મક હોવાથી, તે બન્નેય વિભાગોમાં શ્રી આચાર્યશ્રીના આધ્યાત્મિક સ્વરૂપની ઝાંખી કરવામાં આવી છે. આચાર્યશ્રીનાં આ બે સ્વરૂપોના નિરૂપણ પૂરતો લેખકે સફળતા મેળવી કહી શકાય. પણ પુષ્ટિ-સંપ્રદાયના અનુયાયીઓ 'શ્રીમદ્‌વલ્લભાચાર્યજી'ને કેવળ ધર્માચાર્ય તરીકે જ માનતા નથી. તેઓ તેમને સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રની લીલારસના ભોક્તા, સાક્ષાત્ પ્રભુના મુખારવિંદ રૂપે માને છે. તેઓશ્રીનું એ આધિ-દૈવિક સ્વરૂપ ફક્ત અન્તરંગ ભક્તોનેજ પ્રાપ્ય છે આમ હોવાથી પુસ્તકમાં તે આલેખી શકાય નહિ. તે લૌકિક વાણીનો વિષય બની શકે નહિ. તેથી તેનું આલેખન અહિંઆં નથી. એ રીતે ચિત્ર અધૂરૂં તો ગણાય પણ તે સહેતુક અધૂરૂં રહ્યું છે.

## ૨

ભારત વર્ષના સમર્થ આચાર્યોમાં શ્રીમદ્દવલ્લભાચાર્યજીનું સ્થાન અનેરું અને અદ્વિતીય છે. સોળમી સદીમાં તેઓશ્રીનુ પ્રાકટ્ય થયું હતું. તે સમયે ઇસ્લામી સંસ્કૃતિની ચઢતીનો સમય હતો. તે સંસ્કૃતિએ અવનવું વાવાઝોડું આ દેશમાં ઉત્પન્ન કર્યું, પરિણામે 'હિંદુધર્મ'ની ઈમારત ડગમગવા લાગી. પ્રજાનાં હૈયાં વિષાદ અને ગ્લાનિમાં ગમગીન થઇ ગયાં હતાં. એક લેખકના જણાવ્યા પ્રમાણે 'જ્યારે આ દેશમાં ધર્મના ઓઠા નીચે અધર્મ, અનાચારના અંગાર વરસતા હતા, યથાર્થ જ્ઞાનના અભાવે ધર્માચાર પ્રાણ વિનાના શબ જેવો શુષ્ક બાહ્યાચાર જ થઇ પડયો હતો. શુષ્ક વેદાંત જ્ઞાનનો જટિલ પવન ફૂંકાતો હતો; વિદ્વાનો, પંડિતોની આંખે અહંકારની અંધી ચડી હતી, માયાવાદનાં નિઃસત્ત્વ પ્રચંડ પૂર વહેતાં હતાં; ત્યારે પ્રભુની મહાવિભૂતિ, ભગવંત અવતાર, બ્રહ્મવાદના જ્વલંત પ્રકાશક, પુષ્ટિમાર્ગના પ્રભાવક પ્રચેતા અને નિર્ગુણ પ્રેમભક્તિના અમીવર્ષણ સુધાકર, આધિદૈવિક અગ્નિસ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજી પૃથ્વી પર પ્રકટયા.' ખુદ શ્રી વલ્લભાચાર્યજીએ પોતે તે સમયની સ્થિતિ સ્વરચિત 'શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથ'માં જણાવી છે. તેઓશ્રીના જણાવવા પ્રમાણે પ્રભુપ્રાપ્તિના તમામ માર્ગો તે વખતે નાશ પામ્યા હતા. સર્વત્ર ખલ ધર્મ

( અધર્મ ) ફેલાયો હતો. પાખંડનું બહુ જ જોર હતું. જ્યાં ત્યાં મ્લેચ્છોથી ભૂમિ આક્રાન્ત થયેલી હતી. તેમજ ઠેકાણે ઠેકાણે પાપીઓનાં જ ધામો હતાં. ગંગા જેવા મુખ્ય પવિત્ર સ્થળો પણ દુષ્ટોના વસવાટને લીધે તેમની તીર્થતાને ગુમાવી બેઠાં હતાં. તેમજ તીર્થસ્થળોમાંથી અનાચારને લીધે દેવોનું પણ તિરોધાન થયું હતું. સત્ પુરુષો, મહાત્માઓ, સાધુ સન્તો અહંકારથી વિમૂઢ બની ગયા હતા. તેમજ લાભ અને માન મેળવવાને જ પ્રવૃત્તિ કરતા હતા. વેદના મંત્રોના અર્થનું જ્ઞાન નાશ પામ્યું હતું. યોગીઓ યોગમાર્ગથી ભ્રષ્ટ થયા હતા, અને વ્રતાચારીઓનાં વ્રત લોપ પામ્યાં હતાં. પંડિતો હતા, પણ તેઓ જૂદા જૂદા વાદની મિથ્યા માથાકૂટમાં પડયા હતા. આવી તે વખતની સ્થિતિ હતી. સર્વત્ર અધર્મનું સામ્રાજ્ય હતું. તેને લીધે સામાજીક જીવનમાં પણ અવ્યવસ્થા આવી હતી. સર્વત્ર અંધકાર અને અસ્વસ્થતા હતાં. શ્રી. ન્હાનાલાલ કવિના શબ્દોમાં 'રજની ભીષણ હતી, કલિમા અપારદર્શક હતી, તોફાનના ઝંઝાનીલ ફૂંકાતા હતા ને હિન્દુ ધર્મનું જહાજ ભવસાગરે બૂડુ બૂડૂ થતું હતું.' આવા સમયે પ્રભુની ઇચ્છાથી, શ્રીવલ્લભાચાર્યનું પ્રાકટ્ય થયું. તેઓશ્રીએ ધર્મરૂપી વહાણને ડૂબતું જોઇને, તેનું નાવિક પદ સંભાળ્યું અને તેને ડૂબતું બચાવ્યું એટલું જ નહિ પણ સફળતાથી કિનારે આણ્યું.

દેશની ભીષણ રાત્રિમાં શ્રીવલ્લભાચાર્ય રૂપી ચંદ્રનો ઉદય થયો; તે ચંદ્રે આર્યપ્રજાના માથે 'અમીવર્ષણ ચંદ્રિકા' ઢોળી, અને દુઃખનાં, અજ્ઞાનનાં, વહેમનાં અન્ધારાંને અજવાળ્યાં, બીડાયલાં પોયણાં જેવાં પ્રજાનાં હૈયાંને કિરણોના પ્રકાશે વિકસિત કર્યાં, અને ધર્મપ્રિય પ્રજામાનસની 'નિરાશામાં આશા, વિષાદમાં ઉત્સાહ, ખિન્નતામાં મહોત્સવ, અને ક્લેશમાં આનંદનું સિઞ્ચન, કર્યું. ભારતવર્ષની તે વખતની સ્થિતિ એ કુરુક્ષેત્રમાં કૃષ્ણ સાથે પ્રતિપક્ષીઓ સાથે લઢવાને ઉભેલા અર્જુન જેવી સ્થિતિ હતી. અર્જુનને સમજણ પડી નહિ કે હવે શું કરવું? ત્યારે કૃષ્ણે તેને પ્રોત્સાહિત કર્યો અને તેને તેના સાચા કર્તવ્યનો બોધ આપ્યો. તેમ ભારતવર્ષ હતાશ થઇ ગયો હતો. ધર્મમાં શિથિલતા આવવાથી પ્રજા મુંઝાઇ ગઇ હતી, ત્યારે શ્રીવલ્લભાચાર્યે પ્રકટ થઈ, સાચા ધર્મનો ઉપદેશ આપ્યો.

જીવોને કલ્યાણના માર્ગનો ઉપદેશ આપવા ત્રણ ત્રણ વખત તેઓશ્રીએ ભારતવર્ષમાં મુસાફરી કરી. જંગલોમાં, પર્વતની નીચે, નદી કિનારાના અગમ્ય માર્ગો આગળ પડાવ નાખ્યા, અને શ્રીમદ્‌ભાગવતનું રહસ્ય બધાંને સમજાવ્યું. એટલું જ નહિ પણ શાસ્ત્રોના મર્મ ભાગને સમજાવવા કેટલાક ગ્રંથો લખ્યા. વેદાન્તના રહસ્ય રૂપ બ્રહ્મસૂત્રના જ્ઞાનને વિશદ કરવા ભાષ્ય રચ્યું, અને ભક્તિના

અમીરસનું પાન જીવોને કરાવવાને, શ્રીમદ્‌ભાગવત ઉપર ‘શ્રી સુબોધિની’ જેવી ટીકા લખી, તેમજ ષોડશ ગ્રન્થ જેવા સ્વતંત્ર ગ્રંથો લખ્યા. આથી જ શ્રીવલ્લભાચાર્યજી ભારતવર્ષના જ્યોતિર્ધરોમાં મુખ્ય છે. તેમણે ભક્તિ માર્ગનો ઉપદેશ આપ્યો છે એ વાત સાચી પણ તેથી તેઓશ્રીએ ‘કર્મ ભાવના’ કે ‘જ્ઞાન ભાવના’ નો નિષેધ કર્યો નથી પણ તે ઉભયનો ભક્તિ ભાવનામાં અન્તર્ભાવ કર્યો છે. તેઓશ્રીની પૂર્વેના આચાર્યોમાંથી કોઇએ કેવલ ‘કર્મ’ ને જ સ્વીકાર્યું, તો કોઇએ જ્ઞાનને જ સ્વીકાર્યું, તેમ કોઇએ તે બેનો સ્વીકાર કર્યો, અને ભક્તિની અવગણના કરી. તેમણે તેમ કર્યું નથી. કર્મનિષ્ઠા અને જ્ઞાન નિષ્ઠાને પણ પ્રભુમાંજ યોજી અને તે બન્નેનું રૂપાન્તર કર્યું. પ્રભુની સેવા માટે જે કર્મ બને તેજ સાચું કર્મ છે અને પ્રભુના માહાત્મ્યનું ખરૂં જ્ઞાન થાય તેજ સાચું જ્ઞાન છે. પ્રભુના સંબંધ વગરનાં કર્મ અને જ્ઞાન તે નિરુપયોગી છે તેમ તેઓ-શ્રીએ જણાવ્યું છે. તેઓશ્રીએ પ્રભુ પ્રાપ્તિ માટે ભક્તિનો જ માર્ગ સર્વને માટે એકસરખો ઉપયોગી છે એમ જણાવ્યું. તે સમયે ભક્તિયુગ બેસી તો ગયો જ હતો. દેશમાં ભક્તિનું વાતાવરણ તૈયાર થઇ ગયું હતું. ભક્તિ-માર્ગ રૂપી કમલ તેના વિકાસ માટે સૂર્યની રાહ જોતું હતું.

શ્રીવલ્લભાચાર્યજી રૂપી સૂર્ય પ્રકટ થયા અને

ભક્તિમાર્ગ રૂપી કમળ ખીલ્યું. માટે જ શ્રીવિઠ્ઠલેશજી શ્રીમહાપ્રભુજીને માટે 'ભક્તિમાર્ગાબ્જ માર્તણ્ડ' એવું નામ પ્રયોજે છે. પ્રભુ પ્રાપ્તિ માટે ભક્તિ એજ ખરૂં સાધન છે. પણ તે ભક્તિ તે પ્રેમરૂપા ભક્તિ, આ ભક્તિ પ્રભુની કૃપાથી જ સાધ્ય છે, જીવનાં સાધનોથી નહિ. પ્રભુના અનુગ્રહનો માર્ગ એટલે પુષ્ટિ માર્ગ. આ પુષ્ટિ માર્ગનો બોધ તેમણે કર્યો. તે પહેલાં કોઇ આચાર્યે તેવો બોધ નહોતો કર્યો માટે શ્રી વલ્લભાચાર્યજી પુષ્ટિ માર્ગના સ્થાપક કહેવાય છે. આચાર્યશ્રી તરીકે તેમની બીજી વિશિષ્ટતા એ છે કે તેમણે જગત્-ઉત્પત્તિની બાબતમાં પ્રવર્તતા માયાવાદનું ખંડન કર્યું. વળી તેઓ-શ્રીએ જણાવ્યું કે જેઓ એમ કહે છે કે ઇશ્વર (બ્રહ્મ) નિર્ગુણ, નિરાકાર છે, તેમનો મત ખરો નથી. તેમજ જેઓ તેને કેવલ સગુણ અને સાકાર કહે છે તેમનો મત ખરો નથી, પણ તે બન્ને રૂપે છે. તેમનામાં પ્રાકૃત ગુણો, આકારનો નિષેધ છે માટે તે નિર્ગુણ, નિરાકાર કહેવાય છે, અને અલૌકિક ગુણો, આકાર છે માટે તે સગુણ, સાકાર કહેવાય છે. તે પરમાત્મા સત્ય રૂપે છે તેમ જ્ઞાન રૂપે છે એ ખરું પણ પરમાત્માનું એટલું જ સ્વરૂપ નથી, તેથી પણ અધિકતર સ્વરૂપ છે. તે પરમાત્માનું પ્રેમ સ્વરૂપ. આ પ્રેમ સ્વરૂપને ઉપનિષદો આનંદરસ કહે છે. સત્ય જ્ઞાન, તે આ પ્રેમ સ્વરૂપ

રમાત્માનાં અંગ રૂપ છે. આ પ્રેમ રૂપ, આનંદ રૂપ,
દ રૂપ સ્વરૂપને તેઓશ્રી 'શ્રીકૃષ્ણ' તરીકે ઓળખાવે
. ભગવાનના અનુગ્રહ (પુષ્ટિ) માર્ગના જીવોનું પરમ-
ત્વ આ પ્રેમ રૂપ કૃષ્ણ છે. તે પ્રેમ સ્વરૂપની પ્રાપ્તિ
ણ પ્રેમથી (ભક્તિ)થીજ થાય. અર્થાત્ પુષ્ટિમાર્ગનું ફલ
મ, અને તેનું સાધન પણ પ્રેમ. એમ શ્રી વલ્લભાચાર્યજી
હે છે. એટલું જ નહિ પણ તેઓશ્રી તેમના 'ષોડશ
'થ'માં, અને 'સુબોધિની'માં સ્પષ્ટ જણાવે છે કે મનુ-
ષોના ચાર પુરુષાર્થો જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ
હેવાય છે, તે પુષ્ટિમાર્ગીયો માટે સ્વતંત્ર નથી. પણ
ભુજ ધર્મ રૂપ, અર્થ રૂપ, કામ રૂપ અને મોક્ષ રૂપ
ને છે. અન્ય આચાર્યો જે શાસ્ત્રોનું રહસ્ય જોઇ શકયા
થી તે શ્રીમદ્ વલ્લભાચાર્યજી જોઇ શકયા છે. તેમણે
ર્મને નવી દષ્ટિથી તપાસ્યો છે. તેના બાહ્ય સ્વરૂપને
હિ પણ તેના આન્તર સ્વરૂપને તેઓશ્રીએ જણાવ્યું છે.

શ્રીવલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર શ્રી વિઠ્ઠલેશજીએ
સર્વોત્તમ સ્તોત્ર' 'સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત' અને 'વલ્લભાષ્ટક'
ામના ગ્રંથો લખ્યા છે. તેમાંથી પ્રથમમાં આચાર્યશ્રીના
વનનાં કાર્ય જણાવનાર ૧૦૮ નામ આપ્યાં છે,
ીજામાં તેમના ગુણો જણાવ્યા છે, અને ત્રીજામાં
મનું ખરું સ્વરૂપ શું હતું, તેનો ખ્યાલ આપ્યો છે.
ીવિઠ્ઠલેશજીને તેમના પિતૃપાદ શ્રીવલ્લભાચાર્યજીના

ખરા સ્વરૂપનું જ્ઞાન થયું હતું. તેથી તે સ્વરૂપ ઉપરના ગ્રન્થમાં જણાવ્યું છે. તેમને મન શ્રીવલ્લભાચાર્યશ્રી તેમના પિતા કે આચાર્યજ નહોતા, પણ પ્રભુના મુખાર-વિન્દ સ્વરૂપે હતા. શ્રીવલ્લભાચાર્યશ્રીના અનન્ય અન્તરઙ્ગ ભકતોને તેમના આધિદૈવિક સ્વરૂપનાં જ દર્શન થયાં છે. શ્રી હરિરાયચરણ તો તેમના આધિદૈવિક સ્વરૂપમાં જ લીન હતા. આથી એક સ્થળે તેઓશ્રી કહે છે. 'શ્રી વલ્લભાચાર્ય એ મારા પ્રભુ છે. એજ મારી ગતિ છે. એજ મારી મતિ છે. મારી રતિનો વિષય પણ તેઓ જ છે.........તેમનામાં મારી શ્રદ્ધા હો. તેમના ચરણકમળમાં મારો વિશ્વાસ હો. તેમનું દાસ્ય મને મળો, અને તેમના જ ચરણકમળનો મને આશ્રય હો. તેઓશ્રી મારા મસ્તક ઉપર બિરાજો, મારી આજુબાજુએ સર્વત્ર મને તેઓશ્રીનાં જ દર્શન થાવ.' શ્રીગોકુલોત્સવજી તો શ્રી મહાપ્રભુજીના સ્વરૂપમાં કોઇ અલૌકિક સૌંદર્યનું દર્શન કરે છે. શ્રીપદ્મનાભદાસજીએ તો શ્રી મહાપ્રભુજીના શ્રી અંગે અંગમાં સૌંદર્યના અને ભાવના ઉદધિઓ ઉછળી રહેલા વર્ણવ્યા છે. શ્રીમહા-પ્રભુજી એટલે પ્રભુના વિરહ રૂપ સાગરમાં વિહાર કરનારી, સુંદર અલૌકિક મૂર્તિ. પ્રભુનો વિરહભાવ એટલે શું ? એનો સાક્ષાત્કાર કરવો હોય તો, તે વિરહભાવની મૂર્તિ શ્રી વલ્લભાચાર્યજીનાં દર્શન કરવાં. શ્રી વિઠ્ઠલેશજી જણાવે છે

કે તેઓશ્રીના દેહમાં પ્રભુનો વિરહભાવ ઉચ્છલિત થતો હતો. તેઓશ્રીની ઇન્દ્રિયો, પ્રાણ, અન્તઃકરણ સર્વ પ્રભુના વિરહભાવથી તરબોળ હતાં.

શ્રી પદ્મનાભદાસજી ગાય છે કે—

વૃંદાવનચન્દ વિરહભૂષણ અંગ અંગ લસત હસત,
વદન રહત સદા રોમ રોમ વ્રજપુરેન્દુ વદન છબી છાઇ.

આથી જ તેઓશ્રીના સેવકો તેમનો અનન્ય ભાવે આશ્રય કરે છે, અને તેઓશ્રીની કૃપા યાચે છે. છીત સ્વામી એક પદમાં તેઓશ્રીને 'ચિન્તામણિ' કહે છે. વ્યાસદાસ તેઓશ્રીની ચરણરજને તન ઉપર લપટાવવાનો મનોરથ કરે છે, ગોવિંદદાસ કહે છે કે તેઓશ્રી વગર તેમને ચેન પડતું નથી. સૂરદાસ કહે છે કે શ્રીવલ્લભાચાર્યના નખચંદ્રની છટા વગર જગતમાં બધેય અંધારૂં હોત. આમ ભક્તોએ કહ્યું છે, તે માત્ર મનોરથ રૂપે નથી. કેવળ ભાવના નથી પણ સત્ય અનુભવ રૂપે છે. શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનાં જીવન કાર્યો તથા તેમની સાહિત્ય કૃતિઓ અવલોકનારને તેમની અલૌકિકતાની ઝાંખી થયા વગર રહેશે નહિ. તેઓશ્રીએ કેવલ ભાવનાઓ આપી નથી, આદર્શો રજુ કર્યા નથી, પણ જીવન તેના વાસ્તિક સ્વરૂપે શું છે, અને તેની સફળતા શામાં છે તે જણાવી છે. ટુંકમાં જીવનનું મર્મ અને જીવનું કર્તવ્ય તેમણે સમઝાવ્યું છે.

વસન્ત ઋતુ પૃથ્વી પટ ઉપર ઉતરતાં શિશીરની જડતા અને શૈત્ય ઓસરી જાય છે, અને સર્વત્ર અનેરો પ્રકાશ પથરાય છે. પ્રકૃતિ પણ નવો સ્વાંગ ધારણ કરે છે. તેની મુખમૂર્તિ હાસ્ય કરતી જણાય છે. આકાશમાંથી વાદળાંઓ અક્ષેપ થાય છે. અને વનની કુંજ-જો પક્ષીઓના મધુર રવોના પડઘા પાડે છે. પુષ્પો તેમની સૌરભ વસુંધરાના ખોળામાં ઠાલવે છે. આ સમયે દરેક જોનારને, પ્રકૃતિની અટ્ટહાસ્ય કરતી લાવણ્ય મૂર્તિ તે ઉપભોગ કરવા સર્વેને આહ્‌વાન કરે છે અને કહે છે: 'હે વસુંધરાનાં બાળ, આનન્દો, આજે આનન્દો, કારણ કે આજે આપણે આંગણે વસન્ત પધારી છે.' શ્રી વલ્લભાચાર્યનું પ્રાકટય તે વસન્તની પધરામણી હતી. તેઓશ્રીએ દેશમાં વસન્તનું વાતાવરણ ઉભું કર્યું. કરમાતી જીવન વેલીમાં રસ સિચ્ચન કર્યું-તેમાં પ્રાણ પૂર્યો અને લાવણ્યથી શોભતું બનાવ્યું. સૈકાઓથી જડ બનેલી હિન્દુ જનતાને નવા આદર્શો આપ્યા, નવી ભાવનાઓ આપી, નવી શક્તિ આપી, નવું ચૈતન્ય આપ્યું. કાલજૂની પ્રગતિ અવરોધક શૃંખલાને તેમણે તોડી નાખી, અને સર્વને નિર્ભય બનાવ્યા. શ્રીવલ્લભાચાર્યજીએ નષ્ટ પામતી ભારતની સંસ્કૃતિને બચાવી છે, એટલું જ નહિ, પણ તેની ખખડતી દિવાલોને એવી રીતે સુધારી કે જેથી વર્ષોનાં વર્ષો સુધી ગમે તેવા

સખ્ત ઝંઝાવાતો તેની ઉપર વાય તો પણ તે અડગ અને સ્થિર ઉભી રહેશે. એ દૃષ્ટિએ શ્રી વલ્લભાચાર્યજીએ ભારતવર્ષના ઇતિહાસમાં નવું પાનું ઉઘાડયું છે. જીર્ણ થતા ભૂતકાળના હાડમાં નવું ચેતન મૂકયું, અને તેને પણ સજીવન કર્યો. ભારતવર્ષની પુરાતન સંસ્કૃતિની મનોહર મૂર્તિને રાજાઓએ, રાજ્યનીતિજ્ઞ પુરુષોએ, અર્થ-શાસ્ત્રીઓએ, ઉદ્યોગપતિઓએ, વિજ્ઞાનશાસ્ત્રીઓએ તથા સંસારસુધારકોએ ઘડી છે ખરી, પણ તેમણે તો ફક્ત તેના બાહ્ય સ્વરૂપને જ ઘડયું છે—પત્થરના ટૂકડામાંથી મૂર્તિ ઘડી કાઢી એટલું જ. પણ તેમાં અનુપમ સૌંદર્ય તો તેના ધર્માચાર્યો, ઋષિમુનિઓ, સાધુસન્તો, મહાત્માઓ, કવિઓ, સાહિત્યસર્જકો, ચિત્રકારો, તત્ત્વજ્ઞાનીઓએજ મૂકયું છે અને તેને પ્રાણવતી બનાવી છે. આ સૌંદર્ય પૂરનારમાંના એક શ્રી વલ્લભાચાર્યજી હતા, એટલું જ નહિ પણ તેઓશ્રીએ તે મૂર્તિને સુન્દર બનાવવામાં જેટલો પ્રયાસ કર્યો છે, તેટલો બીજા કોઇએ કર્યો નથી. સોળમી સદીના તો તે મહાન્ આચાર્ય હતા. તેઓશ્રી કેવલ વૈષ્ણવોને માટે જ નહિ, ફક્ત ભારતવર્ષના હિન્દુઓને માટે જ નહિ, પણ સમસ્ત જગત્ના કલ્યાણ માટે અવનવો જીવન પયગામ લેઇને પૃથ્વીમાં પધાર્યા હતા. શ્રીવલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય સહેતુક હતું. સમાજ

તથા ધર્મમાં પ્રવર્તતી જૂની હાનિકારક જડો ઉખેડી નાખીને તેને સ્થાને નવી રોપવા માટે, નિસ્તેજ બનેલી ભારતવર્ષની ધર્મ વાટિકાને સુંદર બનાવવા માટે તેમનું પ્રાકટય હતું. તેઓશ્રીએ જીવનમાં મીઠાશ આણી. સંન્યાસને બદલે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ પ્રભુની પ્રાપ્તિ કરી શકાય છે એવો નવો આદેશ આપ્યો. ઇન્દ્રિયોનું કૃત્રિમ દમન કરવાને બદલે પ્રભુની સેવામાં તેનો વિનિયોગ કરવો, પ્રભુએ જ જીવનું ધ્યેય હોવાથી, તમામ કલાઓનો પણ વિનિયોગ પ્રભુ પ્રીત્યર્થ થવો જોઇએ તેવો ઉપદેશ આપીને, લોપ પામતા ગૃહસ્થાશ્રમો અને કલાઓને તેઓશ્રીએ સજીવન કર્યા. તેમણે અનેકનાં જીવન સુધાર્યાં. ધર્મનાં દ્વાર સ્ત્રી તથા શૂદ્રોને માટે બંધ હતાં તે તેમણે ખૂલ્લા કર્યાં. શાસ્ત્રોએ અને જનસમાજે અવગણેલી સ્ત્રીજાતિને ભક્તિમાર્ગમાં અગ્રસ્થાન આપીને બહુમાન આપ્યું. પતિતોનો ઉદ્ધાર કર્યો. અનેક દુઃખીઓ, સંસારના ત્રિવિધ તાપથી પીડાયલા, સમાજના ત્રાસથી ચગદાયલા મનુષ્યોને અભયદાન દીધું. પ્રત્યેક વ્યષ્ટિ અને સમષ્ટિમાં–આનંદઘન પ્રેમસ્વરૂપ પ્રભુ જ અનેક પ્રવૃત્તિઓ–ક્રિયાઓ, ચેષ્ટાઓ રૂપે ક્રીડા કરી રહ્યા છે, એવી ઉપનિષદની વાણીનું રહસ્ય સંસાર યાત્રીઓને સમજાવ્યું.

૩

આચાર્યશ્રીના જીવનશતદલની પાંદડીઓ સમા તેમના જીવનના અનેક ન્હાના મોટા પ્રસંગો છે. તે દરેકમાં આચાર્યશ્રીનો કોઇને કોઇ સિદ્ધાન્ત પ્રકાશી રહ્યો છે. પ્રત્યેક મહાપુરુષનું જીવન સિદ્ધાન્તમય હોય છે. તેમના જીવનનાં પ્રત્યેક કાર્યના પ્રત્યેક પ્રસંગમાં તે સિદ્ધાન્ત પ્રકટ થાય છે. જગદુદ્ધારક વિશ્વવંદ્ય શ્રીવલ્લભ પ્રભુના કેટલાક સિદ્ધાન્તો નીચેના પ્રસંગોમાંથી સમજાશે.



એક દિવસે સાયંકાળનો સમય હતો. સૂર્ય ક્ષિતિજમાં અસ્ત પામતો હતો. મન્દ મન્દ પવન વાઇ રહ્યો હતો. આચાર્યશ્રી કાશીમાં ગંગાજીના પંચગંગા ઘાટ ઉપર બિરાજતા હતા. કૃષ્ણદાસ તથા બીજા સેવકો પણ સાથે હતા તેમાં ગોધરાના સાચોરા બ્રાહ્મણ રાણાવ્યાસ પણ હતા. તે એક સમર્થ પંડિત હતા. તેમની પંડિતાઇનું તેમને ખૂબ અભિમાન હતું. ઠેકાણે ઠેકાણે પંડિત સભાઓ તેમણે જીતેલી, પણ કાશીની સભામાં તે હાર્યો. તેથી તેમના ચહેરા ઉપર ઉદાસીનતા છવાઇ હતી. મનમાં આપઘાત કરવાનો તે વિચાર કરતા હતા. કૃષ્ણદાસ તેમની મુખાકૃતિ ઉપરથી એ કળી ગયા. તેથી આચાર્યશ્રીને તેણે પ્રશ્ન પૂછયો—કૃપાનિધિ, કોઇ મનુષ્ય ગંગાજીમાં આપઘાત કરે તો તેની શી ગતિ થાય ?

આચાર્યશ્રીએ જણાવ્યું: ' કૃષ્ણદાસ, કોઇ દિવસ નહિ અને આજે તેં મને કેમ આ પ્રશ્ન પૂછયો? હાં, હું સમઝી ગયો છું. આપઘાત કરનારની શી ગતિ થાય છે તે તું જાણવા માગે છે ને? સાંભળ, અમે તેવા દુઃખદ પ્રસંગોમાં પણ આપઘાત કરવો એ અધર્મ છે, પાપ છે. તે જીવની નિર્બળતા સૂચવે છે. તેવું કૃત્ય કરનાર મનુષ્યને અંધતમિસ્રા નામના સ્થાનમાં આપણાં શાસ્ત્રો પ્રમાણે રહેવું પડે છે અને ત્યાં અનેક યાતનાઓ ભોગવવી પડે છે. આપઘાત કરનાર, નથી એ પોતાના દેહનું કલ્યાણ કરી શકતો, કે નથી તેના આત્માને શાન્તિ આપી શકતો. ગંગાજીમાં આપઘાત કરવાથી પણ ગંગાજી તેનો ઉદ્ધાર કરતાં નથી. તેના દેહને કાંતો માછલાં વગેરે ખાઇ જાય છે, અગર કિનારા ઉપર જો તે ખેંચાઇ જાય તો ગીધ વગેરે ખાઇ જાય છે. એટલે તેના દેહની પણ ખરાબ દશા થાય છે. લોક પણ તેવા માણસને કાયર કહીને નિન્દે છે. માટે આપઘાતનો વિચાર સરખો કરવો તે પ્રભુમાં અશ્રદ્ધા સૂચવે છે. જીવને સુખદુઃખના આપનાર પ્રભુ છે. તેની ઇચ્છા પ્રમાણે સૌ કંઇ બને છે. આખું જગત્ એ તેની ક્રીડા છે. એ જો જીવ બરાબર સમઝે તો પછી સુખદુઃખ, જય, પરાજય, કીર્તિ, વૈભવ, આશાનિરાશા એ બધું પ્રભુની ઇચ્છાને અધીન હોવાથી, જીવે તે ઇચ્છાને માન આપીને પ્રભુમાં વિશ્વાસ રાખીને

જીવનનાં કાર્યો કરવાં જોઇએ. કેમ રાણુવ્યાસજી બરાબરને?' પાસે બેઠેલા રાણુવ્યાસજી સમજી ગયા, કે આ બધું તેમને ઉદ્દેશીનેજ કહેવાયું છે. શ્રી. આચાર્યશ્રીની વાણીસુધા તેમના કર્ણમાં પ્રવેશ કરતાંની વેંત, તેઓના હૃદયમાં કુવિકારરૂપી મળ બહાર નીકળી ગયો. તેમણે ઉઠીને આચાર્યજીના ચરણે સાષ્ટાંગદંડવત્ કર્યા અને બોલ્યા 'હે દીનદયાળુ! મારા હૃદયનો રોગ આપે બરાબર પારખ્યો છે. મને મારા પાંડિત્યનું બહુજ અભિમાન હતું. પણ પ્રભુએ મારા અભિમાનને ઉતારી નાખ્યું તે ઠીક થયું. આપે મને આજે આ અમૃતવાણીથી જીવિતદાન આપ્યું નહોત તો હું ગંગામાં પડીને આપઘાત કરત. પણ આપશ્રીએ મને જીવિતદાન આપ્યું છે. જીવન શું તે પણ સમઝાવ્યું. આજથી હું આપને શરણે આવું છું; તો આપ મારો સ્વીકાર કરો'. આચાર્યશ્રીએ તેમનો, સેવક તરીકે સ્વીકાર કર્યો. પ્રભુમાં શ્રદ્ધા એ સર્વ દુઃખોનો પ્રતિકાર કરવાની પરમ ચાવી છે એ સિદ્ધાન્ત આમાં સમજાય છે.



આપ અડેલમાં બિરાજતા હતા. ત્યારે એક વખત એક જલધરીઓ તેઓશ્રીની પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'કૃપાનિધિ, આ દુઃખ શી રીતે સહન થાય? આ દેવાંબાઇ તો મને દરરોજ હેરાન કરે છે. અગાઉ પણ

આપશ્રીને મેં ફરિયાદ કરી હતી કે, જ્યારે જ્યારે હું શ્રીઠાકોરજી માટે યમુનાજીમાંથી જલની ગાગર ભરીને આવતો ત્યારે ત્યારે તે ગાગર ઉપર અપવિત્ર જલ રેડીને મને હેરાન કરતાં, આથી મારે ફરીથી ગાગર ભરી લાવવી પડતી. આપે તે બધું સહન કરવાને આજ્ઞા કરી, પણ આ શી રીતે સહન થાય? આજેજ જુઓને હું ગાગર ભરીને આવ્યો એટલે તેણે છાણ માટીવાળું ચીંથરું (પોતનું) મારા ઉપર નાખ્યું. હવે મહારાજ હું શું કરું? આ બાઇ તો મને ખૂબ હેરાન કરે છે. તે આપની જ્ઞાતિની રહી એટલે હું કંઇ કરી શકતો નથી.'

આ દેવાંબાઇ જેની વિરુદ્ધ જળધરીઆએ ઉપર પ્રમાણે ફરિઆદ કરી હતી. તે આચાર્યશ્રીની જ્ઞાતિની હતી. તેને નિર્વાહનાં કાંઇ સાધન ન હોવાથી અડેલમાં આવીને રહી હતી, અને આચાર્યશ્રીની કૃપાથી, તેનો નિર્વાહ સારી રીતે ચાલતો. પણ તેનામાં ઇર્ષા બહુ હતી. તે સ્વભાવને લીધે આચાર્યશ્રીનાં કુટુમ્બની તે ઇર્ષા કરતી. તે ઇર્ષાને ઉપર રીતે પ્રકટ કરતી. આચાર્યશ્રી એ બધું જાણતા હતા, તેથી જળધરીઆની વાત સાંભળીને કહ્યું 'દેવાંબાઇના વર્તન વિષે હમણાં ઘણુંજ સાંભળવામાં આવે છે. તે બધાંને બહુજ હેરાન કરે છે. પણ તે બધું સહન કરવું જોઇએ. ક્રોધ કરવો એ બૂરી ચીજ છે. ગમે તેવો દુશ્મન હોય તો પણ તેના ઉપર ક્રોધ કરીને

આપણે સુધારી શકતા નથી. એના સ્વભાવનો જ્યાં દોષ હોય ત્યાં આપણા ક્રોધથી શું થાય? ઇર્ષા કરનારની તરફ પણ જો આપણે હેત દેખાડીએ, તો તેમના સ્વભાવમાં ફેરફાર થાય છે અને તેમનું વર્તન સુધરી જાય છે. માટે તમો દેવાંબાઇ ઉપર ક્રોધ ન કરો. હશે, એ પણ પ્રભુનો એક જીવ છે. તેને એ રીતે આનંદ મળે છે, તેમ માનીને તેના તરફનો ક્રોધ શમાવી દે.' પછી આચાર્યશ્રીએ આજ્ઞા કરી–'લાવ જો, પેલું પોતનું, મને જોવા દે.' જલધરીઆએ તે રજુ કર્યું. આચાર્યશ્રીએ આજ્ઞા કરી 'લે આ પોતનાના કાકડા કર. શ્રીઠાકોરજીની રસોઇ માટે દેવતા સળગાવવાના કામમાં તેનો ઉપયોગ કરજે.' જળધરીઓ આજ્ઞા માથે ચઢાવીને ત્યાંથી ચાલ્યો ગયો. થોડાક દિવસ પછી દેવાંબાઇને આ બાબતની ખબર પડી. તેણે મનથી વિચાર કર્યો. 'શ્રી. આચાર્યશ્રીએ મારા ઉપર દયા દેખાડી. જલધરીઆની હકીકત સાંભળીને મને કંઇ પણ કહ્યું નહિ. ક્રોધ સરખો પણ કર્યો નહિ. તેઓ ધારત તો મને અહિંથી કાઢી મૂકાવત. પણ તેમ કર્યું નથી. ઉલટું પોતનાના કકડા કરાવીને ઠાકોરજીની રસોઇ માટે દેવતા સળગાવવાના કાર્યમાં તેનો ઉપયોગ કર્યો. કેવા દયાનિધિ! 'મારે તેમની ક્ષમા માગવી જોઇએ.' એમ વિચારીને આચાર્યશ્રીની પાસે આવી અને બોલી 'દયાનિધિ, મારો અપરાધ થયો છે, તેની ક્ષમા આપો.'

આચાર્યશ્રીએ આશ્વાસન આપ્યું. ત્યારથી તેના વર્તનમાં અજબ પલટો થયો. સૌ કોઇ આશ્ચર્યચકિત થયું. શ્રી. આચાર્યશ્રીના પ્રતાપથીજ તેના વર્તનમાં પલટો થયો. એમ બધાંએ માન્યું. નહિ તો દેવાંબાઇ સુધરે એવી નહોતી.



"કૃપાનિધિ, આજે આપને એક પ્રશ્ન પૂછવાનું મન થાય છે. પૂછું?" આ પ્રશ્ન પૂછનાર આચાર્યશ્રીના અન્તરઙ્ગ સેવક કૃષ્ણદાસ હતા.

મન્દસ્મિત પૂર્વક આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો— કૃષ્ણદાસ, તું કોઇ પણ વિષય ઉપર પ્રશ્ન પૂછી શકે છે. 'પૂછું?' એમ પણ તારે કહેવાની જરૂર નથી. બોલ, શો પ્રશ્ન છે?'

'મહારાજ પ્રશ્ન એ છે કે શ્રીઠાકોરજીને શું પ્રિય હોય છે અને શું અપ્રિય હોય છે?'

'ઓહો આજ પ્રશ્ન છેને? તેનો ઉત્તર તો તું પણ આપી શકે છે. તું જાણે છે ને કે આપણે કેવા પ્રભુને ભજીએ છીએ?'

'હા પ્રભો, આપે શાસ્ત્રના આધારથી જણાવ્યું છે કે આપણે રસરૂપ, આનંદરૂપ, પ્રેમસ્વરૂપ પ્રભુને ભજીએ છીએ.' કૃષ્ણદાસે જવાબ આપ્યો.

'તો પછી પ્રભુને પ્રેમજ પ્રિય હોયને? આપણે શ્રી ઠાકોરજીને નવનીત આરોગાવીએ છીએ. કારણ કે શ્રી

ઠાકોરજીને તે બહુજ પ્રિય છે. આ નવનીત એ બીજું કંઇ નહિ, પણ ભકતનો પિણ્ડીભૂત સ્નેહભાવ છે. સ્નેહભાવના સૂચક નવનીતને શ્રી ઠાકોરજી પોતાના હસ્તકમલમાં ભાવથી ધારણ કરે છે. અર્થાત્ પ્રભુને પ્રેમજ પ્રિય છે. જ્યાં પ્રેમ છે ત્યાં પ્રભુ પ્રકટ થાય છે. જ્યાં પ્રેમ ત્યાંજ આનન્દ. સમસ્ત વિશ્વમાં સર્વત્ર એ આનન્દસ્વરૂપ પ્રભુની મનોહર મૂર્તિ ક્રીડા કરી રહી છે, નૃત્ય કરી રહી છે. સ્થળમાં, જળમાં કે વ્યોમમાં જ્યાં જુઓ ત્યાં તે પ્રભુના પ્રેમનું નર્તન ચાલી રહ્યું છે. આ પ્રેમ નર્તનમાં જીવોએ પણ નાચવું જોઇએ. તેમનાં હૃદયોમાં પણ પ્રેમ ભાવ હોવો જોઇએ. જીવ માત્ર પ્રભુના અંશ છે; તેથી તમામ પ્રત્યે સ્નેહ હોવો જોઇએ. જ્યાં સ્નેહ નથી, ત્યાં ક્લેશ થાય છે, ત્યાં આનંદ સ્વરૂપ પ્રભુ તિરોધાન પામે છે. માટે ક્લેશ પ્રભુને અપ્રિય છે. ક્લેશ એ ધૂમાડા જેવો છે. ધૂમાડો આંખને ઝાંખી કરે છે, જેથી તે સરખી રીતે કંઇ જોઇ શકતી નથી, તેમ ક્લેશ આપણામાં ભેદભાવ ઉત્પન્ન કરે છે, આપણી જીવન દૃષ્ટિને ઝાંખી કરે છે અને પ્રભુનું આપણા મનમાં વિસ્મરણ કરાવે છે. માટે સમજ્યો કે સ્નેહ એ પ્રભુને પ્રિય છે અને ક્લેશ અપ્રિય છે. જોજે હો! કોઇ દિવસે કોઇ પણ કારણે ક્લેશ કરતો નહિ. તારા હૃદયને પ્રેમથી ભીંજાયલું રાખજે. તમામ મનુષ્યો તથા પ્રાણીઓ; અરે જડ મનાતાં વૃક્ષો અને વેલીઓ તરફ પણ તું સ્નેહ દાખવજે.'

કેવો પરમબોધ, કેટલો ઉચ્ચ સિદ્ધાન્ત, સંસારમાં દેખાતી વિષમતામાં સમતા લાવવાની, સંસારનાં અનેક દુઃખો તથા કષ્ટોની ગુંચો ઉકેલવાની કેવી અદ્ભુત ચાવી; આચાર્યશ્રીના 'પ્રેમ' સૂત્રમાં જોવામાં આવે છે!



ગુજરાતના ધંધુકા પાસે આવેલા તગડી ગામમાં શ્રી. આચાર્યશ્રી જ્યારે બીરાજતા હતા ત્યારે નીચેનો પ્રસંગ બન્યો હતો.

'મહારાજ! આજે મારે ઘેર શ્રીકૃષ્ણ અને બળદેવ પધાર્યા છે. આપને પ્રત્યક્ષ જોવું હોય તો પધારો' એમ એક બ્રાહ્મણ આચાર્યશ્રી પાસે ઉતાવળે દોડીને આવતો અને શ્વાસ લેતો બોલ્યો.

'હેં શું ખરૂં કહે છે? ચાલ, દેખાડ જો' એમ શ્રીઆચાર્યશ્રીએ આજ્ઞા કરી, અને તેની સાથે ગયા. આપશ્રી તો જાણતાજ હતા કે ભાગવતની સપ્તાહ દરમ્યાન દશમસ્કંધની ભગવાનની બાળલીલાના પ્રસંગો સાંભળીને, તે બ્રાહ્મણને પોતાના બાળકોમાં શ્રીકૃષ્ણ અને બળદેવનો ભાવ સ્ફુર્યો હતો. આચાર્યશ્રીએ જોયું તો તે બ્રાહ્મણના બે બાળકો માખણ ખાતા હતા. તેમાં આ બ્રાહ્મણને થયેલા શ્રીકૃષ્ણ અને બળદેવના ભાવનું પોષણ કરવાને, શ્રીમુખે બોલ્યા 'તારાં ધન્ય ભાગ્ય છે, કે તને તારા આ બાળકોમાં શ્રીકૃષ્ણ અને બળદેવનાં દર્શન

થાય છે. પણ તારી સ્ત્રી જે પાણી ભરવા ગઇ છે, તેને જો ખબર પડશે કે છોકરાંઓ માખણ બગાડે છે તો કદાચ તે તેમના ઉપર ગુસ્સે થશે અને કદાચ તેમને મારશે. માટે તું તારી સ્ત્રીની સામે જા. અને બધી હકીકત કહે કે જેથી તે ગુસ્સે થાય નહિ. આથી બ્રાહ્મણ તેની પત્નીની સામે ગયો અને તેને બધી હકીકત કહી. તે સ્ત્રી ઘેર આવીને છોકરાં ઉપર ગુસ્સો કરવાને બદલે તેમના ઉપર પ્રેમ દેખાડવા લાગી.

આ બ્રાહ્મણ અને બ્રાહ્મણી દરરોજ શ્રી આચાર્યશ્રીની કથા સાંભળવાને તેમની પાસે જતાં. બાળલીલાના પ્રસંગમાં શ્રીઆચાર્યશ્રીએ એવો ઉપદેશ આપ્યો હતો કે, પ્રભુ સર્વ પ્રાણીઓમાં વસે છે. માટે તમામની પ્રત્યે પ્રેમથી વર્તવું. પોતાનાં સગાંવહાલાં, અડોશીપડોશીઓ, કુટુમ્બનાં માણસો, ઢોરઢાંકર બધાની તરફ પ્રેમથી વર્તવું; એજ ખરો ધર્મ છે અને તેથી પ્રભુ પ્રસન્ન થાય છે. ભગવાન શ્રીકૃષ્ણે અનેક લીલાઓ કરીને આપણને તેજ બોધ આપ્યો છે. તો પછી પોતાનાં બાળકોને માટે પણ પ્રેમ રાખવો જોઇએ. બાળકોમાં પ્રભુનો ભાવ રહે તો કેટલું બધું ઉત્તમ પરિણામ આવે. હાલમાં માબાપો આ સમજતા નથી. તેથી બાળકોનો સહજ વાંક આવે તો તેમને મારઝૂડ કરે છે. અગર ગાળો ભાંડે છે તે બરાબર નથી. બાળકોમાં પણ પ્રભુ બીરાજે છે એ જ્યારે

તમામ માબાપો અને શિક્ષકો સમજશે ત્યારે બાળકો મટીને દેવ બનશે. આ આચાર્યશ્રીનો ઉપદેશ તે બ્રાહ્મણ બ્રાહ્મણીના હૃદયમાં સચોટ ઉતર્યો હતો.

બાળકોને તાડનથી નહિ પણ પ્રેમથી ઉછેરવાં. તેમ કરવાથી ઉત્તમ સંસ્કારો તેમનામાં મૂકી શકાય છે. એવો આચાર્યશ્રીનો બોધ અત્યારે પણ આપણને સ્વીકાર્ય જણાતો નથી? મેડમ મોન્ટેસરીએ બાળકોને ચહાવાવું સૂત્ર આપ્યું છે, પણ શ્રી આચાર્યશ્રી તો તેથી પણ આગળ વધીને કહે છે કે બાળકોમાં પ્રભુનો ભાવ લાવો. કેટલો સુંદર સિદ્ધાન્ત જગતના કોઇપણ કેળવણી સુધારકે હજુ સુધી આપણને આ ભાવ આપ્યો નથી.



ગુજરાતના પાટણ શહેરમાં આચાર્યશ્રી પધાર્યા ત્યારે શહેર બહાર તળાવ ઉપર પડાવ નાખ્યો. તેમની વિદ્વત્તા જાણીને કેટલાક જૈન આચાર્યો તેમની પાસે ચર્ચા કરવા આવ્યા. તેમાં જીનાચાર્ય, ધનાચાર્ય, સુંદરગુણી, પ્રતાપ-સુરી, સૌભાગ્યસુરી પણ હતા. જીનાચાર્યે પ્રશ્ન પૂછ્યો, તમારા વૈષ્ણવધર્મમાં દયા એ ધર્મ છે કે નહિ? ધર્મ એટલે શું? તમે પ્રમાણ કોને માનો છો?—આચાર્યશ્રીના શિષ્ય શંભુ તથા હરિએ આના યોગ્ય ઉત્તર આપ્યા, શ્રી આચાર્યશ્રીએ પણ નીચે પ્રમાણે કહ્યું.

'અમારા વૈષ્ણવ ધર્મમાં દયા એ ધર્મ છેજ, પણ

ભગવાન્ પ્રત્યેના મનુષ્યના ધર્મ કરતાં તેને ગૌણુ ગણુવામાં આવે છે. અમે તો પ્રભુને પ્રેમરૂપે ઓળખીએ છીએ. સર્વોત્કૃષ્ટ અને સર્વથી અધિક પ્રેમ તેજ પ્રભુ; એટલે અમારા વૈષ્ણુવોનો તો પ્રેમ ધર્મ છે. ચેતન કે જડ-તમામના તરફ તેમણે પ્રેમથી વર્તવું જોઇએ. એ પ્રેમનું બીજું નામ ભક્તિ છે. દયા, કરુણા, મૃદુતા-એ બધાનો પ્રેમમાં અંતર્ભાવ થાય છે. પ્રેમભાવથી તેને છૂટા પાડી શકીએ નહિ. પ્રેમભાવથી જૂદાં તે રહી શકેજ નહિ. પ્રેમ વગરની દયા તે ફલક વગરના ચિત્ર સમાન છે. તે ચિત્ર ફલક વગર કોના આધારે રહે? તેમ પ્રેમ વગર દયા કોના આધારે રહે? માટે અમે પ્રેમને ધર્મ માનીએ છીએ. જેમ સાગરમાં લહરીઓ મોજાંઓ વગેરે ઉત્પન્ન થાય છે તેમ દયા કરુણા વગેરે લાગણીઓ પ્રેમરૂપી સમુદ્રમાં ઉત્પન્ન થાય છે. વળી અમે ઇશ્વરને માનતા હોવાથી, તથા તે ઇશ્વર સર્વમાં વ્યાપેલા માનીએ છીએ. તેથી કોઇપણ પ્રાણીની હિંસા કરવી તેને મોટામાં મોટો અધર્મ માનીએ છીએ. દયાને ધર્મ માનીએ છીએ, પણ પ્રેમને તેથી પણ અધિક માનીએ છીએ. જેનામાં પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ છે તેનામાં દયા પણ છે. વળી પ્રાણી માત્રના તરફ પ્રેમ દેખાડવો એટલું અમે માનતા નથી; પણ જે પરમાત્માએ આ બધાં પ્રાણીઓને સર્જ્યાં છે તેના તરફ પણ પ્રેમ કરવો જોઇએ. ભક્તિ કરવી

જોઇએ એમ માનીએ છીએ. આને માટે અમે શાસ્ત્રને જ પ્રમાણુ સ્વીકારીએ છીએ. પ્રત્યક્ષ, અનુમાન કે બીજાં પ્રમાણોને નહિ.' આચાર્યશ્રીનો ઉત્તર સાંભળીને પંડિતોનું સમાધાન થતાં તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

દયા અને પ્રેમના સિદ્ધાન્તોનો ભેદ કેટલી ઝીણવટથી આમાં આચાર્યશ્રીએ દર્શાવ્યો છે. પ્રેમ એ વિશાળ સમુદ્ર છે, દયા એ એક ન્હાનું ઝરણું છે. પ્રેમ એ સૂર્યનો પ્રકાશ છે, અને દયા તેના પ્રકાશથી પ્રકાશતા ચંદ્રનો પ્રકાશ છે. આ બન્ને વચ્ચેનો ભેદ આચાર્યશ્રીના ઉપરના ઉપદેશમાં જણાય છે.



સુરત પાસે દુર્વાસા ક્ષેત્રમાં (ડુમસમાં) આચાર્યશ્રી બિરાજતા હતા. સાથે કૃષ્ણદાસ હતા. ત્યાં કૃષ્ણદાસે એક યોગીને કઠિન તપ કરતાં જોયા. તેમની પાસે જઇને પૂછયું ' અરે, તમે આ શું કરવા કરો છો ? જુઓને તમારો એક હાથ અને પગ સૂકાઇ ગયા છે. આવું ક્યાં સુધી તમે કરશો. આમ કરશો તો તમારો દેહ નહિ રહે.'

યોગીએ જવાબ આપ્યો. 'હું તપ કરું છું. ઇશ્વરનું દર્શન કરવાને કેટલાંયે વર્ષોથી આ સ્થિતિમાં તપ કરું છું, પણ હજુ ઇશ્વરનું દર્શન મને થતું નથી.'

કૃષ્ણદાસે કહ્યું 'ઇશ્વરના દર્શન માટેજ જો તમે કરતા હો તો ચાલો મારી સાથે અમારા આચાર્યશ્રી અહિંઆં બિરાજે છે. તે તમારા મનનું સમાધાન કરશે !

તે યોગી કૃષ્ણદાસ સાથે આચાર્યશ્રી પાસે ગયો. આચાર્યશ્રી તો તે જાણતાજ હતા. કૃષ્ણદાસને તેમણેજ પ્રેરેલા હતા. આથી યોગીનો સત્કાર કર્યો અને કહ્યું. 'આવો, બેસો, શું ઇચ્છા છે?'

તેણે પોતાની આગલી પાછલી બધી કહી. આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો-'તમો ઇશ્વરનાં દર્શન માટે આવું કઠોર તપ કરો છો, તે જાણીને ખરેખર આનંદ થાય છે. પણ આ સાચો માર્ગ નથી. જે વસ્તુને આપણે ઇચ્છતા હોઇએ, તેને મેળવવાનો જે ઉપાય હોય તેજ કરવો જોઇએ. બીજો ઉપાય કરીએ તો તે આપણને ન મળે. આપણાથી તે દૂરને દૂર રહે. જાવું હોય ઉત્તરમાં અને આપણે દક્ષિણમાં જઇએ, તો ધારેલા સ્થળે શી રીતે પહોંચી શકીએ. તમારો ઉપાય બરાબર નથી. તમો નાહકનો તમારા દેહને કષ્ટ આપો છો. ખરું તપ તો પ્રભુને પ્રાપ્ત કરવાને હૃદયમાં વિરહાગ્નિનો તાપ અનુભવવો જોઇએ. અંતરનું તપ, તાપ હોય તોજ પ્રભુ મળે. આતો તમો બહારથી શરીરને કલેશ આપો છો. આથી કંઇ ફલ નથી. વર્ષોના વર્ષો સુધી આમ કરશો તોપણ પ્રભુ પ્રાપ્ત થશે નહિ. પ્રભુ આનન્દરૂપે છે જો કોઇ મનુષ્ય જેનાથી આનંદનું તિરોધાન થાય એવું કાર્ય કરતો હોય તો પ્રભુને તે ગમતું નથી. પ્રભુ તેના ઉપર નારાજ થાય છે. તમો તપ કરીને તમારા દેહમાં રહેલા

આનંદ રૂપ પ્રભુને ક્લેશ આપો છે. તે પ્રભુને ગમતું નથી. તો પ્રભુ તમને શી રીતે દર્શન દે? માટે તમો આનંદરૂપ પ્રભુને ઓળખો. અને સંસારમાં રહીને તેમના તરફ ભક્તિ દેખાડો. જેમ જેમ તમારા હૃદયમાં ભક્તિ ઉદય પામશે તેમ તેમ સંસાર તરફ વૈરાગ્ય થશે, અને પ્રભુ પ્રત્યે અધિક ને અધિક પ્રેમ થશે. તમારા દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ પ્રાણ અને આત્મા, એ સર્વમાં પ્રભુનો પ્રેમરસ વ્યાપશે ત્યારે તમો પ્રભુનાં દર્શન કરવાને ભાગ્યશાળી થશો. વ્રજસુન્દરીઓમાં આ પ્રેમરસ વ્યાપેલો હોવાથીજ પ્રભુએ તેમને દર્શન આપ્યું હતું, આ ઉપદેશ શ્રવણ કરીને, તે યોગીએ ભક્તિનો માર્ગ સ્વીકાર્યો.



એક વેળા સેવકે આવીને શ્રીમહાપ્રભુજીને વિનંતિ કરી. 'મહારાજ, આજે સામગ્રી નથી, તો ઠાકોરજીને શેનો ભોગ ધરવો?' આચાર્યશ્રીએ શ્રી. અક્કાજીને પૂછ્યું –'કોઇ સામગ્રી છે?' 'હા, છોલા ઘણા છે.' તેમણે જણાવ્યું. 'તો છોલા (ચણા) ને ભીંજાવીને, તળીને શ્રી. ઠાકોરજીને ભોગ ધરો.' આચાર્યશ્રીએ આજ્ઞા કરી.

પાસે ઉભેલા બીજા સેવકે વિનંતિ કરી 'મહારાજ, આજ્ઞા આપો તો બજારમાંથી ઉધારે લાવું.'

આચાર્યશ્રીએ કહ્યું, 'ના. શ્રી ઠાકોરજીના ભોગ માટે દેવું કરીને કંઇ કરવું નહિ.

'સેવા કરવી, તે પોતાની શકિત પ્રમાણે કરવી.

આપણી સેવા ભાવાત્મક છે. પ્રભુ ભાવરૂપ છે, અને તેમની સેવા પણ ભાવપૂર્વક કરવી જોઇએ. રંચ જેટલી સેવા જો ભાવથી કરવામાં આવે તો પ્રભુ તેને મોટી માને છે. તે સેવા દરેકે પોતાની શકિત પ્રમાણે કરવાની છે. શકિત ન હોય તો દેવું કરીને કંઇ પણ ન કરવું.

ભક્તિમાર્ગરૂપી કમળને વિકસાવીને, માયાવાદનું ખંડન કરી સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરીને, વેદના મર્મ ભાગને સૂક્ષ્મદષ્ટિથી પ્રગટ કરીને, સ્ત્રી તથા શૂદ્રાદિનો ઉદ્ધાર કરીને, શ્રી ભાગવત રૂપી અમૃતના સમુદ્રનું મથન કરીને, ખરા કર્મમાર્ગને પ્રવર્તાવીને, ભગવાનના જ્ઞાનનો ઉપદેશ આપીને, ભકતોની ઇચ્છાઓ પૂરીને, પતિતોનો ઉદ્ધાર કરીને, બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચીને, કરુણાનિધિ, મહોદાર, વાક્‌પતિ, વિબુધેશ્વર, ભૂમિના ભાગ્ય રૂપ, ત્રણ લોકના ભૂષણ રૂપ, શ્રી કૃષ્ણાસ્ય અને વૈશ્વાનર રૂપ શ્રીમદાચાર્યજીએ બાવન વર્ષની વયે સ્થૂલ દેહલીલા સંકેલી અને પ્રભુધામમાં પધાર્યા હતા.

આર્યાવર્તના તે પરમ જ્યોતિર્ધર, નિષ્કામ પ્રેમભક્તિરસ માર્ગના વિધાયક, પ્રેમભક્તિનું પુષ્ટિપીયૂષ ભક્તજનને પાનાર, વૈશ્વાનર સ્વરૂપ શ્રી વલ્લભાચાર્યજીને હઝારો વંદના કરીને આ લેખ પૂરો કરું છું.

**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ.**

મંત્રી, શુદ્ધાદ્વૈત સંસદ્—અમદાવાદ.

# પગ દંડી

શ્રી. વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તો સમજવા, ઉંડા અભ્યાસની જરૂર રહે છે. આચાર્યશ્રીએ જે સિદ્ધાન્તો સ્થાપ્યા છે, તેનો અનેક રીતે વિકાસ થયો છે; તેથી આચાર્યશ્રીની સંસ્કૃત કૃતિઓ ઉપરાંત, તે વિષય પર આજ સુધીનું જેટલું સાહિત્ય પ્રગટ થયું છે, તે બધાનો અભ્યાસ કરવાનું ભાગ્ય જેને સાંપડયું છે, તેનેજ આચાર્યશ્રીના સિદ્ધાન્તો વિષે બે બોલ પ્રગટ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

આ પ્રકારનો અભ્યાસ કરવાનો મેં પ્રયત્ન સેવ્યો છે અને તે પ્રયત્નના ફળરૂપે જ આ ગ્રંથ પ્રગટ થઇ શકયો છે, તેમાં કેટલે અંશે સફળતા મળી છે, તે તો સિદ્ધાન્તોના અભ્યાસીઓ જ જાણી શકશે.

પુષ્ટિ સંપ્રદાયનું સાહિત્ય ગુજરાતી ભાષામાં પણ સારી રીતે પ્રગટ થએલું છે. સંપ્રદાયના સાક્ષરો અને

આચાર્યોએ તેમાં મોટો ફાળો આપ્યો છે. તેમના ગ્રંથો અભ્યાસ પૂર્ણ જ હોય, કારણકે તે વિષયનું ચિંત્વન તેમનું દિવાનિશનું કાર્ય છે; એટલે આ ગ્રંથથી તેમાં કોઇ જાતનો વધારો થાય એમ નથી. આ ગ્રંથ તે રીતે તેમના વિચારોનો એક નાનો સંગ્રહ કહી શકાય.

આ ગ્રંથમાં જો કોઇને વિશેષતા લાગશે, તો તે ગુજરાતી ભાષાની સરળતા પુરતી હશે. ગહન સિદ્ધાન્તો પણ સરળ પ્રકૃતિના માણુસો સમજી શકે; તે રીતે મુકવાનો મારો પ્રયત્ન છે. તેથી એક ઉણુપ પણુ રહી ગઇ છે. સિદ્ધાન્તોને સરળ રીતે સમજાવવા જતાં વાક્યોનું પિષ્ટપેષણુ થયું છે અને એકજ પ્રકારના વિચારો વારંવાર આંખે તરી આવશે; પરંતુ તે પિંજણુ સરળ મનને ઉપયોગી થાય, એ હેતુથી કરવામાં આવ્યું છે.

પુષ્ટિ સંપ્રદાયના ઉંડા અભ્યાસીઓ તો આચાર્યશ્રીની સંસ્કૃત કૃતિયો વાંચીને જ મસ્ત બને છે. જે ભગવદીય ભક્તજનો છે, તેઓ પણુ પ્રમેય માર્ગની ભક્તિમાં તલ્લીન હોય છે; એટલે તેમને વિશેષ વાંચવાનું રહેતું નથી. આ બંને વર્ગો માટે આ ગ્રંથની ઉપયોગિતા નજીવી હશે. એક ત્રીજો વૈષ્ણુવ વર્ગ છે, અને તે આ બંને વર્ગો કરતાં પ્રમાણુમાં ઘણો જ મોટો છે. તેઓને વૈષ્ણુવ દીક્ષા મળેલી હોય છે; પરંતુ સંપ્રદાયના સિદ્ધાન્તો વિષયનું તેમનું જ્ઞાન નહિ જેવું જ હોય છે. તેઓને જો

સિદ્ધાન્તો સમજાવવાનો પ્રયત્ન થાય, તો સંપ્રદાય પુરતું એક મોટું અજ્ઞાન છે, તે દૂર થઇ શકે. આ વર્ગને ધ્યાનમાં રાખી, મેં આ ગ્રંથ લખવાનો પ્રયત્ન કર્યો છે. એટલે આચાર્યશ્રીના જીવન વિષયની ટુંકી પરંતુ સ્પષ્ટ હકિકતો; તેમજ આચાર્યશ્રીના સિદ્ધાન્તો હૃદયમાં રમી રહે તેવી રીતે મુકવા, મેં યત્ન સેવ્યો છે. તે છતાં કોઇક સ્થળે મારા સંસ્કૃત વાચનની છાપ આવી ગઇ છે અને તે પુરતી સરળ વાચકને કઠિનાઇ પણ પડશે. સંપ્રદાયના પારિભાષિક શબ્દોને આ ગ્રંથમાં સ્થાન આપ્યું નથી, તેનું પણ આજ કારણ છે. એવો પણ એક વર્ગ છે. જે પોતાની જાતને વૈષ્ણવ ગણતો નથી; તે છતાં શ્રી. વલ્લભાચાર્યજી અને ગોસ્વામી બાળકો માટે બહુમાન ધરાવે છે અને, તેમના સિદ્ધાન્તો સમજવા ઇંતેજાર પણ હોય છે. તે વર્ગ પણ આ ગ્રંથદ્વારા કંઇક તો લાભ લઇ શકશે.

ગ્રંથ લખવાના મારા અધિકાર પુરતી એક હકિકત આ રીતની છે, પુષ્ટિસંપ્રદાયના વૈષ્ણવ સમાજમાં શ્રીમદ્ ભાગવત વગેરેનાં કથા કીર્તન કરવાનું ભાગ્ય મને કુલપરંપરાથી સાંપડયું છે. મારા દાદાની પુરાણી તરીકે સારી પ્રતિષ્ઠા હતી. મારા પિતાશ્રીનો શ્રીમદ્ ભાગવત અને પુષ્ટિ સંપ્રદાયનો અભ્યાસ તો મારાથી પણ વધારે છે, એટલે તેમની સલાહ લેવાનું મને ભાગ્ય

મળ્યું છે, અને તેમના શુભ આશિષ લઇને જ મેં ગ્રંથનો આરંભ કર્યો છે. અણુભાષ્ય ભણાવવાનો એકાદો પ્રસંગ પણ મને મળી ગયો છે, એટલે એક વૈષ્ણવજન પુરતો અધિકાર હું મેળવી શક્યો છું. તે ઉપરાંત આચાર્યશ્રીના ગ્રંથોનું પરિશીલન કરવા, મેં મારી આ ઉનાળાની રજાઓનો સંપૂર્ણ ઉપયોગ કરી લીધો છે. આચાર્યશ્રીના સિદ્ધાન્તો તથા તેમની જીવનચરિત્રની વિગત પુરી પાડતું સાહિત્ય: સંસ્કૃત, હિંદી, ઇંગ્લિશ અને ગુજરાતી ભાષામાં જેટલું મળી આવ્યું, તે બધાનો અભ્યાસ કરી, મેં સ્વતંત્ર નોંધ બનાવી હતી અને તેજ સમયે ગ્રંથ લખવાનો આરંભ કરી, ઇ. સ. ૧૯૪૩ના જુન માસની, ૨૩મી તારીખે મેં આ ગ્રંથ લખવાનું કામ પુરું કર્યું છે.

આ ગ્રંથ ત્રણ વિભાગોમાં વહેંચવામાં આવ્યો છે. પહેલા વિભાગમાં ઇતિહાસની વિગતો મેળવી, શ્રી. વલ્લભાચાર્યજીના જીવનની ટુંકી રૂપરેખા ઘડી કાઢી છે. આ પ્રકરણો પરસ્પર સંબંધ ધરાવતાં હોવા છતાં, તે બધાં પોતાની દૃષ્ટિએ સ્વતંત્ર છે. દરેક પ્રકરણને છુટી રીતે વાંચી શકાય તે હેતુ સાચવવામાં આવ્યો છે. શ્રી. વલ્લભાચાર્યજીની વિશેષતા જણાવવાને મેં પુરતો પ્રયત્ન સેવ્યો છે, તે છતાં ચરિત્ર નાયકની તેમાં આછી ઝાંખી થશે; તેનું કારણ એકજ છે; કે ઇતિહાસની કસોટી પર ચઢે તેવી પુરતી હકીકતો હું મેળવી શકયો નથી.

બીજા વિભાગમાં શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. આચાર્યશ્રીએ પોતાની કૃતિઓ દ્વારા આ સિદ્ધાન્તોને ઉત્તમ ખૂબીથી સમજાવ્યા છે, તે છતાં તે સિદ્ધાન્તોને સમજવા અધિકારીની જરૂર રહે છે. આચાર્યશ્રીના ગ્રંથોનું પરિશીલન કરી, મેં તે સિદ્ધાન્તો જાણુવાને યોગ્ય મનન પણ કર્યું છે અને તેનાજ પરિણામે આ બીજો વિભાગ લખી શકયો છું, તે છતાં જ્યાં સિદ્ધાન્તોની સ્પષ્ટતા ન થઇ હોય કે તેમાં ઉણુપ રહેતી હોય, તો તે મારી મર્યાદાની એક ક્ષતિ ગણી શકાય. ત્રીજા વિભાગમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો વિવેચવામાં આવ્યા છે. શ્રી. વલ્લભાચાર્યજીની પ્રેમલક્ષણા નિર્ગુણ ભક્તિ તો સર્વ વિદિત છે. ભગવાનનો કૃપાભાવ અને ભક્તજનની દીનતાનો સુંદર સમન્વય શ્રી. વલ્લભાચાર્યજીએ યોજ્યો છે. તેમના સિદ્ધાન્તો અનુસાર શ્રી કૃષ્ણ ભગવાનનું બાળગોપાળ સ્વરૂપ જ ભક્તજનને સેવ્ય છે, ગોપિકાઓ ગુરુ પદ ભોગવે છે અને યમુના તટ પર રહેલી કુંજગલીઓ ભક્તજનના રસને ઉત્તેજક છે. આ ભાવને પ્રમેય માર્ગ ગણવામાં આવ્યો છે અને તે અનુભવ ગમ્ય છે એટલે સિદ્ધાન્તો પુરતી જ સ્પષ્ટતા કરવાનો ત્રીજા વિભાગમાં યત્ન છે. મુખ્યતઃ શ્રીમદ્ ભાગવત, તત્ત્વદીપ નિબંધ, ષોડશ ગ્રંથો અને સુબોધિની ટીકાના આધારો લઇ, સિદ્ધાન્તોને સરળ રીતે સમજાવવાનો તેમાં પ્રયત્ન જોવામાં આવશે.

શ્રી. વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તો પરથી એક સાર એ તરી આવે છે કે 'ભક્તિમાર્ગન સિદ્ધ કરવા ત્યાગ અને વૈરાગ્ય જ પરમ સાધન છે, એટલે તેમનો માર્ગ પ્રવૃત્તિને પોષનારો નથી. તેમનો માર્ગ ચૂસ્ત રીતે નિવૃત્તિને જ પોષે છે. સંન્યાસ દીક્ષાને તેમણે ગૌણ ગણી છે. તે દીક્ષા લેવાથી જ ત્યાગ અને વૈરાગ્યભાવ જાગૃત થાય, એવી કોઇ બાબત નથી; કારણકે ત્યાગ અને વૈરાગ્ય એ તો મનના સાત્વિક ભાવો છે. આ રીતે "આચાર્ય શ્રી. પ્રવૃત્તિ ધર્મને: ગૃહસ્થ ધર્મને પોષે છે, એવી એક માન્યતા છે," તે યોગ્ય નથી. તેથી ઉલટું તેઓએ કર્મ માર્ગની નિંદા પણ કરી નથી. ગીતાનો સમર્પણ ભાવ તેમણે પોતાના સિદ્ધાન્તોનો સાર બનાવ્યો છે, કર્મ અને જ્ઞાન બંને પ્રાપ્ત કર્યાં વિના કોઇ ભગવાનનો ભક્ત બની શકતો જ નથી. ભક્તિ-ભાવને સિદ્ધ કરવા કર્મ અને જ્ઞાન એ બે ઉચ્ચ કોટિનાં સાધનો છે.

આ રીતે ગ્રંથના વિભાગોની મેં ગોઠવણી કરી છે, તે વાચકને માર્ગ દોરવણીમાં ઉપયોગી થશે. શ્રી. વલ્લભા-ચાર્યજીએ જે મહાન સંપ્રદાય સ્થાપ્યો છે, તે સંપ્રદાય પર ગમન કરવા આચાર્યશ્રીએ અને પુષ્ટિ સંપ્રદાયના સાક્ષર ગણે અનેક માર્ગો બતાવ્યા છે; તેમાં મારો

ગ્રંથ તો એક પ્રવેશ પુરતો હોવાથી, ભૂલા પડેલા કો'ક સરળ માનવીઓની 'પગદંડી' બની શકશે.

આ ગ્રંથ લખતા અગાઉ મને પુષ્ટિ સંપ્રદાયના સાક્ષર વર શ્રીયુત જેઠાલાલ ગોવર્ધનદાસ શાહનો સમાગમ કરવાની ઉત્તમ તક સાંપડી છે, મારા લેખન પુરતી સૂચનાઓ તેમણે મને આપી છે અને તે ઉપરાંત મારા કાર્યની દિશા પણ તેમણે બતાવી છે. તેમણે મને "મહાન જ્યોતિર્ધર શ્રી. વલ્લભાચાર્યજી" નામનો લેખ લખી આપ્યો છે; તે બદલ હું તેમનો ઋણી છું.

મારા લેખન ભારને હળવો કરવા, ભગવદીય સૌ. બાલા બ્હેન તથા શ્રી. બંસીધરભાઇએ મને સર્વ પ્રકારની ઉત્તમ સગવડ આપી છે, તે બદલ તે બંનેનો હું આભારી છું.

સૌ વૈષ્ણવ–બંધુઓને આ પુસ્તકના વાચનથી શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો, 'અનુગ્રહ' પ્રાપ્ત થાય એવી ભાવના સેવી હું વિરમું છું.

શ્રી કૃષ્ણ જન્માષ્ટમી,
સંવત ૧૯૯૯.
આનંદ ભવન, શાહીબાગ;
અમદાવાદ.

વિષ્ણુદેવ પંડિત.

# અનુક્રમ.

## શ્રી વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર

૧. વિક્રમનો એ સોળમો સૈકો.
૨. દીક્ષિત કુલ.
૩. પ્રાકટ્ય અને બાલ્યાવસ્થા.
૪. આચાર્ય: પદવી દાન.
૫. ભારત ભ્રમણ.
૬. ગૃહ સંસાર.
૭. સંન્યાસ અને આસુર વ્યામોહ લીલા.
૮. આચાર્યશ્રીની લેખન પ્રવૃત્તિ.
૯. શ્રી વલ્લભકુળ અને તેની સાક્ષરતા.
૧૦. અષ્ટ છાપના ચાર કવિઓ.
૧૧. આચાર્યશ્રીની ચોરાશી બેઠકો.

## ૧

# વિક્રમનો એ સોળમો સૈકો

શ્રી. વલ્લભાચાર્યજીનો સમય સંવત્ ૧૫૩૫ થી સંવત્ ૧૫૮૭ સુધીનો ગણાય છે. એ સોળમા સૈકા દરમિઆન આ ભારતની શી પરિસ્થિતિ હતી, તે ઇતિહાસની દૃષ્ટિએ જાણવું યોગ્ય છે.

શ્રી. વલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય ઇ. સ. ૧૪૭૯માં થયું. તે સમયે દિલ્હીના તખ્ત ઉપર લોદીવંશના બાદશાહો રાજ્ય કરતા. પહેલો બહિલોલ લોદી ઇ. સ. ૧૪૫૦માં ગાદી ઉપર આવ્યો. આ સમયે ભારત દેશના એકેએક ખુણામાં રહેલી હિંદુઓની સત્તાઓ ડોલવા લાગી હતી. કેટલીક તો નાબૂદ થએલી હતી. કેટલીક પરસ્પરના કલહ અને કંકાસનો ભોગ થઇ પડી હતી.

લોદીઓ ઝનુની અને લઢવામાં મક્કમ હતા. તેમની સત્તા પણ ડોલવા લાગી હતી. બીજા બાદશાહ ઇબ્રાહીમ લોદીનામાં વીરતા કે પરાક્રમ નહિ જેવાં હતાં. તેણે ચિતોડના રાણા સંગને (સંગ્રામસિંહને), એક વખત હરાવ્યો હતો. તેણે અફઘાન સરદારો સાથે વૈર બાંધ્યું હતું અને તેથી અફઘાન સરદારોએ કાબૂલના રાજા બાબરને નિમંત્રણ આપ્યું. કાબૂલનો રાજા બાબર પોતાની સેના સાથે ચઢી આવ્યો, અફઘાનો તેના પક્ષમાં રહ્યા, પંજાબનો સુબો દોલતખાં તેની મદદે ગયો. બાબરે પાણિપતના યુદ્ધમાં ઇબ્રાહિમ લોદીને હરાવ્યો અને તે પોતે દિલ્હીનો બાદશાહ બન્યો.

શ્રી. વલ્લભાચાર્યજીના સમયે આ રીતે લોદી વંશ દિલ્હીના તખ્ત પર હતો અને તેના સુબાઓ પોતપોતાના ભાગે આવેલા પ્રદેશોનો કબજો કરીને બેઠેલા હતા.

દિલ્હીથી મથુરા અને વૃંદાવનના પ્રદેશ ઉપર લોદી વંશના સુબાઓની સત્તા હતી. તેમના શાસનથી હિંદુ પ્રજાને પૂરતો સંતોષ નહોતો.

રાજપૂતાના અને માળવામાં તે વખતે ક્ષત્રિય રાજાઓની સત્તા હતી, તેમનામાં અંદર અંદર ક્લેશ કંકાસ ચાલ્યા કરતા અને તેનું પરિણામ તેમના વિનાશમાં આવ્યું. ક્ષત્રિય રાજાઓનો આગેવાન રાણો સંગ

હતો, તેનામાં ધાર્મિક ભાવના, વીરતા અને સામર્થ્ય સારાં હતાં, પરંતુ બાબર સાથે લઢતાં તેને હાર ખાવી પડેલી.

ગુજરાતમાં કરણ વાઘેલાના નાશની સાથેજ, હિંદુ રાજાઓનો સૂર્ય આથમી ગયો હતો. મુસલમાનોની સત્તા હિંદુ રાજાઓના કુસંપનો લાભ લઇ, દિન પર દિન જામતી ગઇ. લડાઇઓ ચાલુજ રહેતી અને તેથી પ્રજા પર અનેક પ્રકારનાં કષ્ટ આવી પડતાં.

દક્ષિણમાં મુસલમાની બ્રાહ્મણી વંશનું મોટું રાજ્ય પાંચ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયું હતું; એ રીતે ત્યાં મુસલમાનોની સત્તાએ પ્રવેશ કર્યો હતો; પરંતુ વિજયનગરના રાજ્યનો વિસ્તાર સૌથી લાંબો હતો. આ રાજ્યની તે સમયે સારી ચઢતી હતી. મહારાજા કૃષ્ણદેવ પ્રજાવત્સલ, ધાર્મિક અને નીડર હતો.

બંગાળ, કાશ્મીર અને હરદ્વાર તરફ પણ દેશી રાજાઓના વિનાશ સાથે, મુસલમાનોની સત્તા જામતી જતી હતી.

સમસ્ત દેશમાં આ રીતે રાજકીય અંધાધુંધી ફેલાઇ હતી. સર્વત્ર કુસંપ અને તેથી નિપજતી લઢાઇઓનું વાતાવરણ પ્રચંડ હતું. મિત્ર રાજ્યો પરસ્પર મૈત્રી ભૂલી, પારકાંની સહાય લેતા અને અંતે તેઓ તેની માયાજાળમાં

ફસાઇ પડતા. હિંદુ રાજાઓનો સૂર્ય ધીરે ધીરે આથમતો હતો અને મુસલમાનોનો યુગ બેસતો હતો.

તે સમયના સમાજમાં કોઇ જાતની વ્યવસ્થા જોવામાં આવતી નહોતી. રાજ્યના પલટા થતા અને લોકોનાં મન અદ્ધરજ રહ્યા કરતાં હતાં. કોઇનેય માનસિક શાંતિ મળતી નહિ. હરઘડી આક્રમણના ભયથી, પ્રજાનાં માનસ સંકુચિત બની ગયાં હતાં. સર્વત્ર કેવળ સ્વાર્થપરાયણતા જોવામાં આવતી. સ્ત્રીઓની પરિસ્થિતિ તો કફોડીજ બની હતી. ઘરની બહાર નીકળવું તેમને માટે ભયજનક હતું. માતા પિતાઓ અપહરણના ભયે પોતાની કન્યાઓને નાની કુમળી વયમાં પરણાવી દેતા. આ બાળલગ્નથી સમાજમાં મોટો ગેરલાભ થયો હતો. વીરતા, ઓજસ અને જુસ્સો પ્રજામાંથી ઓસરી ગયાં હતાં. આવી નિર્માલ્ય પ્રજા પોતાના રાજાને મદદરૂપ તો કયાંથીજ થાય, પરંતુ શત્રુઓના હાથા બનતી હતી.

આ સમયની ધાર્મિક પરિસ્થિતિ પણ અસ્થિર હતી; હિંદુઓને ધાર્મિક ભાવનાને દોરવણી આપનાર તે સમયે કોઇ નહોતું. ધર્મનું સ્થાન અંધ માન્યતાઓએ અને નાના મોટા પંથોએ લીધું હતું. હિંદુ રાજાઓની જેમ આ પંથોના આચાર્યો પણ પરસ્પર ક્લેશ, કંકાસનો વધારો કરતા. તેઓ સ્વાર્થ સાધુઓ બનીને બેઠેલા હતા. એને કારણે ધાર્મિક ભાવના અસ્તવ્યસ્ત

થએલી હતી. ધર્મ કરતાં* પંથોનું અને માન્યતાઓનું મહત્ત્વ મોટું ગણાતું અને તેણેજ ધાર્મિક નાશને આમંત્રણ પાઠવ્યાં હતાં. ધર્મનો આત્મા ચાલ્યો જવાથી, કેવળ બાહ્યાચાર વધી ગયો હતો. પાખંડ અને વહેમો તેમજ ધૂતારાઓનું સામ્રાજ્ય વધતું હતું. ચારે તરફથી ત્રાસેલી પ્રજા ધર્મનો આશ્રય લેવા જતી અને તે ધર્મને નામે આવા લોકોનો ભોગ થઇ પડતી. યજ્ઞયાગાદિ ક્રિયાઓ પરથી લોકોનાં મન ઉઠી ગયાં હતાં. જ્ઞાનની ડાહી ડાહી વાતોથી લોકો ધરાઇ ગયા હતા; કારણ કે તેથી વ્યવહારમાં કોઇ જાતનો સુધારો આવી શકયો નહોતો. આ પ્રકારે એક નૂતન ધાર્મિક પદ્ધતિનો વિકાસ થાય; તે જોવાને લોકો આતુર હતા. આ યુગે તે નવીન પદ્ધતિની બક્ષીસ હિંદને આપી છે. તે નવીન પદ્ધતિ તે ભક્તિ માર્ગ છે. લોકોનાં અને આચાર્યોનાં મન ભક્તિ પર વિશેષ આકર્ષાયાં હતાં. હિંદના જુદા જુદા પ્રાંતોમાં વૈષ્ણવધર્મઃ ભક્તિમાર્ગનો તે સમયે પ્રચાર થયો હતો. આથીજ ધાર્મિક દૃષ્ટિએ તે યુગ વૈષ્ણવયુગ તરીકે પ્રસિદ્ધ

---

* તે સમયના ધાર્મિક પરિસ્થિતિનો ખ્યાલ શ્રી. વલ્લભાચાર્યે પોતાના તત્વદીપનિબંધમાં આપ્યો છે. શ્રી. કૃષ્ણાશ્રય ગ્રંથમાં આચાર્ય શ્રી. જણાવે છે કેઃ—

**सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।**
**पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥**

થયો છે. તે વૈષ્ણુવધર્મના પ્રસિદ્ધ આચાર્યો આ યુગમાં થએલા છે.

વૈષ્ણુવ ધર્મના મુખ્ય આચાર્યો શ્રી. રામાનુજાચાર્ય, શ્રી. માધ્વાચાર્ય અને શ્રી. નિમ્બાર્કાચાર્ય પહેલાંજ થઇ ગએલા હતા, પરંતુ તેમણે ચલાવેલા સંપ્રદાયો આ યુગમાં સારી રીતે પ્રચાર પામ્યા હતા. આ દિશામાં કેટલાક સ્વતંત્ર પ્રયાસો પણ થયા હતા.

આ યુગમાં સૌથી પહેલાં કાશીમાં શ્રી. સ્વામી રામાનંદજી મહારાજ થયા. તેમણે ભગવદ્ભક્તિનો સારો પ્રચાર કર્યો. તેમણે નાતજાતનાં બંધનો તોડી નાખી, સૌ કોઇને ભક્તિ માટે સમાન અધિકાર આપ્યો હતો.

મહાત્મા કબીર શ્રી. રામદાસજીના શિષ્ય હતા અને તેમણે પણ ભક્તિ માર્ગનોજ સારી રીતે પ્રચાર કર્યો હતો. આજ સંપ્રદાયમાં રૈદાસ અને નામદેવ વગેરે ઘણા ભગવદ્ભક્તો થઇ ગયા છે.

તેજ સમયે શ્રી. ગુરુ નાનકદેવે પંજાબમાં ધર્મનો વિશેષ પ્રચાર કર્યો હતો. લાખ્ખો મનુષ્યોને તેમણે ઉપદેશ આપેલા અને તેમના ઉપદેશના પ્રતાપથી તેઓ તેમના 'શિષ્ય' (શિખ્ખ) બનેલા, જે પાછળથી શીખ કોમ તરીકે પ્રસિદ્ધ થયા. ગુરુ ગોવિંદસિંહે એ બધાને ભેગા કરી 'શિખ્ખ સંઘ' સ્થાપ્યો હતો.

દક્ષિણમાં મહાત્મા સમર્થ ગુરુ રામદાસે રામભક્તિનો પ્રચાર કર્યો, તે મહાત્મા પણ આ યુગમાંજ થયા

હતા. તેમના શિષ્ય છત્રપતિ શિવાજીએ તો હિંદુ ધર્મનું સાચું સંરક્ષણ કર્યું હતું.

મહારાષ્ટના સંત તુકારામે ભગવદ્ ભક્તિથી ઝરતાં પદો ગાઇ, મહારાષ્ટ્રની ભૂમિને પાંવન બનાવી હતી, તે પણ આજ સમયમાં.

રાજપુતાનામાં વાસ કરી ભકત મીરાંએ પ્રેમલક્ષણા ભક્તિનાં પદો રચી, કૃષ્ણની અનન્ય ભક્તિ કરી હતી, તે મીરાંબાઇ પણ આજ યુગમાં પ્રગટ થયાં હતાં.

બંગાળામાં તે સમયે ચૈતન્ય મહાપ્રભુ પ્રગટ થયા હતા. તેમણે સમસ્ત બંગાળ પર પોતાની ભાવભીની કૃષ્ણભક્તિની અનન્ય છાપ પાડી હતી.

તેજ સમયે શ્રી. વલ્લભાચાર્યજી કાશીમાં વેદાભ્યાસ કરી, તીર્થયાત્રા કરતા, વ્રજભૂમિમાં આવી બિરાજેલા હતા. શ્રી. કૃષ્ણની દિનપ્રતિદિન લોપ થતી ભક્તિભાવનાને તથા ભાગવત ધર્મને તેમણે ફરીથી જાગૃત કર્યાં હતાં. પાખંડ અને વહેમોનો નિરાસ કરવાને, તેઓ કટિબદ્ધ થયા હતા અને એક ધાર્મિક આચાર્યને શોભે તેવી રીતે તેમણે પોતાના ધર્મનો ઝંડો તે યુગમાં ઉંચે ફરકાવ્યો હતો. હિંદુધર્મમાં વહેમ અને પાખંડને પોષતા ધૂતારાઓને તથા હિંદુઓનું ધર્માન્તર કરવા માગનારને, તેમણે સાચી રીતે પડકાર કર્યો હતો. હિંદુ રાજ્યોમાંથી ભૂંસાતી ધાર્મિક ભાવનાનાં તેમણે નવીન બીજ રોપ્યાં હતાં.

રાજકીય દૃષ્ટિએ જે યુગ અંધકાર યુગ ગણાતો તેજ યુગ ધાર્મિક દૃષ્ટિએ સર્વોત્તમ શિખરે બિરાજે છે. આજના યુગમાં જે ધાર્મિક ભાવના અને ધર્મનું સાચું વલણુ જોવામાં નથી આવતું, તે ધાર્મિક ભાવના કેટલા ઉંચા શિખર પર બિરાજતી હતી, તેનો આ યુગ સાક્ષી પુરે છે. મુશ્કેલી અને સંઘર્ષના યુગમાંજ ધાર્મિક ભાવના-ને સાચું નૂર મળે છે. અને તે નૂરની સાચી ભભક બતાવતો, વૈષ્ણવ ધર્મ મધ્યકાલીન યુગમાંજ પ્રગટ થયો છે, તેનું અભિમાન આજે પણુ હિંદુ બાળક લઈ શકે છે. હિંદ પર અનેક આક્રમણો આવ્યાં છે, પરંતુ તેથી તેની ધાર્મિક ભાવના પર કોઇ જાતની સચોટ અસર થઇ નથી. નદીમાં રહેતાં નેતરની જેમ તેણે અનેક વખતે નમતું પણુ આપ્યું છે, પણુ આક્રમણોનાં પૂર વહી જતાંની સાથેજ, તેણે ફરીથી પોતાનું મસ્તક ઉંચું રાખ્યું છે.

શ્રી. વલ્લભાચાર્યજી જેવા ધાર્મિક આચાર્યોનું પ્રાકટય આવા અંધાધુંધીના યુગમાંજ સંભવે છે, કારણુ કે તે સમયમાંજ સાચી દિશા બતાવવાની જરૂર રહે છે.

મધ્યયુગનો મહિમા ગાતાં કવિ નાનાલાલ ભણે છે કે "રાણો સંગ, રાણો પ્રતાપને શિવાજી મહારાજ જેવા હિંદુપતના સંરક્ષક અને સમુદ્ધારક; તુલસીદાસજી, રામદાસજી, ને તુકારામજી જેવા સંતને કવિવરો; ગૌરાંગ પ્રભુ, વલ્લભાચાર્યજી, કબીરજી, નાનકજી જેવા ધર્મ સંસ્થાપકો હિન્દુત્વમાં થયા.......

ભારતનું એ મધ્યાહ્ન તો...બમણું પ્રકાશવન્તું હતું."

## ૨

# દીક્ષિત કુલ

આંધ્ર દેશમાં વ્યોમ સ્થંભ નામે પર્વતની પાસે કૃષ્ણા નદીને દક્ષિણ કિનારે કાકરવાડ (કાકુંભકર) નામે બ્રાહ્મણોનું મોટું નગર હતું. તેમાં આચાર્યશ્રીના પૂર્વજો રહેતા હતા. એ કુટુંબ શુદ્ધ વેલનાટ નામે ઓળખાતું હતું. તેમનું કુળગોત્ર ભારદ્વાજ, તેમનો વેદ યજુર્વેદ અને તેમના વેદની શાખા તૈત્તિરીય ગણાતી. તેમનાં કુળદેવી રેણુકા હતાં. આ કુળ પરાપૂર્વથી શ્રી બાળગોપાળની ભક્તિ કરતું હતું, તેમજ તેમના કુળમાં અનેક સોમ યાગો થયા હતા. વેદને આધારે તેઓ નિત્ય નિયમિત અગ્નિહોત્ર પણ કરતા હતા અને તે કુળે વેદની દીક્ષા લીધી હતી, તેથી તે દીક્ષિત કુળ તરીકે પ્રસિદ્ધ થયું હતું.

## યજ્ઞનારાયણ ભટ્ટ:—

આચાર્યશ્રીની આઠમી પેઢીએ જે પુરુષ થયા, તેમનું નામ ગોવિંદાચાર્ય હતું, તેમના પુત્રનું નામ વલ્લભ દીક્ષિત. તેમના પુત્ર યજ્ઞનારાયણ ભટ્ટ વિષે જાણવા જેવી હકિકત મળી આવે છે. વેદધર્મને અનુસરી તેમણે બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યું હતું. તેમણે મોટી ઉમરે દેવપુરના સુધર્મા નામે પવિત્ર બ્રાહ્મણની નર્મદા નામની કન્યા સાથે લગ્ન કર્યું હતું. આ ધાર્મિક યુગલનું જીવન આદર્શમય હતું. અતિથિ સત્કાર તેમના ગૃહસ્થ ધર્મનું મૂળ અંગ હતું. દ્રવિડ દેશના વિષ્ણુ મુનિ નામના સંન્યાસી તેમને ત્યાં અતિથિ તરીકે આવ્યા હતા. આ મહાત્મા ત્યાગની મૂર્તિ હતા અને તેમના મુખમાંથી ભગવન્નામનો પ્રવાહ ઝરતો હતો. આ મહાત્માની કૃપા યજમાન પર વરસી અને તેમણે યજ્ઞનારાયણ ભટ્ટને ગોપાળ મંત્રની દીક્ષા આપી. તેઓ નિયમિત શ્રી ગોકુલેશજીની સેવાપૂજા કરતા. ઈશ્વરની કૃપા મેળવવા તેમણે સોમયાગ કરવાનો નિયમ લીધો હતો. દર વર્ષે તેઓ સોમયાગ કરતા અને તેમણે પોતાના જીવનના અંત સુધી, આ નિયમ ચાલૂ રાખ્યો. તેમણે આશરે ૩૧ સોમયાગ કર્યા હતા. તેમના આ સત્કર્મથી ભગવાન પ્રસન્ન થયા હતા.

**ગંગાધર ભટ્ટ:—**

તેમના પુત્રનું નામ ગંગાધર ભટ્ટ. તેઓ પરમ ધાર્મિક, વિદ્વાન અને સંસ્કારી પુરુષ હતા. તેમનું લગ્ન ગોણીપુરના તિરુમલની કાંચી નામની કન્યા સાથે થયું હતું. પિતાશ્રીની ભાવનાને અનુસરીને તેમણે પણ ૨૮ સોમયાગ કર્યાં હતા. પિતાનો વારસ પોતે સાચવી તેમાં વધારો કર્યો, તેથી તેઓ ગંગાધર સોમયાજી તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમણે મીમાંસાનું રહસ્ય બતાવનાર એક ગ્રંથ પણ રચ્યો હતો.

**ગણપતિ ભટ્ટ:—**

એમના પુત્ર ગણપતિ ભટ્ટ ઊંચી કોટિના વિદ્વાન હતા. તેમણે પોતાના શિષ્યો સાથે દક્ષિણ દેશમાં યાત્રા કરી હતી. શાક્તો અને તાંત્રિકોનું ત્યાં અતિશય જોર હતું. તેમના મતનો પરાજય કરી, તેમણે ત્યાં વિજય-ધ્વજ રોપ્યો હતો; તેમણે સર્વતંત્રનિગ્રહ નામનો ગ્રંથ રચ્યો છે, જેના છેલ્લા શ્લોકમાં આ રીતનો નિર્દેશ છે કે:—તંત્રો વેદને નહિ માનતા હોવાથી તેમનો મત શિથિલ બને છે, કારણકે વેદ સર્વસંમત છે અને તેની વાણી અપૌરુષેય છે. એ આધારે અમે આ ગ્રંથમાં તંત્રોના વાદનો નિરાસ કરી, વેદમતની સ્થાપના કરી છે.

આ *શ્લોકના તાત્પર્ય પરથી લાગે છે; કે ગણપતિ ભટ્ટ વેદોના પ્રખર અભ્યાસી હતા. તેમણે કુલધર્મને અનુસરી ૩૧ સોમયાગ કર્યાં હતા. તેમનાં લગ્ન દક્ષિણ મદુરાના કેશવરામની અંબિકા નામની કન્યા સાથે થયાં હતાં.

**બાલં ભટ્ટ:—**

આ વિદ્વાન પિતાને ત્યાં જન્મ લેનાર બાલં ભટ્ટ પણ સમર્થ વિદ્વાન હતા. તેમણે દશ ગ્રંથો રચ્યા હતા અને તેથી તેઓ બાલંભટ્ટ દશગ્રંથીના નામે પ્રસિદ્ધ થયા હતા. તેમણે ભક્તિ તંત્ર નામનો એક સ્વતંત્ર ગ્રંથ પણ લખ્યો હતો. તેઓ ધર્મપુરીના કાશીનાથની પૂર્ણા નામની પુત્રી સાથે પરણ્યા હતા. એમણે પાંચ સોમયાગ કર્યાં હતા;

**લક્ષ્મણ ભટ્ટ:—**

એમને ત્યાં લક્ષ્મણ ભટ્ટે જન્મ લીધો હતો. તેમણે ઉત્તમ વિદ્યા સંપાદન કરી હતી; તેમજ કુલ પરંપરાના ધાર્મિક આચારો તેમનામાં સંપૂર્ણ રીતે ઉતરી આવ્યા હતા. તેમનાં લગ્ન વિદ્યાનગરના રાજાના પુરોહિત સુશર્માની યલ્લમાગારુ નામની કન્યા સાથે થયાં હતાં. તેમના

---

* ઉપર શ્લોકનું તાત્પર્ય જ છે. આખો શ્લોક આ પ્રમાણે છે.

**वेदान् सर्वमतान् मते तु विमतान्यंगीकरोतीह किं**
**सोऽप्यन्यद् व्यवहारसाधकतया मानांतरं चाश्रयेत्।**
**आद्ये मूलविरोधिनामितरतो बाधाजुषां दुर्लभा**
**गीरस्मादनुकूलतैव सुगतिस्त्यागे न मानं पुनः ॥**

'સર્વતંત્રનિગ્રહ'

વારસો જે નગરમાં વસતા હતા, તેનો એક રાજાએ નાશ કર્યો એટલે લક્ષ્મણ ભટ્ટજી પોતે પાસેના અગ્રહાર નામના ગામમાં જઇને વસ્યા હતા. તેમને પ્રથમ રામ-કૃષ્ણ નામે પુત્ર તેમજ સરસ્વતી અને સુભદ્રા નામની બે કન્યાઓ થઇ હતી. તેમના પૂર્વજો જે સોમયાગ કરતા હતા, તેની અત્યાર સુધી કુલ સંખ્યા ૯૫ની થઇ હતી; એટલે લક્ષ્મણ ભટ્ટજીએ ૫ સોમયાગ કરીને પોતાના પૂર્વજોની ભાવનાને સફળ બનાવી હતી.

પોતાના પૂર્વજોની સો સોમયાગ કરવાની જે ભાવના હતી, તે સફળ થવાથી શ્રી. લક્ષ્મણ ભટ્ટે કાશીમાં સવા લક્ષ બ્રાહ્મણો જમાડવાનો સંકલ્પ કર્યો અને તે નિમિત્તે પોતાના કુટુંબ પરિવાર સહિત તેઓ યાત્રાળુનો વેષ લઇ, તીર્થયાત્રા કરવાને નીકળ્યા હતા. તેઓ પ્રયાગ થઈ, કાશીમાં પહોંચ્યા હતા અને ત્યાં ગંગા કિનારે હનુમાન ઘાટ પર એક મકાનમાં ઉતરેલા હતા. આ મકાન કૃષ્ણદાસ નામના શેઠનું હતું અને તેનો ભટ્ટજી ઉપર અત્યંત આદર હતો. ભટ્ટજી કાશીમાં લાંબો વખત સુધી રહ્યા હતા અને તે કાળ દરમિયાન તેમણે પોતાનો સંકલ્પ સફળ કર્યો હતો. ભટ્ટજી અને તેમનાં પત્ની યલ્લમાગારુ સંત સમાગમમાં રહેતાં હતાં અને પોતાની ભાવનાને તે ખૂબ જ શુદ્ધ બનાવતાં હતાં. તેમના પૂર્વજ યજ્ઞનારાયણ ભટ્ટથી જે સોમયાગો શરૂ

થયા; તે ભટ્ટજીએ સંપૂર્ણ કર્યાં હતા અને તેની પૂર્ણાહુતિમાં સવા લક્ષ બ્રાહ્મણોને પણ જમાડયા હતા. શ્રી યજ્ઞનારાયણ ભટ્ટને જે ગોપાળ મંત્ર મળેલો હતો, તે ગોપાળ મંત્ર કુળ પરંપરાથી ચાલ્યો આવ્યો હતો અને શ્રી ગોપાળની મૂર્તિ પણ સુરક્ષિત હતી. તે બંને કુલધર્મનું ભટ્ટજી સુંદર રીતે પાલન કરતા હતા.

તેમના અતિશય પુણ્ય બળનો યોગ તેમજ દીક્ષિત કુળના પ્રતાપની જ્યોતિ અવિરત પ્રકાશતી હતી. કુળરત્ન દીપક વલ્લભાચાર્યજીનો જન્મ આવા પ્રતાપી, પવિત્ર અને વિદ્યાના ધામ સમા કુળમાં થયો હતો.

## ૩

# પ્રાકટ્ય અને બાલ્યાવસ્થા

શ્રી વલ્લભાચાર્યજીના પિતા લક્ષ્મણ ભટ્ટજી અને તેમનાં માતા યલ્લામાગારુ કાશીમાં વાસ કરીને રહ્યાં હતાં. ત્યાં લાંબો કાળ રોકાઈ, તેઓ પોતાના દેશમાં જવાને તૈયાર થયાં હતાં. કાશી છોડવાને તેમની ઇચ્છા નહોતી, પરંતુ કાશી પર યવનો ચઢી આવે છે એ બૂમ સાંભળી, શ્રી. ભટ્ટજી પોતાના કુટુંબ સાથે વતન જવાને નીકળી પડ્યા. તેમના યજમાન કૃષ્ણદાસે તથા કાશીના બ્રાહ્મણોએ તેમને ભાવભીની વિદાય આપી. શુભ મુહૂર્તમાં તેમણે પોતાના વતન જવા પ્રયાણ આદર્યું. માર્ગમાં શ્રી. યલ્લમાગારુની તબિઅત નરમ થવાથી, તેમને મધ્ય પ્રાંતમાં આવેલા ચંપારણ્યમાં રોકાવું પડ્યું. અહીં શ્રી. યલ્લમાગારુને માર્ગના શ્રમથી અધૂરા માસે

પ્રસવ થયો હતો. તેમણે આઠ માસે એક બાળકને જન્મ આપ્યો. તે બાળક નિશ્ચેતન દશામાં હોવાથી, તેમને એક ઝાડની બખોલમાં સાચવીને મુકી દીધા. શ્રી. યલ્લમાગારુને આશૌચ આદિ કરાવી, શ્રી ભટ્ટજીએ પોતે આગળ પ્રયાણ કર્યું હતું.

તેઓ થોડેક દૂર મુકામ નાખીને પડયા હતા, ત્યાંજ એ પ્રકારના સમાચાર આવ્યા કે યવનો કાશી પર ચઢી આવ્યા હતા, પરંતુ દશનામી સંન્યાસીઓએ પોતાના પરાક્રમથી તેમને હાંકી કાઢયા છે. શ્રી. ભટ્ટજીને આ સમાચાર સાંભળી, કાશી પાછા જવાનું મન થયું અને તેમણે પોતાના કુટુંબની સંમતિ લઇ તરતજ પાછું પ્રયાણ કર્યું.

ચંપારણ્યમાં આવી, શ્રી. ભટ્ટજી વગેરેએ પોતાના બાળકની ઝાડની બખોલમાં તપાસ કરી. તે બાળક ઝાડની બખોલમાં રમ્યા કરતું હતું; અને તેનું રક્ષણ અગ્નિ કરતો હતો. શ્રી. યલ્લમાગારુના હર્ષનો પાર રહ્યો નહિ, તેમણે પોતાના બાળકને આ રીતે જીવતો જોઇ, તેને સ્નેહથી ઉપાડી લીધો. આ બાળકનું રક્ષણ કરતો અગ્નિ તે સમયે વિલીન થયો હતો. શ્રી. યલ્લમાગારુ અને શ્રી. ભટ્ટજી પોતાના બાળકને પ્રાપ્ત કરી ખૂબજ હર્ષ પામ્યાં.

શ્રી. વલ્લભાચાર્યજી આ રીતે અલાૈકિક રીતિથી

વિક્રમ સંવત્ ૧૫૩૫ (ઈ. સ. ૧૪૭૯)ના ચૈત્ર વદી ૧૧ ને રવિવારે પ્રગટ થયા હતા. તે કાળે રાત્રિની ૬ ઘડી અને ૪૪ પલનું શુભ મુહૂર્ત હતું. ત્યાં તેમણે પોતાના બાળકને યોગ્ય વૈદિક સંસ્કારો આપ્યા હતા. તેમનું નામ 'વલ્લભ', દૈવનામ 'કૃષ્ણપ્રસાદ' માસનામ 'જનાર્દન' અને નક્ષત્ર નામ 'શ્રાવિષ્ટ' રાખવામાં આવ્યું હતું.

શ્રી. લક્ષ્મણ ભટ્ટજીએ ચંપારણ્યમાં ચોડાનગરમાં નિવાસ રાખ્યો હતો, અને ત્યાં થોડો કાળ રહ્યા બાદ, તેઓ કુટુંબ પરિવાર સહિત કાશીમાં પાછા ફર્યા હતા.

શ્રી. વલ્લભાચાર્યજીની બાલ્યાવસ્થાની પ્રતિભા અલૌકિક હતી. તેમની બૌદ્ધિક શક્તિ બીજાં બાળકો કરતાં જુદી તરી આવતી હતી. તેમની વાણી પણ મીઠી અને રસિક હતી. પોતાના પિતાજી તથા પંડિતોની વાતચીતમાં તેઓ ભાગ લેતા અને પોતાની લલિત વાણીથી તેઓ તેમને મુગ્ધ કરતા.

શ્રી. વલ્લભાચાર્યજીને જ્યારે પાંચમું વર્ષ બેઠું ત્યારે શ્રી. લક્ષ્મણભટ્ટજીને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઈ હતી. તેનું નામ કેશવ રાખવામાં આવ્યું હતું. આ રીતે શ્રી. લક્ષ્મણ ભટ્ટજીને રામકૃષ્ણ, વલ્લભાચાર્ય અને કેશવ નામના ત્રણ પુત્રો તથા સરસ્વતી અને સુભદ્રા નામની બે કન્યાઓ મળી પાંચ સંતાન થયાં હતાં.

શ્રી વલ્લભાચાર્યજીનો વિદ્યાભ્યાસ પાંચમા વર્ષથી શરૂ થયો હતો. વિક્રમ સંવત ૧૫૪૦ ના ચૈત્ર વદ ૯ ના રોજ પોતાના કુટુંબ પરિવાર સહિત કાશીના વિદ્વાનોના સમારંભમાં, શ્રી. લક્ષ્મણ ભટ્ટજીએ પાંચમા વર્ષે શ્રી. વલ્લભાચાર્યજીને ઉપવીત સંસ્કાર આપ્યો હતો. સાધારણ રીતે બ્રાહ્મણ બાળકને સાતમે કે આઠમે વર્ષે ઉપવીત સંસ્કાર આપવામાં આવે છે. પરંતુ પ્રતિભાશાળી બાળક હોય અને તેને જો ચારે વેદ ભણાવવા હોય તો તેને પાંચમે વર્ષે ઉપવીત આપવું એવું મનુસ્મૃતિનું વચન છે.

શ્રી વલ્લભાચાર્યજીને બાલ્ય અવસ્થાથી જ વિદ્યાનો વ્યાસંગ હોવાથી, કાશીના પંડિતોની સંમતિ લઇ, તેમના પિતાએ તેમને આ રીતે નાની વયે જ ઉપવીત સંસ્કાર આપ્યો હતો. તેમના કુલ પુરોહિત શ્રી. વિષ્ણુચિત્ત પાસે તેમણે અભ્યાસ શરુ કર્યો હતો. તેઓ બ્રહ્મચારી તરીકે કૌપીન, દંડ, મૃગચર્મ અને યજ્ઞોપવીત ધારણ કરતા હતા. પિતાની પાસે તેમણે પોતાના વેદની શાખાનો અભ્યાસ કરી, તેઓ ગુરુને ઘેર રહ્યા હતા. તેઓ તિરુમલ નામના વિદ્વાન પાસે વેદની કેટલીક શાખાઓ શીખ્યા હતા. નારાયણ દીક્ષિત પાસે તેમણે વ્યાકરણ, ન્યાય, મીમાંસા વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. દર્શનોનાં રહસ્યો પણ તેમણે પોતાના સાથીદાર વિદ્યાર્થીઓની પાસે રહી મેળવી લીધાં હતાં.

શ્રી. વલ્લભાચાર્યજીના પૂર્વજોમાં કેટલાક ઉત્તમ કોટિના વિદ્વાનો થએલા હતા એટલે તેમને વિદ્યાનો વારસો કુલ પરંપરાથી જ મળેલો હતો, આ હેતુથી તેઓએ વિદ્યા-ભ્યાસમાં ઝડપી પ્રગતિ કરી હતી. તેઓ પોતે કાશીમાં રહેતા હતા, તે પણ તેમના વિદ્યાભ્યાસની પ્રગતિમાં બીજું કારણ હતું. કાશી એ સનાતન કાળથી વિદ્યાનું પરમ ધામ છે. ત્યાં અનેક વિદ્વાનો, ધાર્મિક આચાર્યો તથા વિદ્યારસિક મનુષ્યો વિદ્યાનો લાભ આપવા તેમજ મેળવવા વાસ કરે છે. શ્રી વલ્લભાચાર્યજીને અનેક વિદ્વા-નોના સમાગમમાં આવવાનો અને દરેક પાસેથી વિશેષતા જાણી લેવાનો લાભ આપોઆપ જ મળેલો હતો.

વેદો અને તેનાં અંગોઃ વ્યાકરણ વગેરેનો અભ્યાસ કર્યા પછી, આચાર્યશ્રી દર્શનોનાં રહસ્યો સમજવા તૈયાર થયા. તેમના ગુરુ માધવેન્દ્ર યતિ હતા. તેઓ આંધ્રદેશના વતની અને માધ્વાચાર્ય સંપ્રદાયના આચાર્ય હતા. આચાર્યશ્રીએ ગીતા, ભાગવત, નારદ પંચરાત્ર વગેરે ગ્રંથોનો અભ્યાસ શ્રી. માધવેન્દ્ર યતિ પાસે કર્યો હતો. આ ગ્રંથોના મનનથી આચાર્યશ્રીની વિચારશક્તિ સારી રીતે ખીલી શકી હતી. પોતાની પ્રતિભાશક્તિથી તેઓ દર્શનોનું રહસ્ય સચોટ રીતે જાણી શકતા હતા.

તે સમયે કાશી શાસ્ત્રાર્થ અને વાદવિવાદનું એક ધામ હતું. પ્રશ્નપત્રોદ્વારા વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાની

પ્રણાલિકા તે સમયે નહોતી. તે સમયની પરીક્ષાની રીતિ જુદા પ્રકારની હતી. તે પ્રકાર જેવો તેવો નહોતો, પણ કઠિન હતો, તેવી પરીક્ષા આપનાર વિદ્યાર્થીઓ પણ ઘણા જ થોડા રહેતા. ગુરુઓ અને શિષ્યોની મંડળી જ્ઞાનવાપી, વ્યાસતીર્થ કે ગંગાના કો'ક ઘાટ પર ભેગી થતી. ત્યાં વાણીના ખેલો શરૂ થતા અને વાદ-વિવાદની રમઝટ ઉઠતી. બાળકો, યુવાનો અને વૃદ્ધો આવા ખેલોમાં આગળ આવનાર વિદ્યાર્થીને હર્ષનાદથી વધાવી લેતા. આવા વાદવિવાદોમાં કોઇ જાતના નિર્ણયો બહાર પડતા નહોતા. તેમાં કોઇ જાતનો હઠાગ્રહ સેવાતો નહિ. પોતાના શિષ્યોની ચપળતા અને તીક્ષ્ણબુદ્ધિની પરીક્ષા કરવા આવા સમારંભો ઉજવાતા. આવા શાસ્ત્રાર્થોમાં જે વિદ્યાર્થી આગળ તરી આવતો, તેને ગુરુ પોતાનો પટ્ટશિષ્ય ગણતા. તેની પ્રતિભા શક્તિ ખીલવવા તેમજ તેને શાસ્ત્રોનાં ઉંડાં રહસ્ય સમજાવવા, તેના ગુરુ ખૂબ જ રસ લેતા.

શ્રી. વલ્લભાચાર્યે નાની અવસ્થામાંથી જ આવા સમારંભોમાં ભાગ લીધો હતો. તક મળતાં તેઓ આ રંગરમતના ખેલાડી પણ બની જતા. આવા ખેલોમાં તેઓ જય પણ મેળવતા અને એ રીતે તેમના ગુરુ તથા આપ્તજનોના હર્ષનો વધારો કરતા. આચાર્યશ્રીએ પોતાની વિશેષતાને લીધે જ આવા સમારંભોમાંથી

'બાળસરસ્વતી'ની પદવી મેળવી હતી. જે પદવી મેળવે, તેનો અભ્યાસ પુરો થયો ગણાતો. આચાર્યશ્રીએ પોતાની બાલ્ય અવસ્થામાં જ વિદ્યાભ્યાસ પુરો કરી, યોગ્ય પદવી મેળવી હતી.

આચાર્યશ્રીના પિતાએ હવે પોતાના વતન જવાનો નિર્ણય કર્યો. તેઓ પોતાના વિદ્વાન પુત્ર તથા કુટુંબ પરિવાર સહિત પોતાને વતન જવા નીકળ્યા અને તેમણે માર્ગમાં વેંકટાદ્રિ નગરમાં મુકામ કર્યો હતો; ત્યાં જ શ્રી. લક્ષ્મણભટ્ટજી સંવત્ ૧૫૪૬ના ચૈત્ર વદ ૯ને દિવસે અક્ષરધામમાં પધારી ગયા. શ્રી. વલ્લભાચાર્યજીની ઉંમર બાર વર્ષની હતી. તેમના મોટાભાઇ રામકૃષ્ણે પોતાના પિતાની ઉત્તરક્રિયા કરી અને પછી તેઓ પોતાના કુટુંબ સાથે પોતાના વતનમાં ગયા હતા. શ્રી. વલ્લભાચાર્યે પોતાના દેશમાં રહી, શ્રી. રામાનુજાચાર્યના સિદ્ધાંતો તેમજ વૈષ્ણવ અને શૈવમાર્ગના વિચારો સાથે ખૂબ જ સંપર્ક સાધ્યો હતો. જુદા જુદા સંપ્રદાયોના સિદ્ધાન્તો સાથે તેમનો પરિચય થતો, તેમ તેમને નવાં નવાં રહસ્યો પ્રાપ્ત થતાં હતાં; આ કારણથી ભારતભ્રમણ કરવાનો તથા પંડિતોનો સમાગમ સાધવાનો તેમને વિચાર થયો હતો.

## ૪

# આચાર્ય : પદવી દાન

તે સમયમાં દક્ષિણમાં વિદ્યાનગરનું રાજ્ય હતું. તે રાજ્યની સત્તા દક્ષિણ ભાગ પર પુરેપુરી હતી. તેનો વિસ્તાર ભટકલ, કોરોમાન્ડલ અને રાજમહેન્દ્રીથી કન્યાકુમારી સુધીનો હતો. આ રાજ્યનો નાશ તલ્લીકોટાની લડાઈ (સન ૧૫૬૫) માં મુસલમાનોના હાથે થયો હતો.

તે રાજ્યનું પાટનગર વિદ્યાનગર (વિજયનગર) હતું. તે નગરનો વિસ્તાર ઘણો લાંબો હતો અને તે વેપાર રોજગાર અને ઉદ્યોગને લીધે દૂર દૂર સુધી પ્રખ્યાત થયું હતું. તેના રાજાઓ ચંદ્રવંશી હતા. વીરનૃસિંહ પછી કૃષ્ણદેવ નામના રાજા રાજ્ય કરતા હતા. આ કૃષ્ણદેવે સંવત ૧૫૬૫થી સં. ૧૫૮૬ સુધી રાજ્ય કરેલું તેવો સ્પષ્ટ નિર્દેશ છે.

આચાર્યશ્રીના મામા સોમેશ્વર વિદ્યાભૂષણુ રાજ્યના દાનાધ્યક્ષ હતા; તેમજ રાજ્યના પુરોહિત તરિકે પણુ તેઓ કાર્ય કરતા. આચાર્યશ્રીએ પોતાના મામાની અનેક વાર મુલાકાત લીધેલી અને ત્યાં તેમણે થોડાક સમય રહી વિદ્યાભ્યાસ પણુ કરેલો.

રાજા કૃષ્ણુદેવ પરમ ધાર્મિક અને વિદ્યારસિક હતો. વિદ્વાનોનો તે સારો સત્કાર કરતો તેમજ પોતાની સભામાં તે પંડિતોને પણુ રાખતો. તે રાજાનાં માતુશ્રી માધ્વ સંપ્રદાયનાં હતાં. તે સંપ્રદાયના આચાર્યશ્રી વ્યાસતીર્થ હતા અને તેઓ વિજયનગરમાં જ રહેતા હતા. રાજા પોતાના સંપ્રદાયની દીક્ષા લે તેવી તેમને સ્વાભાવિક ઇચ્છા થઇ અને તે ઇચ્છા રાજાનાં માતુશ્રીદ્વારા રાજાએ જાણી. રાજા તે સંપ્રદાયની દીક્ષા લેવા તૈયાર થયો; પરંતુ તેના રાજ્યમાં રહેતા અન્ય સંપ્રદાયના આચાર્યોમાં મોટો ઉહાપોહ થયો. રાજાએ આ ઉહાપોહ શમાવવા એક પંડિત સભા ઓલાવી. દૂરદૂરના પંડિતો આ સભામાં હાજર થયા અને તેઓ વાદવિવાદ માટે કટિબદ્ધ થયા. આ વાદવિવાદમાં પંડિતો બે પક્ષમાં વહેંચાઇ ગયા હતા. માધ્વ સંપ્રદાયના વૈષ્ણુવ આચાર્ય વ્યાસતીર્થના પક્ષમાં વિષ્ણુસ્વામી, નિમ્બાર્ક અને રામાનુજ સંપ્રદાયના વિદ્વાનો હતા અને સામા પક્ષમાં શંકરાચાર્ય વિદ્યાતીર્થ મુખ્ય હતા. તેમના પક્ષમાં શૈવ, શાક્ત, ગાણુપત્ય અને સૌર

સંપ્રદાયના વિદ્વાનો હતા. આ બંને પક્ષના વાદવિવાદોનો નિર્ણય આપવા એક મધ્યસ્થ સભા યોજવામાં આવી હતી. તે મધ્યસ્થ સભાના પંડિતો પક્ષપાત વિના નિર્ણય આપે તેવા ચૂંટવાના હતા. કોઇપણ સંપ્રદાયના પંડિતો આ મધ્યસ્થ સભા માટે યોજવાના નહોતા. આ કારણુથી તર્કશાસ્ત્રીઓ, મીમાંસકો તેમજ ગૌતમ મતના પંડિતોને મધ્યસ્થ તરીકે ચૂંટવામાં આવ્યા હતા.

આ પંડિતોની સભાએ સૌનું ધ્યાન ખેંચ્યું હતું. વિદ્યાનગર જુદા જુદા સંપ્રદાયના પંડિતોનું આકર્ષણ સ્થાન બન્યું હતું. અને ખબર મળતાં, વિદ્યાના વિનોદ માટે ઘણા પંડિતો તે નગરમાં ગએલા. આચાર્યશ્રી પોતે તે સમયે તીર્થયાત્રા કરતા હતા. તેમણે આ પંડિત સભાની વાત સાંભળી, અને તેઓ પોતે પણ વિજય-નગર જવાને તૈયાર થયા.

આચાર્યશ્રી વિજયનગર પહોંચ્યા ત્યારે વાદવિવાદની સમાપ્તિ થઇ ગઇ હતી. અનેક વિદ્વાનોના વાદવિવાદ પછી શંકરાચાર્ય વિદ્યાતીર્થે પોતાની વાક્ચાતુરીથી તથા માર્મિક યુક્તિઓથી માધ્વસંપ્રદાયનું ખંડન કર્યું હતું. માધ્વસંપ્રદાયના આચાર્ય વ્યાસ તીર્થને હાર કબૂલ કરવી પડી હતી અને તેથી તેમનો પક્ષ નિરુત્સાહ બની ગયો હતો. આ વાદવિવાદનો નિર્ણય બીજે દિવસે સભામાં આપવો તેવો ઠરાવ કરી; મધ્યસ્થ સભા ઉઠી ગઇ હતી.

શ્રી. વલ્લભાચાર્યજી વિજયનગર પહોંચ્યા ત્યારે તેમને પંડિત સભા વિષેની સંપૂર્ણ વિગત મળી. તેમણે પોતાના માણસને રાજા પાસે મોકલ્યો અને પોતે શંકરાચાર્ય સાથે વાદવિવાદ કરવાની ઇચ્છા પ્રગટ કરી. રાજાએ આચાર્યશ્રીની ઇચ્છાને વધાવી લીધી અને બપોરની રાજસભામાં આવવાનું આચાર્યશ્રીને આમંત્રણ આપ્યું. પંડિતો તથા શંકરાચાર્ય વિદ્યાતીર્થે તેમનો સત્કાર કર્યો અને ત્યારપછી વાદવિવાદનો પ્રસંગ ઉભો થયો. વિદ્યાતીર્થે સર્વ પર વિજય મેળવ્યો હતો અને તેમના વાણી-કૌશલથી સભા આનંદ પામી હતી; એટલે તેમને જીતવા સરળ નહોતું. આચાર્યશ્રી એથી ખિન્ન થયા નહોતા. તેમના હૃદયમાં ભય કે ચિંતા નહોતાં. ઇશ્વરની ઇચ્છા અનુસાર તેમણે વાદનો આરંભ કર્યો અને ઇશ્વરની ઇચ્છાથી પ્રેરાઇ, તેમણે સામા પક્ષની દલીલોના રદીયા આપવાના શરૂ કર્યાં. આ રદીયાથી વૈષ્ણવ પક્ષના પંડિતોમાં તેમજ વ્યાસતીર્થમાં ચેતન આવ્યાં. આ નવીન આવેલ પંડિતને જોઇ, મધ્યસ્થ સભાને પણ એક કૌતુક થયું અને તેના કૌતુકની વચ્ચે શંકરાચાર્ય શ્રી. વિદ્યાતીર્થે વલ્લભાચાર્યજી પાસે નમતું આપ્યું.

આચાર્યશ્રી વલ્લભનો મત સર્વમાન્ય સ્વીકારવામાં આવ્યો. મધ્યસ્થ સભાએ આ નિર્ણય આપ્યો અને તેનો રાજા કૃષ્ણદેવે સ્વીકાર કર્યો. શ્રી. વલ્લભાચાર્યે સર્વ પંડિતો પર વિજય મેળવ્યો, માટે તેમને 'આચાર્ય'ની

પદવી આપવાનો; આ મધ્યસ્થ સભાએ ઠરાવ કર્યો. જેને બાલ્યાવસ્થામાં 'બાળ સરસ્વતી' ની પદવી મળી હતી, તેમને આ રીતે વિજયનગરની પંડિત સભા તરફથી આચાર્યની પદવી મળી અને તેનો વલ્લભાચાર્યે સ્વીકાર કર્યો.

રાજા કૃષ્ણદેવને મન આ નાનો પ્રસંગ નહોતો. વલ્લભાચાર્યજીનો વિજય એ એણે પોતાનો વિજય માની લીધો અને તેથી તેણે આચાર્યશ્રીનો આદરસત્કાર કરવા એક મોટો ઉત્સવ રચ્યો. આચાર્યશ્રીનું તેણે વિધિપૂર્વક પૂજન કર્યું અને તેણે તેમને પોતાના ગુરુ બનાવ્યા. આચાર્યશ્રીનાં પૂજન નિમિત્તે તેણે બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપ્યાં. સર્વ પંડિતોની સંમતિ મેળવી, તે રાજાએ આચાર્યશ્રીનો કનકાભિષેક કર્યો.

રાજાએ એક પાત્રમાં સાત હજાર મહોરો મુકી, તેની ભેટ શ્રી. આચાર્યશ્રીને કરી. તેમાંથી તેઓશ્રીએ દીનાર નામની ફક્ત સાત મહોરો લીધી અને તે શ્રી. ઠાકોરજીના આભૂષણ માટે પોતાના સેવક દામોદરદાસના હાથમાં મૂકી. બાકીના દ્રવ્યના તેમણે ચાર વિભાગ કર્યા: એક ભાગ પોતાનાં માતુશ્રીને, એક ભાગ પિતાના ઋણ માટે. એક ભાગ શ્રી. વિઠ્ઠલનાથજીના આભૂષણ માટે અને બાકીના એક ભાગને ધર્મ કાર્ય માટે યોજવામાં આવ્યો. તેમણે રાજાને આદર્શ રાજા કેવો હોવો જોઇએ, તે વિષેનો બોધ આપ્યો. આદર્શ રાજાનું જીવન 'જનક' જેવું

હોવું જોઇએ. તે પ્રજાના સુખનો વિચાર કરે તેમ સાથે સાથે પોતાના આત્માની ઉન્નતિનાં સાધનો મેળવે. શ્રી. કૃષ્ણદેવરાજાએ, આચાર્યશ્રીનો બોધ ગ્રહણ કર્યો અને તેણે રાજ્યમાંથી કેટલાક કરો માફ કર્યાં હતા.

માધ્વ સંપ્રદાયના આચાર્ય વ્યાસતીર્થ આચાર્યની પ્રતિભાશક્તિથી ખૂબ જ આકર્ષાયા હતા અને તેથી વ્યાસતીર્થ આચાર્યશ્રીની મુલાકાતે આવ્યા હતા. વ્યાસતીર્થે આચાર્યશ્રીને પોતાની ઇચ્છા જણાવી કે તેઓ માધ્વ સંપ્રદાયની ગાદીનો સ્વીકાર કરે. વ્યાસતીર્થ આચાર્યશ્રીના મતભેદને જાણતા હતા; તો પણ પોતાના સંપ્રદાયની મહત્તા વધારવા, વ્યાસતીર્થ આ તક ગુમાવવા ચાહતા નહોતા. આચાર્યશ્રીને ધન કે કીર્તિની ભૂખ નહોતી. સાદા જીવનમાં રહી ઉપદેશ કરી, લોકોના ભ્રમો દૂર કરવાની તેમની ભાવના હતી. તેઓ એક સ્થાન પર રહેવાને ઇચ્છતા નહોતા. તેમણે જે તત્વ નિરખ્યું હતું અને તેમના હૃદયમાં જે સાચું હતું, તે જનતા સમક્ષ પ્રગટ કરવા તેઓ ઇચ્છતા હતા. આ કારણથી તેમણે વ્યાસતીર્થની ગાદીનો સ્વીકાર કર્યો નહિ.

આચાર્યશ્રી આ રીતે અપૂર્વ વિજય મેળવી, કૃષ્ણદેવનો સંપૂર્ણ સત્કાર પામી; થોડા દિવસ વિજયનગર રોકાયા અને ત્યાર પછી તીર્થ યાત્રા કરવાને તેઓ ચાલી નીકળ્યા.

## ૫

# ભારત ભ્રમણ

આચાર્યશ્રીએ ભારત દેશમાં ત્રણ વખત ભ્રમણ કરેલું. પોતાના પિતાશ્રી સાથે તેઓ દક્ષિણમાં ગયા, તેની ગણત્રી આ ત્રણ ભ્રમણમાં આવતી નથી. તેમણે તીર્થયાત્રાનો આરંભ દક્ષિણ દેશથી કરેલો. તેમણે ભારત દેશની પ્રદક્ષિણા કરી, તેમાં બંગાલ તથા કાશ્મીરનો નિર્દેશ આવતો નથી. દક્ષિણમાં કન્યાકુમારી સુધી, ઉત્તરમાં હરદ્વાર થઇ બદ્રીનારાયણ સુધી, પશ્ચિમમાં સિંધ તથા કચ્છ સુધી તેમજ પૂર્વમાં જગન્નાથ સુધી તેમણે ભ્રમણ કરેલું. ગુજરાત, માળવા અને મધ્યપ્રાંતોમાં પણ તેઓ અનેક વખતે ગએલા.

આ તીર્થભ્રમણથી તેમને અનેક લાભ પ્રાપ્ત થએલા. તેમની ઇચ્છા જુદા જુદા સંપ્રદાયો તથા વિદ્વાનો સાથે

પરિચય સાધવાની હતી. તીર્થ યાત્રા દરમિયાન તેમણે અનેક તીર્થોની મુલાકાત લીધેલી, અનેક વિદ્વાનોના સંપર્કમાં તેઓ આવેલા, ગરમ અને તીખા વાદવિવાદોમાં પણ તેમને ભાગ લેવો પડેલો, વેદની કપરી પરીક્ષા-ઓમાંથી પણ તેઓ પસાર થએલા અને આ બધાનું પરિણામ તેમના લાભમાં આવેલું. તીર્થયાત્રાઓ કરી, તેમણે પોતાની વિજયપતાકા ફરકાવેલી. કોઇપણ વિદ્વાનના ઓજસમાં અંજાઇ, તેમણે પોતાના મંતવ્યને ઢીલું કર્યું નહોતું. તેમનો આગ્રહ સત્ય હતો અને તેને માટે તેમણે યુક્તિ તથા વાણીની કુશળતાનો ખજાનો વસાવ્યો હતો, તેમની પાસે વિદ્યાધન અખૂટ હતું. તેમણે પોતાના વિદ્યાધનનો સાચો વ્યય કરેલો અને તેથી કોઇનેય પ્રાપ્ત ન થાય તેવી અનંત કીર્તિ તેમણે પ્રાપ્ત કરેલી.

તીર્થયાત્રા કરતા આચાર્યશ્રીનો પહેરવેશ ધ્યાન દોરે તેવો હતો. આચાર્યશ્રી પોતે બ્રહ્મચારી હતા. અને બ્રહ્મચારીને યોગ્ય લાગે તેવો પહેરવેશ તેમણે રાખ્યો હતો. કટિ પર લંગોટ ધારણ કરી તેઓ શ્વેત અંબર ધારણ કરતા, તેમના પગમાં સુંદર પાવડીઓ શોભતી. તેમના એક હાથમાં કમંડલુ રહેતું અને બીજા હાથમાં કેશથી પગની પાની સુધી પહોંચે તેવો વિશાળ કોમળ પલાશનો દંડ શોભતો હતો. તેમના બગલમાં દર્ભનું આસન અને ભાગવતનું પુસ્તક રહેતું, તેમની કાયા સર્વાંગ સુંદર હતી, તેમની આકૃતિ ભવ્ય મનમોહક હતી.

પહેલી બે તીર્થયાત્રાઓમાં તેઓ સવારી પર બેસતા નહોતા. પોતાના થોડા જ શિષ્યો સાથે તેઓ ભ્રમણ કરવા નીકળતા. ગામો અને નગરોની બહારનાં ઉપવનોમાં તેઓ વિશ્રામ કરતા. એકાદી પર્ણકુટીનો તેઓ આશ્રય લેતા. દિવસ દરમિયાન પોતે ગામ અને નગરના પંડિતો કે સાધુજનોની મુલાકાતે જતા અને સાંજ પડતાં પોતાના ઉતારે આવી જતા. રાત્રિએ પોતે કોઇ પણ નગરમાં રહેતા નહોતા.

આચાર્યશ્રીની સાદાઇ, સદાચાર અને સંયમે લોકોને આકર્ષ્યાં હતા. તેમની પ્રતિ લોકોને સહજ પૂજ્યભાવ ધરતો. આચાર્યશ્રી પૂજ્યભાવે ધરાએલી પૂજાનો સ્વીકાર કરતા, પણ તેથી તેમના નિરભિમાનપણાને આંચ આવતી નહોતી. પંડિતોના વાદમાં તેમનો તિરસ્કાર પણ થતો. આચાર્યશ્રી. આવા કડવા ઘુંટડા પીવાને ટેવાઇ ગયા હતા. તેઓ કદી આવેશમાં આવ્યા નહોતા; તેથી તેમની પ્રજ્ઞા શક્તિ સદા જાગૃત રહેતી. ભક્તજનો અને સાધુસંતોના આચાર્યશ્રી. આદરણીય બન્યા હતા. પ્રવાસ દરમિયાન તેમને વિધર્મીઓ તરફથી આવી પડતા ત્રાસનો પણ અનુભવ થએલો. યવનો અને મ્લેચ્છોના અનાચારથી દૂર રહેવા તેમને કેટલાક પ્રવાસો રોકવા પણ પડેલા. પ્રસંગ પડતાં તેઓ આ લોકોના પંઝામાં પણ જઇ ચઢેલા,

પરંતુ તેમની નીડરતા અને ભક્તિપરાયણતાની છાપ વિધર્મીયો પર પણ સારી રીતે પડતી અને તેને લીધે તેમના રોકાયેલા પ્રવાસો આગળ ધપતા.

પ્રવાસોમાં, તેમનો નિત્યનો કાર્યક્રમ વ્યવસ્થિત હતો. ખાસ કરીને તેઓ તીર્થસ્થાનો અને પવિત્ર રમણીય સ્થળોએ પોતાનો પ્રવાસ બંધ રાખતા, આવાં સ્થળોમાં તેઓ થોડો વખત રોકાતા. સાધુસંતોનો સમાગમ કરતાં પણ તેમની પાસે સમય રહેતો. સાધુ સંતો ઉપરાંત તેઓ અનેક શ્રદ્ધાળુ ભકતોના સંપર્કમાં પણ આવેલા. આવા ભક્તજનો આચાર્યશ્રી. પાસે ઉપદેશની માગણી કરતા. તેમનાં વચનામૃતો સાંભળવા ભાવિક ભકતો આતુર રહેતા. તેમને સંતોષવા આચાર્ય-શ્રીએ ઉપદેશોની પરંપરા આપેલી. વેદો, ઉપનિષદો અને ગીતામાંથી પ્રસંગો કાઢી, તેઓ ભક્તિમાર્ગનો પ્રચાર કરતા. સર્વ જનોને સરખી રીતે ઉપયોગી થાય, તેમજ વેદધર્મનું સાચું રહસ્ય સમજાય, તે માટે આચાર્યશ્રીએ ભાગવતના ઉપદેશનો પ્રચાર કર્યો હતો. ભાગવત પ્રતિ તેમને અતિશય માન હતું.

વેદની ગૂઢ વાણીને પ્રગટ કરનાર ભાગવતને તેઓ વેદ જેટલું મહત્ત્વનું ગણતા. ભગવાનના સગુણ ભેદને તથા લીલા અવતારને પ્રગટ કરનાર ભાગવતને તેઓ અમૃત કથા સમજતા. વેદવ્યાસની અમૃત વાણી તે

ભાગવતઃ એવા ભાગવતનાં રહસ્ય સમજવાં અને સમજાવવાં એમાંજ પોતાનું અહોભાગ્ય છે, તેવું આચાર્યશ્રી. જાણતા. આ કારણને લઇ, તેઓએ ભાગવત ધર્મનો ખૂબજ પ્રચાર કરેલો. તેઓ ભાગવતના પુસ્તકને પોતાનો પ્રિયસાથી સમજતા, શાસ્ત્રાર્થની અનેક ગુંચોને તેઓ ભાગવતના આધારે ઉકેલી આપતા. શિષ્યોના અનેક પ્રશ્નોના ઉત્તરો તેઓ ભાગવતના આધારે આપી દેતા. ભાગવતના રહસ્યને ખોલવા તેમણે અથાગ પ્રયત્ન કરેલો. જે ભાગવત ધર્મ ભૂલાઇ ગયો હતો. તેને આચાર્યશ્રી. એ નવું જ જોમ આપ્યું. આચાર્યશ્રી. પોતાનાં વિશ્રામ સ્થળોએ ભાગવતનાં પારાયણો કરતા. ભાગવતપારાયણ તેમનું અખંડ રહેતું અને તેનાં અમીપાન શ્રોતાજનો મુગ્ધ થઇ ગ્રહણ કરતા. ભાગવતનાં પારાયણથી આચાર્ય શ્રી. ની પ્રતિષ્ઠા ફેલાઇ, આચાર્યશ્રી. ના સતત પ્રયત્નથી લોકોમાં ભાગવત ધર્મ જાગ્રત થયો. આચાર્યશ્રી. એ જ્યાં જ્યાં પારાયણો કર્યાં, તે તે સ્થળોએ તેમની બેઠકો રાખવામાં આવેલી. અને તેવી બેઠકો હજુ પણ હયાત છે. આ બેઠકોની ગણત્રી ૮૪ થાય છે અને તે બેઠકો હજુ પણ આચાર્યશ્રી. ના ભાગવત ભક્તિ પ્રેમની સાક્ષી પૂરે છે.

આ પ્રવાસ દરમિઆન આચાર્યશ્રી. ના અનેક શિષ્યો થએલા, તેમાં શ્રી. દામોદર હરસાની, દામોદર સંભર-

વાળા, ચાચા હરિવંશ, કૃષ્ણુદાસ મેઘન, પદ્મનાભદાસ, માધવભટ્ટ વગેરે મુખ્ય હતા. તે ઉપરાંત અનન્યભકતોમાં ૮૪ મુખ્ય હતા. તેમની જીવનકથાઓ શ્રીગોકુળનાથજીએ વ્રજ ભાષામાં લખેલી છે. તેઓ જૂદી જૂદી જ્ઞાતિના, અને દેશના જૂદા જૂદા પ્રાન્તના હતા

આચાર્યશ્રી. કાશ્મીર અને બંગાળા જઇ શકેલા નહિ, પણુ તેમની પ્રતિષ્ઠા આ પ્રાંતોમાં પણુ સારી રીતે ફેલાઇ હતી. તેજ પ્રતિષ્ઠાના પ્રભાવે તેમને કેશવ કાશ્મીરી જેવા પરમવિદ્વાન તથા શ્રી. ચૈતન્ય મહાપ્રભુ જેવા કૃષ્ણુ પ્રેમયોગી મહાત્માના સંપર્કમાં આવવાનો લાભ મળેલો. કેશવ કાશ્મીરીના શિષ્ય માધવ ભટ્ટ આચાર્યશ્રીના શિષ્ય થએલા અને આચાર્યશ્રીનો સર્વ લેખનભાર તેમણે માથે ઉપાડી લીધેલો.

આ પ્રવાસ દરમિઆન તેમણે વ્રજભૂમિમાં વાસ કરેલો અને ત્યાં આચાર્યશ્રીને પોતાના ઇષ્ટદેવ શ્રીનાથજી ની પ્રાપ્તિ થએલી. તેમણે સંવત ૧૫૫૬ ની ચૈત્ર સુદી બીજે ગોવર્ધન પર્વત પર શ્રીનાથજીનું મંદીર બંધાવેલું અને તેમની સેવા વગેરે કરવા તેમણે ગૌડીય વૈષ્ણુવોની નિમણુક કરેલી, જેઓ ચૈતન્યના અનુયાયી હતા.

આ પ્રવાસ દરમિયાનજ તેમણે વિજયનગર જઇ,

---

+ આ વિષે જુઓ વધુ માહિતી માટે ઇષ્ટદેવ વાળું પ્રકરણ.

કૃષ્ણદેવને પોતાનો શિષ્ય બનાવી, આચાર્યપદનો સ્વીકાર કરેલો. તેવોજ બીજો પ્રસંગ જગન્નાથજીના મંદિરમાં બનેલો. જગન્નાથજીમાં તે સમયે અનેક મતમતાંતરો હતા. તે બધા કોઇ નિર્ણય પર આવી શકતા નહિ અને તેથી ઘણી વખત કજીયા પણ થતા. ત્યાંના રાજાએ વાદવિવાદનો નિર્ણય લાવવા એક સભા યોજેલી. તેમાં દરેક સંપ્રદાયના વિદ્દવાનો અને આચાર્યો આવેલા. આચાર્યશ્રી પણ ત્યાં જઇ પહોંચેલા.

પંડિતસભામાં રાજાએ ચાર પ્રશ્નો પૂછયા (૧) મુખ્યં શાસ્ત્ર કયું? (૩) જપ કરવા લાયક મુખ્ય મંત્ર કયો? (૨) મુખ્ય દેવ કયો? (૪) મુખ્ય કર્મ કયું?

આ સભામાં બે પક્ષો હતા. એક પક્ષમાં શ્રીવલ્લભાચાર્યજી અને વૈષ્ણવ વિદ્વાનો, બીજા પક્ષમાં શંકર મતના વિદ્વાનો. વૈષ્ણવ વિદ્વાનોએ આપેલા ઉત્તરને શંકરમતના આચાર્યો સ્વીકારતા નહોતા અને તેમણે આપેલા ઉત્તરને વૈષ્ણવ વિદ્વાનો સ્વીકારતા નહોતા. બન્ને પક્ષો વચ્ચે લાંબા કાળ સુધી શાસ્ત્રાર્થ થયો. આખરે એવું ઠરાવવામાં આવ્યું કે શ્રીજગન્નાથજી જે ઉત્તર આપે તે સાચો માનવો. આ માટે જગદીશ આગળ કાગળ, ખડીયો અને કલમ મૂકવામાં આવ્યાં અને તે મંદિરનાં બારણાં બંધ કરી દીધાં. પછી જ્યારે તે ઉઘાડવામાં આવ્યાં તો તેમાં નીચેનો શ્લોક લખેલો હતો.

**एकं शास्त्रं देवकीपुत्रगीतम्**
**एको देवो देवकीपुत्र एव**
**मंत्रोऽप्येकस्तस्य नामानि यानि**
**कर्माप्येकं तस्य देवस्य सेवा**

આ ઉત્તર સાંભળીને તમામ માયાવાદીઓ શાન્ત થઇ ગયા.

આચાર્યશ્રીના સિદ્ધાંતને ટુંકમાં સમજાવવા આ શ્લોક એક પ્રમાણ તરીકે સ્થપાય છે.

શ્રી. વલ્લભાચાર્યજી દેવકીનંદન શ્રી. કૃષ્ણનેજ સર્વથી શ્રેષ્ઠ એક દેવ જાણે છે. તે શ્રીકૃષ્ણના મુખકમળમાંથી પ્રગટ થએલ શ્રીમદ્ ભગવદ્ ગીતાજ આચાર્યનું મુખ્ય પ્રમાણ છે. તંત્રશાસ્ત્રને મંત્રશાસ્ત્રમાં કહેલા અનેક મંત્રો છે, પરંતુ તેમના મતે **श्रीकृष्णः शरणं मम** એજ ખરો મંત્ર છે. તેમજ શ્રીકૃષ્ણની સેવા કરવી એજ ભક્તજનનું પરમ કર્તવ્ય છે.

આ રીતે શ્રી. વલ્લભાચાર્યે પોતાના સિદ્ધાન્તને ટુંકમાં સમજાવી, જગન્નાથની સભામાં વિજય પ્રાપ્ત કર્યો હતો.

આચાર્યશ્રીએ કાશીમાં વાસ કરી શાસ્ત્રાર્થની જુદી પ્રણાલિકા સ્થાપિત કરી હતી. તેમણે ‘પત્રાવલંબન’ નામનો એક પ્રકરણ ગ્રંથ લખી, કાશી વિશ્વનાથના મંદિર પર ચોઢાવ્યો હતો. તેમાં તેમણે બીજા મતોનું

ખંડન અને પોતાના મતનું મંડન કર્યું હતું. તેમાં જણાવ્યું હતું કે જે પત્રાવલંબનના સિદ્ધાન્તો જોઇને આવશે, તેની સાથેજ શાસ્ત્રાર્થ કરવામાં આવશે. આચાર્યશ્રીએ તે રીતે ખોટી રીતે વાદવિવાદ કરતા વિદ્વાનો સાથે વાર્તાલાપ કરવાનું બંધ રાખ્યું હતું.

દિલ્હીના તખ્ત પર બિરાજતો લોદી વંશનો રાજા સિકન્દરલોદી શ્રી. વલ્લભાચાર્યના ગુણોથી આકર્ષાયો હતો; અને તેણે હોનહાર નામના પ્રસિદ્ધ ચિતારાને મોકલી, શ્રી. વલ્લભાચાર્યજીનું ચિત્ર દોરાવડાવ્યું હતું. સિકંદર લોદી એક વખતે કોઇપણ જાતના ઠાઠ સિવાય, પોતાના સરદારો સાથે શ્રી. આચાર્યજીનાં દર્શન કરવા ગયો હતો. તે દર્શન કરતાંની સાથે મુગ્ધ થઇ ગયો હતો. પોતે ચૂસ્ત મુસ્લીમ હોવા છતાં, શ્રીમદાચાર્ય ચરણની મધુર અને સુંદર દેદીપ્યમાન કાન્તિને જોતાં, તેઓશ્રીનું ચિત્ર લેવડાવવાની તેને ઇચ્છા થઇ. તેથી તેણે પાછળથી હોનહારને તે કામ માટે મોકલ્યો હતો. હોનહાર આ સમયે ભારત વર્ષમાં અદ્વિતીય ચિત્રકાર હતો; તેથી તેને મન આ કાર્ય કઠિન નહોતું. બાદશાહના હુકમને માથે ચઢાવી, તે વ્રજમાં ગયો જ્યાં શ્રીઆચાર્યજી તે વખતે બિરાજતા હતા. આચાર્યશ્રીનાં દર્શન કરીને તે ચિત્ર આલેખવા લાગ્યો. હોનહારે પીંછી ચલાવીને ચિત્ર તૈયાર તો કર્યું. પણ પછી તેને જ્યારે શ્રી. આચા-

ર્યજીના સ્વરૂપ સાથે સરખાવ્યું; તો તે નિરાશ થઇ ગયો, બીજી વખત પ્રયાસ કર્યો. તેમાં પણ તે નાશીપાસ થયો. તેને જો ચિત્રનો ઉઠાવ બરાબર ન આવે તો બાદશાહ ઠપકો દેશે એ ડર હતો. બે વખત પ્રયાસ કર્યો; પણ ચિત્રનો ઉઠાવ ન આવ્યો, આથી તે દીન જેવો થઇ ગયો, આચાર્યશ્રીને તેણે પોતાની સંપૂર્ણ સ્થિતિ નિવેદિત કરી, શ્રી. આચાર્યશ્રીએ તેને હતાશ નહિ થતાં ફરીથી પ્રયાસ કરવા જણાવ્યું. આ ત્રીજા પ્રયાસમાં તેને સફળતા મળી.

મથુરા અને વ્રજભૂમિમાં જે સુબાઓ હતા, તેઓ વિધર્મી હોવા છતાં, શ્રી. વલ્લભાચાર્યજીનું માન સાચવતા.

શ્રી. વલ્લભાચાર્યે ત્રીજી વખત ભારત ભ્રમણ કર્યું, ત્યારે તેઓ એક આચાર્યને શોભે તેવી રીતે દબદબામાં રહેતા. તેમની સાથે શિષ્યમંડળી રહેતી અને ભગવાનની સેવા કરવા, કેટલાક સેવકો પણ રહેતા. તેઓ પાલખી પર બેસતા અને નગરોમાં પોતાના શિષ્યોને ત્યાં મુકામ રાખતા.

આ ત્રણ યાત્રાઓ પુરી કર્યા પછી, તેઓ અડેલ અને ચુનારમાં વાસ કરીને રહ્યા હતા; પરંતુ વર્ષમાં એકાદ વખત તેઓ પોતાની શિષ્ય મંડળી સાથે ફરવા નીકળતા અને તે દ્વારા પોતે ધર્મનો પ્રચાર કરતા.

તે સમયે મુસાફરી કરવી એ સહેલું કામ નહોતું. વ્યવસ્થિત વાહનોની જોગવાઇ નહોતી. માર્ગો સીધા

અને બાંધીને તૈયાર કરેલા નહોતા. રાજ્યોમાં અનેક પલટા થવાથી, અંધાધુંધી પણ પ્રવર્તતી. ચોરો અને વિધર્મીઓનો ભોગ થવું પડતું. આવા પ્રકારની અનેક હાડમારીઓ તે સમયે હતી, તે છતાં શ્રી. વલ્લભાચાર્યે અનેક વખતે દેશના જુદા જુદા ખુણાઓમાં ભ્રમણ કરેલું. તેમનો એકજ ઉદ્દેશ હતો, કે સંસારના પ્રવાહમાં તણાતા તેમજ કળિકાળના પંઝામાં સપડાએલા માનવ જીવનનો ઉદ્ધાર કરવો. ખોટી અને અંધ માન્યતાઓને તેઓ નાબૂદ કરતા. લોકોમાં સાચું જ્ઞાન અને ભક્તિનો અજબ રસ ભાવ પ્રગટ થાય, તેવો પ્રયત્ન શ્રી. વલ્લભાચાર્યજી પોતે કરતા.

શ્રી. વલ્લભાચાર્યજીના આ પ્રચારથી, તે સમયની પ્રજામાં નવીન ધર્મનાં વારિ સીંચાયાં હતાં. કર્મ તથા જ્ઞાનના ભાર નીચે દબાએલ લોકોને તેમણે સાચો ધર્મનો રાહ બતાવ્યો હતો. એક ઉત્તમ આચાર્યને શોભે તેવી રીતે તેમણે લોકોના હિતો માટે, પોતે અનેક કષ્ટો વેઠીને પણ જુદા જુદા ભાગમાં પ્રવાસ કરતા અને લોકોમાં ભાગવત ધર્મનાં તેઓ અમી સિંચતા. તેમનાં દર્શન, સમાગમ અને ઉપદેશની અમૃતધારાથી અનેક મનુષ્યો કલ્યાણ પ્રાપ્ત કરતા. અંધાધુંધીના તે યુગમાં પણ હિંદુ ધર્મ અને સંસ્કૃતિનું ખરેખરું રક્ષણ શ્રી. વલ્લભાચાર્યજીએ કર્યું હતું.

## ૬

# ગૃહસંસાર.

આચાર્ય શ્રી. લગ્ન કર્યા બાદ, ત્રીજી વખત તીર્થયાત્રાએ ગએલા અને તે તીર્થ યાત્રામાં તેમણે ચાર વર્ષ સુધી ભ્રમણ કરેલું. આચાર્યશ્રીએ ૨૫ વર્ષે લગ્ન કર્યું,* તેને માટે આ ત્રીજી તીર્થયાત્રા એક સાચો પુરાવો છે. આ તીર્થયાત્રા પહેલી બંને તીર્થયાત્રા કરતાં જુદી હતી. તેઓએ એક ગૃહસ્થ વિદ્વાન્ તરીકે, પાલખી વગેરે વાહનમાં બેસીને પણ તીર્થયાત્રા કરેલી; તે આ તીર્થયાત્રાને લાગુ પડે છે.

---

* આચાર્યશ્રીએ જ્યારે વિવાહ કર્યો, તે સમયે તેમનું વય ૩૨ વર્ષનું અને શ્રી. મહાલક્ષ્મીજીનું વય ૧૬ વર્ષનું હતું. (જુઓ 'જગદ્‌ગુરુ વલ્લભાચાર્ય'–કાંકરોલી પૃ. ૫૧)

આચાર્યશ્રીનાં લગ્ન કાશીમાં થયાં હતાં. લગ્ન થયા બાદ, તેઓ થોડોક સમય કાશીમાં રહી, સસરાની સંમતિ લઇ, તીર્થયાત્રા કરવાને નીકળી પડયા હતા. તેઓ તીર્થ-યાત્રા સમાપ્ત કરી, કાશીમાં જ પાછા ફર્યા હતા. કાશી અને વ્રજભૂમિ તેમનાં પ્રિયસ્થાનો હતાં અને તેઓ દરેક યાત્રા સમયે આ બંને ગામોની મુલાકાત લેતા; પરંતુ તે બંને ગામો આચાર્યશ્રીને વસવાટ માટે યોગ્ય નહિ લાગેલાં. વ્રજભૂમિ તરફ તે સમયે યવનોનો ત્રાસ વિશેષ હતો, તે સ્થાન પર યવનોનો અધિકાર હતો અને તેથી તે સ્થાન પવિત્ર હોવા છતાં, ભયજનક હતું. કાશીમાં તેવો ત્રાસ નહોતો, પરંતુ આચાર્યશ્રીને ત્યાં યોગ્ય શાંતિ મળતી નહિ. અનેક વિદ્વાનો તથા શિષ્યોના વાદવિવાદને તેવો ભગવદ્‌ભક્તિમાં વિઘ્ન સમજતા. વાદ પરથી તેમને રુચિ ઓછી થઇ હતી. વાદમાં કોઇ તત્વની પ્રાપ્તિ થતી નથી અને કેવળ વાણીનો મિથ્યા ઉપયોગ કરવો પડે છે, તેવો નિર્ણય આચાર્યશ્રીને થયો હતો. **वादे वादे जायते तत्त्वबोधः** એ ઉક્તિ તે યુગમાં સાચી નહોતી. જે વાણીમાં ચપળ હોય અને યુક્તિઓમાં કુશળ હોય, તે વાદ જીતી જતો.

આચાર્યશ્રીએ શાંતિમાં રહેવાને માટે પ્રયાગ પાસે યમુનાને કિનારે આવેલ અડેલ ગામ પસંદ કર્યું. પોતાના કુટુંબીજનો સાથે પોતે ત્યાં રહેતા હતા. ભગવાનનાં શ્રવણ અને કીર્તન આચાર્યશ્રીને ત્યાં અખંડ ચાલુ રહેતાં.

શ્રી ગોકુલેશજીની સેવા પૂજા અને સમર્પણ ભાવમાં આચાર્યશ્રીનો ઘણોખરો સમય પુરો થતો. વિશ્રાંતિના સમયમાં તેમણે લેખન કાર્યનો આરંભ કર્યો. તેમનો શિષ્ય માધવભટ્ટ આચાર્યશ્રીની પાસે જ રહેતો અને તે આચાર્યશ્રીના લહીયાનું કામ કરતો હતો. અણુ ભાષ્ય, ભાગવત પરની સુબોધિની, વગેરે ઉત્તમ ગ્રંથોનું નિર્માણ આ સમયે જ થયેલું. તીર્થયાત્રા દરમિયાન જે છુટાછવાયા લેખો અને પ્રકરણો લખાયાં હતાં, તેનો પણ આ સમયે જ સંગ્રહ કરવામાં આવેલો.

આચાર્યશ્રીની રહેણીકરણી ઘણી જ સાદી અને સરળ હતી. બહારનો દબદબો અને ઠાઠમાઠથી આચાર્યશ્રી વેગળા રહેતા. તેમના શિષ્યો: રાજાઓ, મહારાજાઓ અને ધનિક ગૃહસ્થો હતા, પરંતુ આચાર્યશ્રી પ્રતિગ્રહને પાપ સમજતા. બ્રાહ્મણ ધર્મને અનુસરી, તેઓ અનાજ વગેરેનો ઘણો જ ઓછો સંગ્રહ કરતા. આ પ્રકારની વૃત્તિથી તેઓનું ગૃહસ્થ જીવન સુખ અને શાંતિથી પસાર થતું હતું. કોઇક સમયે તેમને અનાજ વગેરેની અડચણ પણ વેઠવી પડતી, આચાર્યશ્રી તેવી અડચણને હર્ષથી વધાવી લેતા. ભગવદ્ ઇચ્છા પ્રમાણે તેમનું જીવન એકધારું વહી જતું.

આચાર્યશ્રીનાં પત્ની મહાલક્ષ્મીજી વિષે ઘણું જ થોડું જાણવાનું મળે છે. તેમના પિતાનું નામ મધુમંગલ,

( દેવદત્ત ? ) અને માતાનું નામ અત્રિમા હતું. તેમનાં પત્ની કૃષ્ણુનાં પરમ ભક્ત હતાં અને પતિસેવામાં સદા તત્પર રહેતાં. આચાર્યશ્રીના સેવકો અને શિષ્યો સાથેનો તેમનો સંબંધ માયાળુ હતો અને તેજ કારણુથી તેઓ આચાર્યશ્રીને અનેક રીતે અનુકૂળ પડેલાં. આચાર્યશ્રી ધરકામમાં ઘણું જ ઓછું ધ્યાન આપતા અને તેથી સમસ્ત ઘરનો ભાર મહાલક્ષ્મીજી પર રહેતો. ઘરકામમાં આવી પડતી અનેક અડચણો, તેઓ સરળતાથી ઉપાડી લેતાં અને તે અડચણોની વિગત આચાર્યશ્રીના કાન સુધી જતી પણ નહોતી.

આચાર્યશ્રી અહીં રહેતા ત્યારે પણ વ્રજભૂમિ અને કાશીની અનેક વખત મુલાકાત લેતા, તેઓ એક વખતે કાશી ગયા હતા, ત્યારે વિંધ્યાચળ પાસે આવેલા ચુનાર ગામના રાજાએ આચાર્યશ્રી પાસે વિનતી કરી કે તેઓ પોતાના કુટુંબ સહિત પોતાના ગામમાં રહેવાને પધારે'. તે રાજાનો ખૂબજ આગ્રહ થવાથી, આચાર્યશ્રી પોતે અડેલથી પોતાના કુટુંબ પરિવારને લઇને, ચુનાર ગયા હતા.

આ રીતે આચાર્યશ્રીએ અડેલ અને ચુનારને પોતાનો વાસ બનાવ્યો હતો, તેમજ કાશી અને વ્રજભૂમિને પોતાનાં પ્રિય તીર્થસ્થાનો બનાવ્યાં હતાં અને તેની તેઓ વારંવાર મુલાકાત લેતા.

આચાર્યશ્રી અડેલમાં લાંબો કાળ રહેલા અને ત્યાં

સંવત ૧૫૬૭ ના આસો માસની વદ બારસે તેમના મોટા પુત્ર ગોપીનાથજીનો જન્મ થયેલો.

આ પ્રજા પ્રાપ્તિના હર્ષમાં આચાર્યશ્રીએ પ્રયાગમાં એક જ્યોતિષ્ટોમ યજ્ઞ કર્યો હતો અને કાશીમાં જઈ તે જ નિમિત્તે બ્રહ્મભોજન કરાવ્યું હતું.

આચાર્યશ્રીના બીજા પુત્ર વિઠ્ઠલનાથજીનો જન્મ સંવત ૧૫૭૨ માં ચુનાર ગામે થયો હતો. શાસ્ત્રવિધિ પ્રમાણે તેમને સર્વ પ્રકારના ઉત્તમ સંસ્કારો આપવામાં આવ્યા હતા અને તે સમયે પોતાના મોટા પુત્ર શ્રી. ગોપીનાથને યજ્ઞોપવીત આપવામાં આવ્યું હતું.

આચાર્યશ્રી જ્યારે અડેલ મુકામે હતા ત્યારે તેમને શ્રી. ચૈતન્ય મહા પ્રભુનો સમાગમ થએલો.

આ પ્રસંગે તિરહટ નિવાસી રઘુપતિ ઉપાધ્યાય નામના એક મૈથિલ પંડિત પ્રયાગમાં આવ્યા હતા અને તેઓ ચૈતન્ય મહાપ્રભુ સાથે અડેલ મુકામે પણ આવ્યા હતાઃ આ પંડિત સુંદર કવિ હતા અને તેમનો કંઠ પણ મધુર હતો. પંડિતોની ગોષ્ઠિમાં વાદવિવાદને સ્થાન હોતું નથી, ત્યાં તો આનંદના રસ લુંટાય છે, એટલે બંને મહા પ્રભુઓના સમાગમમાં આ કવિએ કૃષ્ણ રસની લ્હાણી કરી હતી. તેમણે તે સમયે ગાયેલા ત્રણ શ્લોકો આ પ્રમાણે છે.

**श्रुतिमपरे स्मृतिमपरे भारतमन्ये भजन्तु भवभीताः**
**अहमिह नंदं वंदे यस्यालिंदे परब्रह्म ।**

कम्प्रति कथयतुमीषे सम्प्रति को वा प्रतीतमायातु
गोपतितनयाकुंजे गोपवधूटीविटं ब्रह्म ॥
श्याममेव परं रूपं पुरो मधुपुरी वरा
वयः कैशोरकं ध्येयं आद्य एव परो रसः ॥

શ્રી કૃષ્ણની ભક્તિનાં આ વચનામૃતો, જેમાં કૃષ્ણ ચૈતન્યની ભાવભક્તિ તથા આચાર્યશ્રીની પ્રેમ લક્ષણા નદીનાં એક સાથે મિલન થાય છે. એક જ યુગમાં થયેલા આચાર્યોનો આ રીતે કેવો સુંદર સમન્વય સધાયો છે.

આચાર્યશ્રીનો ગૃહસંસાર એક ધારો, સરળ રીતે ચાલ્યો નથી. આચાર્ય તરીકે તેમની અતુલ પ્રતિષ્ટા અને ધન ધાન્યની આબાદી હોવા છતાં, આચાર્યશ્રી ભક્તિભાવમાં તલ્લીન રહેતા હતા.

તેઓ ઘણીય વખતે બાળગોપાળના વિરહનો અનુભવ કરતા. કૃષ્ણ મેળવવાને તેમને તાલાવેલી જાગતી અને તેથી તેઓ વ્રજભૂમિમાં જઇ, યમુના તટનો આશ્રય લેતા. અહીં તેમને કૃષ્ણનાં સાક્ષાત દર્શન તથા તેમની ઝાંખી થયેલી. તેમણે કૃષ્ણના મુખમાંથી ઝરતાં ઉપદેશ વચનોનું પાન કરેલું અને તે વચનોનો તેમણે પોતાના પ્રકરણોમાં સમાવેશ કરેલો છે.

ભગવાનની આજ્ઞાથી જ તેમણે ભગવાને ઉપદેશેલાં વચનો પ્રમાણે અનેક શિષ્યોને બ્રહ્મસંબંધ આપેલો

અને તે રીતે તેમણે ભગવાનની ઇચ્છાનું સાધન બનવા પોતાનો ઉપયોગ કરેલો.

પોતે વિદ્વાન અને આચાર્ય હોવા ઉપરાંત તે ભગવાનના પરમભક્ત હતા અને તેજ તેમની વિશેષતા હતી. પોતાનું જીવન જેમ જેમ લંબાતું હતું, તેમ તેમ તેમના હૃદયમાં કૃષ્ણનો વિરહ ભાવ વિશેષ અને વિશેષ જાગ્રત થતો હતો અને તે ભાવ જાગતાં તેમના હૃદયમાં વિરહ અગ્નિ જાગ્રત થયો હતો. આ વિરહ અગ્નિ જાગ્યા પછી, તેઓ વાદવિવાદ, શાસ્ત્રચર્યા અને નિબંધ લેખન વિસરી ગયા હતા. કેવળ પોતે ભગવાનના નામનું સ્મરણ અને ભજન કીર્તનમાં પોતાના સમયનો સદુપયોગ કરતા.

## ૭

# સંન્યાસ અને આસુર વ્યામોહલીલા

આચાર્યશ્રી. ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યા પછી, એક આદર્શ ગૃહસ્થ તરીકે પોતાનું જીવન પસાર કરતા હતા.

આચાર્યશ્રી. ગૃહસંસારમાં રહ્યા પછી પણ એક સ્થાને ભાગ્યેજ ૭ માસથી વધારે વાસ કરતા. તેમને તીર્થ યાત્રાઓ કરવાનું ઘણુંજ પ્રિય હતું અને તેથી તેઓ તક મળતાં એકલા અથવા પોતાના શિષ્યો સાથે વિવિધ તીર્થયાત્રાઓમાં ફરવા જતા.

આચાર્યશ્રી. ધીરે ધીરે ગૃહસ્થ ધર્મથી પણ હવે નિવૃત્ત થવા લાગ્યા હતા. શ્રીકૃષ્ણ પ્રતિનો ઉત્કટ પ્રેમ તેમના હૃદયમાં વિશેષ અને વિશેષ વ્યાપતો હતો. શ્રી.

શ્યામસુંદરના વિયોગનું તેમને અતિશય દુઃખ થતું હતું. તે વ્યસનમાં તેઓ સર્વ કર્તવ્યો વિસરી જતા હતા. શ્રીકૃષ્ણની વિરહ વેદનાનો તેમને દિવસો પર્યંત અનુભવ થતો અને તેના આનંદમાં તે ઘણીય વખત રસમગ્ન થઇ જતા. કુટુંબીજનો તેમની આ દશાને વધાવી લેતાં. અને તેમના પરથી કુટુંબનો ભાર તેમજ શિષ્યાદિકનાં મિલનો, તેમનાં કુટુંબીજનો પોતાની માથે લઇ લેતાં.

આચાર્યશ્રીની સ્થિતિ દિનપ્રતિદિન ભગવદ્ભાવથી ભરપૂર થવા લાગી હતી; એટલે તેમને ભક્તિ માર્ગીય સંન્યાસ લેવાની ભાવના થઇ.

આ સંન્યાસ લેતા પહેલાં તેમણે 'સંન્યાસ નિર્ણય' નામે ગ્રંથ લખ્યો છે; તેમાં તેમણે જણાવ્યું છે કે કળિકાળમાં જ્ઞાનમાર્ગના આધારે સંન્યાસ લેવો તે નિષિદ્ધ છે, કારણ કે તે સંન્યાસ ત્યાગ ભાવથી ભરપૂર હોતો નથી અને તેથી પાખંડ ધર્મનો પ્રચાર થાય છે. બીજું સંન્યાસ ધર્મ સૌથી મોટો ગણ્યો છે. સંન્યાસી સર્વનો ગુરુ ગણાય છે, એટલે જેનામાં ગુરુ તરીકે લાયકાત હોયજ નહિ અને તે જો સંન્યાસી થઇ બેસે તો તેને ગુરુપણાનું અભિમાન આવે. આ અભિમાન અને મોહ સંન્યાસ દીક્ષાને ચલિત કરાવે છે, માટે તેવી સંન્યાસ દીક્ષા લેવી નહિ.

ભક્તિમાર્ગને અનુસરી સંન્યાસ દીક્ષા લેવામાં એક મુખ્ય હેતુ સધાય છે. ભગવાન પ્રતિ ઉત્કટ પ્રેમ પ્રાપ્ત કરવા, ભક્તે ત્યાગભાવ અને વૈરાગ્યનો આશ્રય લેવો જોઇએ. એ ત્યાગભાવ ભગવાનની ભક્તિથીજ આવે છે. તે ભાવ જ્યારે ઉત્કટ બને અને કેવળ ભગવાન વિના અન્ય કોઇ પદાર્થ પર મોહ ન રહે; ત્યારે તેણે લીધેલો સંન્યાસ ધર્મ દીપી ઉઠે છે.

આચાર્યશ્રીએ આ રીતે 'સંન્યાસ નિર્ણય' ગ્રંથ લખી, ત્યાગ અને વિરક્તિ વિના સંન્યાસ લેતા મનુષ્યોની કેવી પરિસ્થિતિ થાય છે, તેનો ખ્યાલ આપ્યો છે. આચાર્યશ્રી. ભગવાનના પરમ ભક્ત હતા, તેમનામાં ત્યાગભાવ ઉત્કટ બનતો જતો હતો; તેથી તેમણે નારાયણેંદ્રતીર્થ યતિને બોલાવી, તેમનો પૂજાસત્કાર કર્યો હતો. આચાર્યશ્રીએ તેમની આગળ પોતાની ઇચ્છા પ્રગટ કરી કે 'પોતે ભાગવત ધર્મને અનુસરી સંન્યાસ દીક્ષા લેવા ઇચ્છે છે'.

તે સમયે નારાયણેંદ્ર યતિએ આચાર્યશ્રીના કુટુંબીજનો તથા શિષ્યમંડળને બોલાવી, તેમની આગળ "શ્રી કૃષ્ણ ભગવાને ઉદ્ધવને આપેલો સંન્યાસ ધર્મનો ઉપદેશ" કહી સંભળાવ્યો હતો.

આચાર્યશ્રીએ પોતાનાં માતા તથા પોતાનાં પત્નીની આજ્ઞા લઇ, ગુરુની પાસેથી પ્રથમ સંન્યાસના ધર્મો

સાંભળ્યા હતા. તે પછી ગુરુએ તેમને સંન્યાસ દીક્ષા આપી હતી. આચાર્યશ્રીએ ભગવાં વસ્ત્ર, ત્રિદંડ અને કમંડળુને ધારણ કર્યાં હતાં. તેમણે ભાગવત ધર્મને અનુસરી, સંન્યાસ દીક્ષા લીધી હતી, તેથી જનોઈ અને શિખાનો તેમણે ત્યાગ કર્યો નહોતો. તેમણે પોતાનું ગૃહસ્થનું નામ બદલી, 'પૂર્ણાનંદ' નામ ધારણ કર્યું હતું.

શ્રી વલ્લભાચાર્યજીનો સંન્યાસ એ ભક્તિમાર્ગીય સંન્યાસ છે. તે જ્ઞાનમાર્ગીય સંન્યાસ નથી. જ્ઞાનમાર્ગીય સંન્યાસનો હેતુ મોક્ષપ્રાપ્તિ છે. શ્રીવલ્લભાચાર્યજી ભગવદાનન્દમાં એટલા બધા લીન હતા, કે સંસાર તરફ તેમને અભાવ જ હતો. દૈવી જીવોના ઉદ્ધાર માટે તથા ભક્તિના ઉપદેશદ્વારા તેમના જીવનને ઉન્નત બનાવવાને, તેમણે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો હતો.

તેઓ સંન્યાસ દીક્ષા લઇ, પ્રથમ છ દિવસ પોતાના વતનમાં જ રહ્યા હતા. તેમણે ભિક્ષાવૃત્તિનો સ્વીકાર કર્યો હતો. ભગવત્ કીર્તન અને ભગવાનની સેવા પૂજામાં જ તેમનો સમય વ્યતીત થતો.

તેઓ છ દિવસ પછી ઘરનો ત્યાગ કરી, ગંગા કિનારે ચાલ્યા ગયા હતા. માર્ગમાં આવતાં ગામોમાં તેઓ ભિક્ષાવૃત્તિ કરતા અને મૌનવ્રતનું પાલન કરી, પરમહંસની દશામાં રહેતા હતા.

આ રીતે ફરતા ફરતા તેઓ કાશીમાં આવી

પહોંચ્યા. હનુમાન ઘાટ પર તેમણે વાસ કર્યો હતો. ગંગાસ્નાન અને ભાગવત કીર્તન એ એજ તેમનાં મુખ્ય કર્તવ્યો બનેલાં હતાં. આ સમયનો કાશીવાસ તેમનો દરેક વાસ કરતાં જુદા પ્રકારનો હતો.

'આચાર્યશ્રી કાશીવાસ કરે છે' એ સાંભળી તેમના કુટુંબીજનો તેમનાં દર્શન કરવાને ત્યાં આવ્યાં હતાં.

આચાર્યશ્રીએ તેમને ઉપદેશ આપ્યો હતો. તેમના પુત્રોને તેમણે જણાવ્યું હતું કે "જો તમો કૃષ્ણભક્તિથી બહિર્મુખ થશો, તો કાળના પ્રવાહમાં ખેંચાઇ જશો અને તમે શ્રેયમાર્ગથી ચલિત થઇ જશો. શ્રીકૃષ્ણમાં પ્રેમ હોવો એજ જીવાત્માનું પરમ કર્તવ્ય છે, માટે તે કર્તવ્યને તમે કદિ પણ ચૂકશો નહિ, 'શ્રીકૃષ્ણ એજ પરમ તત્વ છે' એવો વિશ્વાસ સદા હૃદયમાં ધારણ કરવો અને તેજ ભાવનાથી તે ગોપીજનવલ્લભ કૃષ્ણની સદા સેવાપૂજા કરવી, "

આચાર્યશ્રીનો આ ઉપદેશ 'શિક્ષાશ્લોકો' તરીકે પ્રસિદ્ધ થએલો છે. એ ઉપદેશ આપ્યા પછી; આચાર્યશ્રી પોતાના કુટુંબીજનોને સાન્ત્વના આપી, ગંગાસ્નાન કરવા ગયા હતા.

તેઓ પોતાની કટિ અને પોતાની નાભિ બુડે તેટલા જળમાં ઉભા રહ્યા હતા. તેમણે પોતાનાં નેત્રો મીંચી દીધાં. હૃદયમાં પરમાનંદ પરમતત્વ શ્રીકૃષ્ણનું

તેમણે ધ્યાન ધર્યું અને સર્વના દેખતાં થોડીજ વારમાં તેઓ ત્યાં અદૃશ્ય થઈ ગયા.

તેમના અદૃશ્ય થતાંની સાથે જ, તે ગંગાના ભાગમાંથી એક મોટું જ્યોતિ મંડળ પ્રગટ થયું હતું અને તે જ્યોતિમંડળ ધીરે ધીરે આકાશમાં વિલીન થયું હતું.

આચાર્યશ્રીએ આ રીતે વિક્રમ સંવત્ ૧૫૮૭ ના અષાઢ સુદ ૩ને રવિવારે મધ્યાહ્ન સમયે, પોતાની આ લોકની લીલા સમાપ્ત કરી હતી. આ સમયે તેમનું વય ૫૨ વર્ષનું હતું.

વીલ્સન નામના એક અંગ્રેજ લેખકે "હિન્દુધર્મો" નામના તેના પુસ્તકમાં આ પ્રસંગ વિષે નીચે પ્રમાણે લખ્યું છે.

×" આ ભૂતળ ઉપર પોતાના જીવનનો હેતુ પુરો કર્યા પછી, એમ કહેવાય છે કે હનુમાન ઘાટ આગળ આચાર્યશ્રીએ ગંગાજીમાં પ્રવેશ કર્યો, અને જળમાં નીચા નમતાં, એ અદૃશ્ય થઈ ગયા. તે વખતે એ

× Having accomplished his mission, he 'Vallabhacharya' is said to have entered the Ganges at Hanuman Ghat, when stoping into the water, he disappeared; a brilliant flame arose from the spot and in the presence of a host of spectators, he ascended to heaven, and was lost in the firmament'.—Dr. Wilson.

સ્થળ ઉપર એક તેજનો પુંજ દેખાયો, અને હજારો મનુષ્યોના દેખતાં, તેજના પુંજ દ્વારા તેઓ સ્વધામમાં પ્રવેશ્યા અને આકાશમાં અદશ્ય થયા".

આચાર્યશ્રી પોતે વૈશ્વાનર (અગ્નિ) ના અવતાર ગણાતા અને તેમણે પોતેજ 'અણુભાષ્ય આદિ ગ્રંથોમાં પોતાના મત તરીકે ' આ વૈશ્વાનરનો મત છે ' એવો પ્રકાર રજુ કર્યો છે.

આચાર્યશ્રી અંતર્ધાન થયા, તે પ્રસંગને સંપ્રદાયના ગ્રંથોમાં 'આસુર વ્યામોહ લીલા' કહેવાય છે. તેનો ભાવ એ છે કે આચાર્યશ્રી પોતે જગત પર અસ્તિત્વ ધરાવે છે; પરંતુ જે આસુરી જીવો છે, તેમને એમ ભાસે છે કે તેઓ પોતે ભગવદ્ધામમાં પધારી ગયા. અસુરોને મોહ પમાડનારી જે લીલા તે આસુર વ્યામોહ લીલા.

## ૮

# આચાર્યશ્રીની લેખન પ્રવૃત્તિ.

આચાર્યશ્રીએ જે સંપ્રદાયની સ્થાપના કરી, તે સંપ્રદાય શુદ્ધાદ્વૈત વેદાન્ત અને પુષ્ટિમાર્ગ તરીકે પ્રસિદ્ધ છે. આચાર્યશ્રીએ શુદ્ધાદ્વૈતનો વિચાર કરી, જ્ઞાનમાર્ગનું સાચું રહસ્ય પ્રગટ કર્યું છે; તેમજ પુષ્ટિમાર્ગ દ્વારા, શ્રી ભગવદ્‌ભક્તિની તેમણે રસ રેલ વહેવરાવી છે.

આચાર્યશ્રીએ જે સંપ્રદાયની સ્થાપના કરી, તે સંપ્રદાય વેદધર્મથી કંઇક જૂદો હતો. અલ્બત તે વેદમાં નહોતો તેમ નથી; પણ વેદની કર્મભાવના અને જ્ઞાનભાવનાનાં પડ નીચે ભક્તિ ભાવના દબાઇ ગઇ હતી. શ્રીમદાચાર્યજીએ સમયને ઓળખીને, ભક્તિ ભાવનાનો ઉપદેશ આપ્યો, અને તે રીતે તેમનો માર્ગ નવો ગણાય છે. કેટલાકના મત પ્રમાણે શ્રી વલ્લભાચાર્યજી

વિષ્ણુસ્વામીના મતને અનુસરે છે. આ વિષય ઉપર તે સંપ્રદાય પરાપૂર્વથી ચાલ્યો આવ્યો હતો. પરંતુ તેનું રહસ્ય લોકોમાંથી વીસરાઇ ગયું હતું, તેની આચાર્યશ્રીએ ફરીથી સ્થાપના કરેલી, માટે જ પુષ્ટિમાર્ગના આદ્ય સ્થંભ તરીકે આચાર્યશ્રીની ગણુના થાય છે.

જર્મન પ્રો. હેલ્મથવૉન ગ્લાસેનાએ પોતાના " શ્રી વલ્લભાચાર્યના સિદ્ધાન્તો " નામના પુસ્તકમાં સ્વતંત્ર પ્રકરણુ લખેલું છે, તેમાં વિષ્ણુસ્વામીની પરંપરાના સમર્થનની પૂરતી હકીકત ભેગી કરી છે. શ્રી વલ્લભાચાર્યજીનો પુષ્ટિમાર્ગ એ સ્વતંત્ર માર્ગ છે. તે બાબતમાં તેઓ વિષ્ણુસ્વામીને અનુસરતા નથી. તેમણે કર્મ અને જ્ઞાનને બદલે ભક્તિનો ઉપદેશ આપ્યો છે. વિષ્ણુસ્વામીએ પણુ ભક્તિનો ઉપદેશ આપ્યો હતો. એ રીતે ભક્તિના ઉપદેશ પૂરતા, તેઓ શ્રી. વિષ્ણુસ્વામીના માર્ગે ચાલ્યા છે. સ્વતંત્ર રીતે પોતાના ધ્યેયની સિદ્ધિને માટે તેમણે નવો માર્ગ શોધ્યો છે. સુબોધિની ૩–૩૨–૩૭ માં આ વિષે આચાર્યશ્રી. નીચે પ્રમાણે લખે છે:—

**शास्त्रं पुरस्कृत्य त्रिविधो भक्तियोग उक्तः—**
**ते च सांप्रतं विष्णुस्वाम्यनुसारिणः, तत्ववादिनः**
**रामानुजाश्चेति तमोरजःसत्वैर्भिन्नाः**
**अस्मत्प्रतिपादितश्च नैर्गुण्यः ।**

આમાં પોતે કહે છે કે "ભક્તિયોગ ત્રણ પ્રકારનો

છે, વિષ્ણુસ્વામીએ ઉપદેશેલો તત્ત્વવાદીઓનો અને રામાનુજનો તમોગુણી, દ્વિતીય રજોગુણી અને સત્ત્વગુણી એવા ભેદ વાળો છે. પણ શ્રી. વલ્લભાચાર્યજીનો પોતાનો ભક્તિ માર્ગ એ નિર્ગુણ છે. આથી તેમનો ભક્તિનો માર્ગ વિષ્ણુસ્વામીના માર્ગમાંથી લીધો છે, તે મંતવ્ય ખરું નથી.

આચાર્યશ્રીએ કુલ ૮૪ ગ્રંથો લખ્યા હોય તેવું માનવામાં આવે છે (જુઓ યદુનાથ વિજય); પણ પં. ગટૂલાલજી તત્ત્વાર્થદીપ નિબંધ નામના ગ્રન્થ ઉપરની પોતાની 'સત્સ્નેહ ભાજન' નામની ટીકામાં ૩૫ ગ્રંથો આચાર્યશ્રીએ રચેલા હોવાનું જણાવે છે.

આ ગ્રંથોના બે વિભાગો પાડી શકાય. (૧) સ્વતંત્ર ગ્રંથો, (૨) ભાષ્ય ગ્રંથો–ટીકા રૂપે. તેમનો ઘણોખરો પૂર્વકાળ ભારત ભ્રમણ અને ઉપદેશો કરવામાં વીતેલો હતો, એટલે તેમાંથી નિવૃત્તિ લઇ, તેમણે પાછળથી જ ગ્રંથો લખવાના શરુ કરેલા. કેટલાક પ્રકરણ ગ્રંથો અને છુટા લેખો એવા પણ મળી આવે છે કે; તે તેમણે પોતાની તીર્થ યાત્રાઓ દરમિઆન જ લખેલા હોય.

આચાર્યશ્રીની વિદ્વત્તા શક્તિ અને તેમની પ્રતિપાદન શક્તિ આકર્ષક હતી, એ કારણથી જ તેઓ વાદવિવાદમાં વિજય મેળવી શકતા. તેમનું વાચન પણ અતિ વિશાળ હતું. વેદો, મીમાંસા, દર્શનો, પુરાણો,

ઇતિહાસો વગેરે સંપૂર્ણ સંસ્કૃત સાહિત્યનો તેમણે સારી રીતે અભ્યાસ કરેલો.

વેદ અને ગીતાને તે ઉત્તમ કોટિના ગ્રંથો ગણતા, પરંતુ તેમને ભાગવત ગ્રંથ પર સ્વાભાવિક પક્ષપાત હતો. ભાગવત પુરાણ ગ્રંથ હોવા છતાં; આચાર્યશ્રીએ તેને વેદ જેટલો પ્રમાણ ગ્રંથ ગણ્યો છે. ભાગવત એ વેદના પરિપાકનું ફળ છે, એથી તેમાં પ્રતિપાદિત સિદ્ધાંતો વેદનું જ રહસ્ય બતાવે છે, એ કારણથી આચાર્યશ્રીને તે ગ્રંથ પર બહુમાન પ્રગટ થાય, તેમાં નવાઇ જેવું નથી.

આચાર્યશ્રી તીર્થયાત્રા કરતા, ત્યારે ભાગવતને સાથે અને સાથે રાખતા. જ્યાં જ્યાં તેમને વિરામ કરવો પડતો, ત્યાં ત્યાં તેઓ ભાગવતનું પારાયણ કરતા અને ભક્ત શ્રોતાજનોને તેઓ ભાગવતના રસનું પાન કરાવતા.

આચાર્યશ્રીના સિદ્ધાન્તોમાં, જો કોઇ વિશેષતા તરી આવતી હોય; તો તે આ ભાગવતના પરિશીલનની જ છે. તેમના એકે એક સિદ્ધાન્તો ભાગવત ધર્મના આધારે ઘડાયા છે, પોષાયા છે અને અનુભવમાં મુકાયા છે. પ્રેમલક્ષણા ભક્તિનાં બીજ તેમણે ભાગવતમાંથી લીધાં છે. પરબ્રહ્મ પરમાત્માની અદ્વિતીયતા અને સર્વ શુદ્ધતાનાં પ્રમાણ તેમણે ભાગવતમાંથી ટાંકી બતાવ્યાં છે. આચાર્યશ્રીના એકેએક સિદ્ધાન્તમાં ભાગવતનું રહસ્ય

ખુંપી ખુંપીને ભરેલું છે. ભાગવત એ જ આચાર્યશ્રીના પ્રાણ હતાં. તેમનું રહસ્ય સમજવા તેમણે અથાગ પરિશ્રમ કર્યો છે અને તે અથાગ પરિશ્રમનું ફળ તેમની ભાગવત પરની ટીકા શ્રી. સુબોધિની છે.

આ સુબોધિની ટીકા પ્રથમ, દ્વિતીય, તૃતીય, દશમ અને એકાદશ સ્કંધના ચાર અધ્યાયો ઉપર મળી આવે છે. બીજા છ સ્કંધની ટીકા તેમણે લખી હોય અને પાછળથી લુપ્ત થઇ હોય એ બનવાને સંભવ છે; કારણકે આચાર્યશ્રીના ઘણાય ગ્રંથોનો પાછળથી લોપ થયો છે. સંપ્રદાયની માન્યતા પ્રમાણે તો તેમણે આ છ સ્કંધોની ટીકા લખી જ નથી. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધની અનુક્રમણિકા તથા શ્રુતિ ગીતાનો 'સુબોધિની'માં સમાવેશ થાય છે. શ્રી વિઠ્ઠલેશજીએ તેના ઉપર 'ટિપ્પણી' કરી છે તથા વલ્લભજીએ 'લેખ' લખ્યો છે, આ ઉપરાંત લાલૂભટ્ટની યોજના, પુરુષોત્તમજીનો 'પ્રકાશ' તેમજ ગોપેશ્વરની 'બુભુત્સક' ટીકા પણ વિદ્યમાન છે. આ સુબોધિની ટીકામાં પોતે ભાગવતના મર્મભાગને બહુજ સુન્દર રીતે રજુ કર્યો છે. પ્રત્યેક શ્લોકના એક એક શબ્દ, અને અક્ષરનું રહસ્ય સમજાવીને, વાક્યાર્થની ખૂબી, શ્રી વલ્લભાચાર્યજીએ જે રીતે આણી છે, તે રીતે બીજા કોઇ ભાગવતના ટીકાકારે ભાગ્યેજ આણી છે. તેમણે ભાગવતના અર્થમાં ખેંચ-

તાણ કર્યા સિવાય, મૂળ અર્થને ઘણી જ સુન્દર રીતે પ્રકટ કર્યો છે. સંપ્રદાયમાં આ સુબોધિનીજી ઉચ્ચ સ્થાને છે. શ્રી હરિરાયચરણ પોતે કહે છે કે "જે પુરુષે પોતાની જીંદગીમાં શ્રી વલ્લભાચાર્યજીનો આશ્રય કર્યો નથી, જેણે સુબોધિનીનાં દર્શન કર્યા નથી, અને જેણે રાધાનાથનું આરાધન કર્યું નથી, તેના જીવનને ધિક્કાર છે."

આચાર્યશ્રીની બીજી મુખ્ય કૃતિ છે, અણુભાષ્ય. બાદરાયણ વ્યાસે જે શારીરિક સૂત્રો બનાવ્યાં છે, તેના પરનું આ વિસ્તૃત ભાષ્ય છે. આ અણુભાષ્ય સિદ્ધાન્ત પ્રતિપાદનની દૃષ્ટિએ સર્વોત્તમ ગણાય છે. શુદ્ધ અદ્વૈત વેદાન્તનું રહસ્ય તેમાં બહુ જ સારી રીતે સમજાવવામાં આવ્યું છે. બીજા પક્ષોના સિદ્ધાન્તો જણાવી, તેનું યુક્તિસર ખંડન અને પોતાના સિદ્ધાન્તોનું પ્રમાણ બળે મંડન કરવામાં આ ભાષ્ય અત્યુત્તમ છે. અણુભાષ્ય એ નામ એટલા માટે આપવામાં આવ્યું છે, કે જીવાત્મા પોતે અણુ જેટલો છે, અને તે અણુ જેટલો જીવાત્માજ સર્વના શરીરમાં વાસ કરે છે. વ્યાસનાં શારીરક સૂત્રોમાં શારીરકનો અર્થ પણ જીવાત્મા થાય છે, અને તે જીવાત્મા અણુ જેટલો છે, એવું આચાર્યશ્રીનું તાત્પર્ય છે, માટે તે ગ્રંથને અણુભાષ્ય એ નામ આપવામાં આવ્યું છે.

આચાર્યશ્રી આ ગ્રંથ પૂર્ણ કરી શક્યા નહિ,

તેથી છેવટનો અધૂરો રહેલો ભાગ તેમના આત્મજ શ્રી વિઠ્ઠલનાથજીએ પૂરો કર્યો છે. આના ઉપર પુરુષોત્તમજીનો પ્રકાશ. ગીરધરજીની વિવરણ, ઇચ્છારામભટ્ટજીનો 'પ્રદીપ' તથા યોગી ગોપેશ્વરની રશ્મિ નામની ટીકાઓ છે, આમાં શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું અને ભક્તિ માર્ગનું શાસ્ત્રોક્ત રીતિએ પ્રતિપાદન કર્યું છે.

વ્યાસ સૂત્રો પર જે અનેક ભાષ્યો થયાં છે, તેમાં આ અણુભાષ્યનું સ્થાન પણ આગળ છે. આ ગ્રંથને આધારેજ સંપ્રદાયના સર્વ સિદ્ધાન્તો ગુંથવામાં આવેલા છે.

આચાર્યશ્રીની ત્રીજી કૃતિ તત્વાર્થદીપ નિબંધ છે. તે ગ્રંથમાં ત્રણ પ્રકરણો છેઃ શાસ્ત્રાર્થ પ્રકરણ, સર્વનિર્ણય પ્રકરણ અને શ્રી ભાગવતાર્થ પ્રકરણ.

આ ગ્રંથ તેમની સ્વતંત્ર કૃતિ છે. તેમાં તેમણે પોતાના સિદ્ધાન્તોને સુગમ રીતે અને સંકલનાની દૃષ્ટિએ સમજાવ્યા છે. તેમાં સર્વ સિદ્ધાંતોનો ટુંકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે, એટલે આ ગ્રંથનો આધાર મુખ્ય પ્રમાણ તરીકે લેવામાં આવે છે. પ્રથમ પ્રકરણ ગીતાના સ્વતંત્ર ભાષ્ય રૂપે છે. તેમાં બ્રહ્મ એજ પરમ તત્ત્વ છે એ જણાવવામાં આવ્યું છે. બીજામાં જૂદાં જૂદાં શાસ્ત્રો, વેદ, વેદાંત, સ્મૃતિઓ, પુરાણો, વગેરેનું ધર્મ ગ્રંથો તરીકે મૂલ્યાંકન કરવામાં આવ્યું છે. તેમાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એવાં ચાર નાનાં પ્રકરણો

છે. બ્રહ્મ એજ પ્રમેય છે, અને તેને પ્રાપ્ત કરવાનું ખરું સાધન ભક્તિ છે. રસેશ શ્રી કૃષ્ણના પરમાનંદની પ્રાપ્તિ કરવી એ ફ્લ એમ સિદ્ધ કરી બતાવ્યું છે. ભાગવતાર્થ પ્રકરણમાં ભાગવતનો સાચો અર્થ શો છે, તે જણાવ્યું છે. ભાગવત ગ્રન્થનો, તેના પ્રત્યેક સ્કંધનો. તેના દરેક પ્રકરણનો અને તેના દરેક અધ્યાયનો સાચો અર્થ શો છે, તે દેખાડયું છે. ભાગવતના સાત રીતે અર્થો શ્રી આચાર્યજીએ કર્યાં છે, તેમાંના ચાર તત્વાર્થદીપ નિબન્ધમાં અને બાકીના ત્રણ સુબોધિનીમાં આપેલા છે.

આચાર્ય શ્રી. એ છુટા છવાયા પ્રકરણ ગ્રંથો લખ્યા છે. તેમાંના કેટલાક પોતાના શિષ્યો ને બોધ આપવા માટે, કેટલાક પોતાના સિદ્ધાન્ત ને સરળમાં સમજાવવા માટે અને કેટલાક પોતાના અંતઃકરણને સંબોધવા પણ લખાએલા છે. આ પ્રકરણ ગ્રંથો ષોડશ ગ્રંથો તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે.

ષોડશ ગ્રંથોઃ—(૧) યમુનાષ્ટક (૨) બાળબોધ (૩) સિદ્ધાન્ત મુક્તાવલી (૪) પુષ્ટિપ્રવાહ મર્યાદા (૫) સિદ્ધાન્ત રહસ્ય (૬) નવરત્ન સ્તોત્ર (૭) અંતઃકરણ પ્રબોધ (૮) વિવેક ધૈર્ય આશ્રય (૯) શ્રી કૃષ્ણાશ્રય (૧૦) ચતુઃશ્લોકી (૧૧) ભક્તિવર્ધિની (૧૨) જલ ભેદ (૧૩) પંચપદ્ય (૧૪) સંન્યાસનિર્ણય (૧૫) નિરોધ લક્ષણ (૧૬) સેવા ફ્ળ ( વિવરણ સહિત ).

આચાર્ય શ્રી. એ પૂર્વમીમાંસાનો ઘણો જ ઉંડો અભ્યાસ કર્યો હતો. કર્મકાંડની ઝીણીઝીણી વાતો અને યજ્ઞયાગની પ્રક્રિયાઓથી તેઓ અજ્ઞાન ન હોતા. યજ્ઞયાગની પરંપરા તો તેમના પૂર્વજોદ્વારા ચાલીજ આવતી હતી, તે ઉપરાંત તે વિષયનું પ્રખર જ્ઞાન ધરાવતા શ્રી. ગંગાધર ભટ્ટ વગેરે તેમના કુળમાંજ થયા હતા, તે કારણથી પણ તેમનો કર્મકાંડનો અભ્યાસ બારીક હતો. તેમણે પૂર્વમીમાંસાકાર જૈમિનીનાં સૂત્રો પર પૂર્વમીમાંસા ભાષ્ય લખેલું હતું, પણ તે ભાષ્ય તેમની પાછળ કુટુંબની અવ્યવસ્થાને લીધે ગેરવલ્લે પડયું હતું અને ત્યારપછી તે હાથમાં આવ્યું જ નથી, પરંતુ તેમણે પાછળથી પૂર્વમીમાંસા પર જે કારિકાઓ લખી હતી, તે ગ્રંથ પૂર્વમીમાંસાકારિકા તરીકે પ્રસિદ્ધ થયો છે, તે હાલ મળી આવે છે. આ ગ્રન્થમાં પોતે કર્મભાવનાને કયા અર્થમાં સમજે છે, તે જણાવ્યું છે. તેમણે કર્મભાવનાનું ખણ્ડન કર્યું નથી. યજ્ઞ રૂપી કર્મ એ પણ ભગવાનનું એક સ્વરૂપ છે. **यज्ञो वै विष्णुः** જેમ જ્ઞાનરૂપ પણ ભગવાન છે તેમ યજ્ઞ પણ ભગવાન છે. આથી તેમણે યજ્ઞોને જ્ઞાનના વિરોધી ગણ્યા નથી.

આ ગ્રંથો ઉપરાંત ગાયત્રીભાષ્ય વ્યાખ્યા સહિત, શ્રુતિગીતા, પંચશ્લોકી, ન્યાસાદેશ, ભાગવત પીઠિકા, શિક્ષાશ્લોક, પુરુષોત્તમ નામસહસ્ર, પરિવૃઢાષ્ટક, મધુરા-

ષ્ટક, કૃષ્ણ પ્રેમામૃત અને ત્રિવિધલીલા નામાવલી વગેરે તેમના સ્તોત્ર ગ્રંથો ગણાય છે.

એકંદર જોતાં શ્રીવલ્લભાચાર્યજીનું પોતાનું રચિત સાહિત્ય જ વિપુલ છે અને તે સંપ્રદાયના સાહિત્યમાં અગ્રસ્થાન ભોગવે છે.

આચાર્યશ્રીના ગ્રંથો જોતાં, તેમાં તેમની તરી આવતી વિશેષતા ધ્યાન દોરે તેવી છે. ગદ્ય અને પદ્ય બંને જાતના સંસ્કૃત સાહિત્ય પર તેમનો કાબુ છે. તેમની શૈલી ખાસ કરીને સૂત્રોને અનુસરનારી છે. તે શૈલી ભાવગંભીર અને રહસ્યભરી છે. કેવળ તે ગ્રંથો વાંચી જવાથી, તેનો ભાવ આવવો મુશ્કેલ પડે છે. જેણે આચાર્યશ્રીના ગ્રંથોનું સારી રીતે પરિશીલન કર્યું હોય; તેજ વિદ્વાન આચાર્યશ્રીના માર્મિક રહસ્યોને સારી રીતે સમજી શકે તેમ છે. ઘણી વખતે આ શૈલી પણ વિશેષ ટુંકી બની જાય છે, ત્યારે તો તે સમજવી પણ દુર્ઘટ બને છે. ભાગવત પર રચાએલી સુબોધિની ટીકામાં જે કારિકાઓ આપવામાં આવેલી છે, તેમાંની કેટલીક કારિકાઓ આવા પ્રકારની છે. પૂર્વાપરના સંબંધનો વિચાર કરવામાં આવે તોજ તે કારિકાનું રહસ્ય ધ્યાનમાં આવે તેમ છે.

આ કારણથી જ આચાર્યશ્રીના ગ્રંથો પર અનેક ટીકાઓ, વિવેચનો અને સ્વતંત્ર ગ્રંથો રચાયા છે.

આચાર્યશ્રીના કુલના જ વિદ્વાન આચાર્યોએ આચાર્યશ્રીના સિદ્ધાન્તોનો મર્મ સમજાવવા વિપુલ સાહિત્ય આપ્યું છે.

આ રીતે શુદ્ધાદ્વૈત વેદાન્ત અને પુષ્ટિ માર્ગને સમજવા ખૂબ જ સાહિત્ય પ્રગટ થએલું છે, પરંતુ તેમાંનું ઘણુંખરું સાહિત્ય સંસ્કૃત ભાષામાં છે, તેથી તે ભાષા નહિ જાણનાર વર્ગ તેનો યોગ્ય લાભ લઈ શકતા નથી; પણ હવે છેલ્લા થોડાક સમયથી બીજી ભાષાઓમાં આ સાહિત્યના અનુવાદો ઉતારવામાં આવ્યા છે, અને તેથી વૈષ્ણવોનો મોટો વર્ગ હવે શ્રીઆચાર્યજીની વાણીનું રસપાન કરી શકે છે, એ ખરેખર સંતોષની વાત છે.

૯

## શ્રી. વલ્લભકુળ અને તેની સાક્ષરતા

શ્રી. વલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય આજથી લગભગ ચાર સૈકા પહેલાં થએલું હતું; પરંતુ તેમની કુલ પરંપરા અવિચ્છિન્ન ધારાની જેમ આજે પણ મળી આવે છે. એ સાક્ષર કુળે સાહિત્યની અપૂર્વ સેવા કરી, અનેક ગ્રંથરત્નો પ્રગટ કર્યા છે. એ વલ્લભકુળની સાહિત્ય સેવા અવિરત અને અખંડ વાહિની છે. આચાર્યશ્રી. એ જે સંપ્રદાયનાં વારિ અથાગ પ્રયત્ને વહેતાં કર્યાં, તે સાહિત્ય સરિતાને અખંડ રાખવા આ વલ્લભકુળમાં અનેક સાક્ષરો પ્રગટ થયા છે.

**શ્રી. ગોપીનાથજીઃ—**

આચાર્યશ્રીના મોટા પુત્ર શ્રી. ગોપીનાથજીને, આચાર્યશ્રીએ સંપ્રદાયનો તથા શ્રીનાથજીની સેવાનો

પ્રબંધ કરવાનો, સર્વ ભાર સોંપ્યો હતો. શ્રી. ગોપીનાથજી સ્વભાવે સરળ અને સાત્વિક હતાં. સંપ્રદાયને અર્થે તેમણે અનેક સ્થાનોએ ભ્રમણ કર્યું હતું. પોતાના નાના ભાઇ પર તેમનો ખૂબજ સ્નેહ હતો. તેમનો 'સાધન દીપિકા' નામનો ગ્રંથ મળી આવે છે; તે વિના તેમના કોઇ ગ્રંથ મળી આવતા નથી. તેઓને એકાન્ત વાસ પ્રિય હતો. વિશેષ કરીને તેઓ ભગવાનની સેવામાં તલ્લીન રહેતા. તેમના પુત્ર શ્રી. પુરુષોત્તમજીનો દેહાન્ત ૧૨ વર્ષની વયે તેમની નજર સમક્ષજ થયો હતો. શ્રી. ગોપીનાથજી ત્યારપછી સંસારથી વિરક્ત રહેતા હતા અને સંપ્રદાયનો સર્વ ભાર પોતાના ભાઈ શ્રી વિઠ્ઠલનાથજીને સોંપી, સંવત ૧૬૨૦માં તેઓ તીર્થ યાત્રા કરવાને ચાલ્યા ગયા હતા. તેઓ જગદીશપુરીમાં જઇ, ભગવદ્ધામમાં પધારી ગયા.

## શ્રી. વીઠ્ઠલનાથજી:—

શ્રી. વિઠ્ઠલનાથજીએ પોતાના પિતાએ વિકસાવેલ સંપ્રદાયને બહુજ વિસ્તાર્યો. શ્રી વલ્લભાચાર્યજી પુષ્ટિમાર્ગના સ્થાપક છે અને શ્રી વિઠ્ઠલનાથજી પુષ્ટિ માર્ગના પ્રવર્તક છે. તેમની વિદ્વત્તા અસાધારણ હતી. તેમની લેખન શક્તિ અબાધિત હતી. પોતાના પિતાશ્રીએ રચેલ સર્વ ગ્રંથોનો સંગ્રહ કરી, તેમણે તેની પર ટીકા, ટિપ્પણો અને પૂર્તિઓ કરી છે. આચાર્યશ્રીએ રચેલ અણુભાષ્ય

અધુરું હતું, તે તેમણે, પોતાની લેખની દ્વારા પાછળનો દોઢ અધ્યાય રચી, પુરું કર્યું છે. આચાર્યશ્રીએ રચેલ ભાગવત સુબોધિની પર તેમણે ટિપ્પણ કર્યું છે. ષોડશ ગ્રંથો પર તેમણે ટીકાઓ રચી છે. ભક્તિ હેતુ, ભક્તિ હંસ, શૃંગાર રસ મંડન, વિજ્ઞપ્તિઓ આદિ પ્રકરણ ગ્રંથો તથા કેટલાંક સ્તોત્રોની તેમણે રચના કરી છે. તેમનો સ્વતંત્ર ગ્રંથ 'વિદ્વન્મંડન' નામે છે. શુદ્ધાદ્વૈત તત્વજ્ઞાનના સિદ્ધાન્તોને સમજવા, આ ગ્રંથ સર્વોત્તમ છે. તેની સંસ્કૃત ભાષા સરળ, સૂત્રાંત્મક અને યુક્તિ પ્રયુક્તિથી શોભિતી છે. તેમાં બતાવેલ સિદ્ધાન્તો સચોટ અને સ્પષ્ટ છે. તેમણે પ્રતિપક્ષીના વાદને ઝીણામાં ઝીણી રીતે તપાસ્યો છે, અને શુદ્ધ બ્રહ્મવાદ એજ ખરો વાદ છે, એમ સ્થાપન કર્યું છે.

ધર્મના પ્રચાર માટે, તેમણે અનેક યાત્રાઓ કરેલી છે. ગુજરાતમાં તેઓ અનેક વાર આવતા હતા અને ત્યાં તેમનો ખૂબજ સુંદર રીતે સત્કાર થતો હતો. તે સમયે સિદ્ધપુરમાં શ્રી. વલ્લભાચાર્યજીના શિષ્ય 'રાણા વ્યાસ' હતા. શ્રી વિઠ્ઠલનાથજી જ્યારે નરોડા પધાર્યા, ત્યારે ગોપાળદાસ તેમને શરણે આવ્યા હતા. તેમણે 'વલ્લભાખ્યાન' નામે ગ્રંથ બનાવ્યો છે.

યવનોના ઉપદ્રવને લીધે અડેલ અને ચરણાટમાંથી વાસ છોડી, તેઓ રાણી દુર્ગાવતીના આગ્રહથી મધ્ય

પ્રાંતમાં ગઢા આવીને રહ્યા હતા, પાછળથી તેઓ મથુરા અને ત્યાંથી ગોકુળમાં બિરાજ્યા હતા. રાણી દુર્ગાવતીએ શ્રી. વિઠ્ઠલનાથજીને રહેવા માટે, મથુરામાં એક વિશાળ મંદિરની રચના કરી હતી, જે 'સતધરા' નામે પ્રસિદ્ધિ પામ્યું હતું. આજે પણ તે સ્થાનની જગા કાયમ છે.

શ્રી. નાથજીની સેવા માટે, શ્રી. વલ્લભાચાર્યે ગૌડીય ભક્તોની નિમણૂક કરી હતી, પરંતુ તેમની ગેર વ્યવસ્થાને લીધે, શ્રી. વિઠ્ઠલનાથજીએ તેમની પાસેથી અધિકાર લઇ લીધો હતો અને તે અધિકાર સાંચોરા બ્રાહ્મણોને આપ્યો હતો.

શ્રી. વિઠ્ઠલનાથજીના શિષ્યો રાજા મહારાજાઓ અને શેઠ શાહૂકારો હતા, તે સર્વનો નિર્દેશ બસો બાવન વૈષ્ણવોની વાર્તામાં આવે છે. તેઓ સંગીતના પણ સારા જાણકાર હતા. તાનસેન અને રસખાન જેવા સંગીતકારો તેમના ભક્ત હતા. તેઓ ચિત્રકળા પણ સારી રીતે જાણતા. તેમણે દોરેલું શ્રી બાળકૃષ્ણજીનું ચિત્ર આજે પણ મળી આવે છે. પુષ્ટિ સંપ્રદાયની સેવા પદ્ધતિનો તેમણે સારી રીતે પ્રચાર કર્યો હતો. તેમણે ભક્તિસુધા પાઇ, પતિતો અને હલકી કોમના માણસોનો ઉદ્ધાર કર્યો હતો.

તેઓ જેમ તત્વજ્ઞાનમાં અપુર્વ વિદ્વત્તા ધરાવતા, તેમ કવિતાશક્તિમાં તેમની પ્રતિભા અસાધારણ હતી.

તેમનો શૃંગારરસમણ્ડન ગ્રન્થ તેમની કવિતા શકિતની સાક્ષી પૂરે છે. તેમની 'વિજ્ઞપ્તિ'ઓનું સાહિત્ય તો જગત સાહિત્યમાં બીજે કોઇ સ્થળે મળે તેમ નથી. તેમનાં કેટલાંક અષ્ટકો તથા સંસ્કૃત કીર્તનો ઉત્તમ પ્રાસાદિક શૈલીમાં લખાયલાં છે. શ્રી વલ્લભાચાર્યજીની 'સુબોધિની' નો મર્મ ભાગ પ્રકટ કરનાર ટિપ્પણી, તેમની પ્રતિભાની સાક્ષી પૂરે છે.શ્રીવલ્લભાચાર્યજીના પ્રેમભકિતના સિદ્ધાન્તને તેઓશ્રીએ બહુજ વ્યાપક રીતે ફેલાવ્યો હતો. તેથી તમામ વર્ણના હિન્દુઓ તેમજ અલીખાન પઠાણુ, રસખાણ પઠાણુ વગેરે મુસ્લીમો તેમના અનન્ય ભકતો બન્યા હતા

અકબર બાદશાહની બેગમ તથા અકબર બાદશાહને તેમણે જે ઉપદેશ આપ્યો હતો, તે વ્રજ ભાષાન બે દોહરાઓમાં આ રીતે મળી આવે છે. એમ કહેવાય છે કે :"બાદશાહની બેગમે શ્રી વિઠ્ઠલનાથજી પાસે વશી કરણ મંત્ર માગ્યો હતો, ત્યારે તેમણે આ દોહરો એક પળમાં લખી, તેનું તાવીજ બનાવી, બેગમને પહેરવ આપ્યું હતું, પાછળથી બાદશાહે તે તાવીજ ખોલ્યું, તે તેમાંથી નીચેનો દોહરો મળી આવ્યો હતો.'

'યંત્ર, મંત્ર અરુ તંત્રકો, ભૂલિ કરો જન કોય;
પતી કહે સો કીજિયે પતિ આપહિ વશ હોય.'

આ દોહરો વાંચી બાદશાહ ખૂબજ પ્રસન્ન થય અને તેઓએ શ્રી વિઠ્ઠલનાથજીનાં દર્શન કરી, તેમન

પાસેથી ઉપદેશ મેળવ્યો હતો, તે પણ આ રીતે મળી આવે છે.

"મીઠો સબસે બોલિયે, સુખ ઉપજત ચહું ઓર;
વશીકરણ યહ મંત્ર હૈ, તજ દો વચન કઠોર."

અકબરનું દિલ જીતી લઇ, તેમણે ગોકુલની ભૂમિ પ્રાપ્ત કરી હતી, અકબરના રાજ્યની ભૂમિમાં શ્રી. વિઠ્ઠલેશ્વરનું ગોધન છૂટથી ચારો ચરી શકતું અને તેથીજ તેમને અકબર તરફથી 'ગોસ્વામી' તરીકેનું બિરુદ પ્રાપ્ત થયું હતું. શ્રી વિઠ્ઠલેશ્વરજી ત્યારથી ગોસ્વામી (ગુસાંઇજી) તરીકે પ્રસિદ્ધ થયા છે, અને તે પદવી આજે પણ તેમના વંશ વારસો ધરાવે છે.

શ્રી વલ્લભાચાર્યજીની માફક તેઓશ્રીની પણ બેઠકો છે, તે કુલ ૨૮ છે. તેમાં મુખ્ય નીચેના સ્થળોએ છે– ગોકુલ, કામવન, અડેલ, ચરણાટ, સોરમ, ગોધરા, અલીણા, અસારવા, (અમદાવાદ) ખંભાત, જામનગર અને દ્વારકા. તેમના બસોબાવન વૈષ્ણવોમાં દુર્ગાવતી રાણી, રૂપમુરારીદાસ, લાજ, ચંદાબાઈ, શ્રી નાગજીભાઈ, વાધાજી રજપૂત, ગોપાળદાસ વગેરે મુખ્ય છે. આ વૈષ્ણવોમાં ચાર ભક્ત કવિઓ છે, જેમની ગણના હિન્દી સાહિત્યમાં 'અષ્ટ છાપ'માં ગણાય છે. તેમનાં નામ શ્રી નંદદાસજી, ચતુર્ભુજદાસ, છીતસ્વામી અને ગોવિંદદાસ. ભારત વર્ષમાં અનેક રાજાઓ અને લખપતિ શ્રીમન્તો તેમના સેવક બન્યા હતા.

શ્રી વિઠ્ઠલનાથજીએ સંવત ૧૬૪૪માં નિત્ય લીલામાં પ્રવેશ કર્યો હતો. તેઓશ્રીને તેમના પિતૃચરણ પ્રતિ અનન્ય પ્રેમ હતો. તેમણે તેઓશ્રીનાં જીવનકાર્યો, તથા ગુણ તથા સ્વરૂપનો ખ્યાલ આપનાર ત્રણ ગ્રંથો 'સર્વોત્તમ સ્તોત્ર' સ્ફૂરત્કૃષ્ણ પ્રેમામૃત અને 'વલ્લભાષ્ટક,' ગ્રંથ રચ્યા છે. શ્રી વિઠ્ઠલેશ્વરજીના પરમ ભક્ત ગોપાળદાસજીએ 'વલ્લભાખ્યાન' ગુજરાતી ભાષામાં રચ્યું છે, તે ગ્રંથની સંપ્રદાયમાં ખૂબજ મહત્તા છે. એ ગ્રંથ ઉપર શ્રી વ્રજરાયજીએ સંસ્કૃતમાં અને પં. ગટ્ટૂલાલજીએ વ્રજ ભાષામાં ટીકા લખી છે. કોઇ પણ ગુજરાતી કાવ્ય ઉપર સંસ્કૃત ટીકા લખાઇ હોય, તો તે આ ગ્રંથ ઉપર જ હોવાનું જાણવામાં આવે છે.

## શ્રી. ગોસ્વામીના સાત બાળકો:—

આ રીતે શ્રી વિઠ્ઠલેશ્વર ગોસ્વામીજી આ સંપ્રદાયના આદ્ય સ્થંભ સમા હતા. તેમને સાત પુત્રો હતા. તેમનાં નામ (૧) શ્રી ગિરિધરજી, (૨) શ્રી ગોવિંદરામજી, (૩) શ્રી બાલકૃષ્ણજી, (૪) શ્રી ગોકુલનાથજી, (૫) શ્રી રઘુનાથજી, (૬) શ્રી યદુનાથજી, અને (૭) શ્રી ઘનસ્યામજી. આ સાતે બાળકોને શ્રી વિઠ્ઠલેશ્વરે ક્રમ પ્રમાણે (૧) શ્રી મથુરાનાથ,(૨) શ્રી વિઠ્ઠલેશ, (૩) શ્રીદ્વારકાધીશ, (૪) શ્રી ગોકુલેશ, (૫) શ્રી ગોકુલચંદ્ર, (૬) શ્રી બાલકૃષ્ણ અને (૭) શ્રી મદનમોહન, એ સાત સ્વરૂપોની સેવા સોંપવામાં આવી

છે. અને તે સાતે બાળકોનો સાત ગાદીઓ પર અભિષેક કર્યો હતો. આ સાત ગાદીઓ તેમના વંશ પરંપરાથી ચાલુ આવી છે અને તેમને જે સ્વરૂપો સોંપવામાં આવ્યાં છે, તેની સેવા તે ગાદીના આચાર્યો દ્વારા થાય છે.

શ્રી ગોસ્વામીના સાત બાળકોને સાત ગાદીઓ સોંપી, તેમને સાત સ્વરૂપોની સેવા કરવાનો અધિકાર આપ્યો હતો, તેનો ક્રમ આ રીતે છેઃ—

| શ્રી ગોસ્વામીના બાળકો | સાત સ્વરૂપો | વર્તમાન સ્થાન |
|---|---|---|
| ૧ ગિરિધરજી | શ્રી મથુરેશજી | કોટા |
| ૨ ગોવિંદરાયજી | શ્રી વિઠ્ઠલનાથજી | નાથદ્વારા |
| ૩ બાલકૃષ્ણજી | શ્રી દ્વારકાધીશજી | કાંકરોલી |
| ૪ ગોકુલનાથજી | શ્રી ગોકુલનાથજી | ગોકુલ |
| ૫ રઘુનાથજી | શ્રી ગોકુલચંદ્રમાજી | કામવન |
| ૬ યદુનાથજી | શ્રી બાલકૃષ્ણજી | સૂરત |
| ૭ ઘનશ્યામજી | શ્રી મદનમોહનજી | કામવન |

**શ્રી. ગોકુળનાથજી—**

શ્રી વિઠ્ઠલેશ્વરના ચોથા પુત્ર શ્રી. ગોકુલનાથજી લાંબુ આયુષ્ય ( ૯૦ વર્ષ સુધી ) જીવ્યા હતા. તેમણે પુષ્ટિ સાહિત્યની સારી રીતે સેવા કરી છે. તેમણે આચાર્યશ્રીના ષોડશ ગ્રંથો પર ટીકાઓ, ભાગવતની ટીકા, શ્રી સુબોધિની પર સ્વતંત્ર લેખો, તથા વેણુગીત પર સ્વતંત્ર કૃતિ વગેરે સાહિત્ય પ્રસિદ્ધ કર્યું છે. શ્રી

વલ્લભાચાર્યજીના ગાયત્રી ભાષ્ય ઉપર વિવરણ અને શ્રી ગુંસાઇજીના ગુપ્ત રસની ટીકા પણ તેમણે લખી છે. ચોરાશી તથા બસોબાવન વૈષ્ણવોની કથા વાર્તાના પ્રસંગો પણ વ્રજ ભાષામાં તેમણે કરેલા છે; તે સંપ્રદાયમાં "ચોરાશી તથા બસો બાવનની વાર્તા" ને નામથી પ્રસિદ્ધ છે. તેમણે શ્રી ગુસાંઇજીના સર્વોત્તમ સ્તોત્ર ઉપર ૧૨૦૦૦ શ્લોકની ભાવરત્ન મંજૂષા નામની મોટી ટીકા લખી છે. જહાંગીરના સમયમાં એક ચિદ્રૂપ નામનો સંન્યાસી હતો. તે તુળસીની માળા નહિ પહેરવાનું બધાંને કહેતો હતો. આથી વૈષ્ણવોની લાગણી ઘણીજ દુભાતી, છેવટે જહાંગીરને કાને તે હકીકત ગઇ. તેણે તેનો શાસ્ત્રાર્થ યોજ્યો, તેમાં શ્રી ગોકુળનાથજીએ તેને પરાસ્ત કર્યો. શ્રી ગોકુળનાથજીના સેવકો તેમના પ્રત્યે અનન્ય ભાવ રાખે છે. તેઓ દંડાકાર તિલક કરે છે. તેઓ શ્રી વલ્લભજીના નામથી પણ ઓળખાય છે, તેમની બે મુખ્ય શાખાઓ—નીમડીઆ અને ભરુચિ છે. તેમની કુલ ૧૩ બેઠકો છે. મુખ્ય નીચેના સ્થળોએ છે. ગોકુલ, કામવન, વૃંદાવન, સોરમ, ભરુચ, ગોધરા, અડેલ, અને અસારવા. મહાનુભાવી કલ્યાણજીએ 'કલ્લોલ'માં તેમના સ્વરૂપનું સારી રીતે વર્ણન કર્યું છે.

**શ્રી. હરિરાયજી—**

શ્રી. વિઠ્ઠલેશ્વરના બીજા પુત્ર શ્રી ગોવિંદરાયના પુત્ર શ્રી કલ્યાણરાયજી થાય, તેમને ત્યાં સંવત્ ૧૬૪૭ ના

ભાદરવા વદ ૫ ને દિને, શ્રી હરિરાયજી પ્રગટ થયા. તેમણે પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાન્તોને સરળ રીતે સમજાવવા અનેક પ્રકરણો લખ્યાં છે. ' શ્રી હરિરાય વાઙ્ મુક્તાવલી ' તથા '૪૧ બૃહત શિક્ષાપત્ર' નામના બે પુસ્તકોમાં તેમના ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

શ્રી હરિરાયજી એ પ્રભુના વિરહનું સાક્ષાત્સ્વરૂપ હતું અને તેમણે પોતાનું ૧૨૦ વર્ષ સુધીનું આયુષ્ય પ્રભુના ઉત્કટ વિરહમાંજ પસાર કર્યું હતું. તેમના તમામ ગ્રંથો પ્રમેય ભાવનાથી અંકિત છે. છતાં 'બ્રહ્મવાદ' નામનો પ્રમાણ ભાવનો ગ્રંથ પણ તેમણે રચ્યો છે. પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાન્તોને સરળ રીતે સમજાવવા, શ્રીહરિરાયજીએ જે પ્રયત્ન કર્યો છે, તે પ્રયત્ન અજોડ છે. તેમના રચેલા શ્લોકો લલિત પદોથી અને સરળ ભાવોથી ભરપૂર છે. સંપ્રદાયનાં રહસ્યોને તેમણે ટુંકમાં અને સ્પષ્ટ રીતે સમજાવ્યાં છે. શ્રી વલ્લભાચાર્યજીના કે શ્રી વિઠ્ઠલેશ્વરના ગ્રંથોમાં, જે દુર્બોધતા જોવામાં આવે છે, તે આ ગ્રંથોમાં નથી, તેમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો શ્રી વલ્લભાચાર્યજીનાજ છે, પણ તેમની સમજાવવાની શૈલી સરળ છે અને તેથી તે સાધારણ માણસને રુચિકર થાય તેવા છે.

**શ્રી. ગિરિધરલાલજી—**

તેમના પછી શ્રી વિઠ્ઠલેશ્વરના છઠ્ઠા પુત્ર શ્રી યદુ-

નાથના કુલમાં પ્રગટ થએલ, શ્રી ગોપાળજીના પુત્ર કાશીનિવાસી શ્રી ગિરિધરલાલજી થયા, તેમણે શુદ્ધાદ્વૈત રહસ્ય સમજાવવા 'શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ' નામનો ગ્રંથ લખ્યો છે. તે ગ્રંથ પર શ્રી. રામકૃષ્ણ ભટ્ટે પ્રકાશ નામની ટીકા લખી છે. 'અણુભાષ્ય' ઉપર 'વિવરણ' નામની ટીકા લખી છે; તેમણે પ્રમાણમાર્ગને સારી રીતે સ્ફુટ કર્યો છે.

**શ્રી. પુરુષોત્તમજી—**

શ્રી પુરુષોત્તમજી પણ આ સંપ્રદાયમાં ઉત્તમ કોટિના વિદ્વાન થઈ ગયા. ભારતવર્ષના વિદ્વાનોમાં અગ્રપદે તેમણે મૂકી શકાય. તેમણે અનેક વાદગ્રંથો રચ્યા છે. તેમનો મુખ્ય વિષય શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ છે. અણુભાષ્ય ઉપર પ્રકાશ, તત્ત્વદીપ નિબન્ધ ઉપર આવરણભંગ અને વિદ્વન્મંડન ઉપર સુવર્ણ સૂત્ર નામની ટીકાઓ તેમણે લખી છે. તેમજ ટિપ્પણી ઉપર પ્રકાશ ટીકા લખી છે. તેઓ ટીકાદ્વારા વિષયને ઘણોજ સ્પષ્ટ બનાવી દે છે; તે ઉપરાંત તુલનાત્મક પદ્ધતિથી વિષયને તપાસે છે; આથી વાંચનારને તેમની તર્કશક્તિ તથા બહુશ્રુત પણાનો ખ્યાલ આવે છે. તેમની મુખાકૃતિનું વર્ણન સ્વ. નર્મદાશંકર દેવશંકર મહેતાએ હિંદ તત્ત્વ-જ્ઞાનના ઇતિહાસના ઉત્તરાર્ધમાં નીચે પ્રમાણે આપ્યું છે. તેમનું ભવ્ય કપાળ ઝીણા વિચારોની તરવરતી છાયા-

વાળું છે; તેમનાં વિશાળ નેત્રો, પ્રતિવાદીના આક્ષેપોને મોટા મનથી સ્વીકાર કરતાં હોય એમ જણાય છે. તેમની ઝીણા અગ્રવાળી નાસિકા તે આક્ષેપોને ઝીણવટથી ઉરાડવાની શક્તિ દર્શાવે છે. તેમની સુંદર ઘાટિલી ચિબુક તેમની અપૂર્વ દૃઢતા અને નિશ્ચયબળ દેખાડે છે.

તેઓશ્રી શ્રી વિઠ્ઠલેશ્વરના ત્રીજા પુત્ર શ્રી બાળકૃષ્ણના ચોથા વંશના શ્રી પીતાંબરજીના પુત્ર થાય.

**શ્રી. ગોપેશ્વરજી—**

પુરુષોત્તમજીની અણુભાષ્યની 'પ્રકાશ' ટીકા પર શ્રી યોગી ગોપેશ્વરજીએ 'રશ્મિ' નામની લગભગ અડધા લાખ શ્લોકની ટીકા લખી છે, તે ગોપેશ્વરજી ગોસ્વામીના બીજા પુત્ર શ્રી ગોવિંદજીના વંશમાં; શ્રી ગોકુલોત્સવજીના પુત્ર થાય. તેઓ પ્રભુની સેવામાં સદા લીન રહેતા, માટે તેમને યોગીનું બિરુદ મળ્યું છે. તેમણે અડધો લાખ ઉપરાંત શ્લોકોની રચના કરી છે. તે પરથી તેમની અગાધ શક્તિનો વાચકને પરિચય થાય છે.

તેમણે સુબોધિની ઉપર 'બુભુત્સુ' નામની ટીકા લખી છે, તથા ભક્તિમાર્તણ્ડ નામનો ગ્રંથ અપૂર્વ વિદ્વત્તાથી ભરેલો રચ્યો છે. તેઓ 'સવવેત્તા' તરીકે ઓળખાતા. પુરુષોત્તમજી જેમ પંડિત અપ્પય્ય દિક્ષિત

સાથે વાદમાં ઉતર્યા હતા. તેમ ગોપેશ્વરજી કોઇ શંકરાચાર્ય સાથે વાદમાં ઉતર્યા હતા. આ વાદમાં તેમને વિજય મળ્યો હતો. તે વિજયનાં ચિન્હો હાલમાં શ્રી નાથદ્વારામાં મોજુદ છે; અને તે દશેરાની સ્વારીને દિવસે સર્વથી આગળ રાખવામાં આવે છે. જેવા જ્ઞાનમાં તેઓ મસ્ત હતા તેવા જ તેઓ ભક્તિરસમાં પણ હતા.

સાહિત્યની દૃષ્ટિએ પુષ્ટિમાર્ગનું સાહિત્ય ખૂબજ છે. સ્વતંત્ર ગ્રંથો, ટીકા, ટિપ્પણો અને વિવેચનો દ્વારા આ સાહિત્ય ખૂબ જ વિકસ્યું છે. તે ઉપરાંત વ્રજભાષામાં પણ આ સાહિત્યનો ખૂબજ વિસ્તાર જોવામાં આવે છે.

આ ઉપરાંત બીજા ઘણા વિદ્વાનો આ કુલમાં થઇ ગયા છે. શ્રી વલ્લભ સંપ્રદાયના સાહિત્યના ઇતિહાસ માટે તો એક સ્વતંત્ર ગ્રંથ રચી શકાય. કવિ ન્હાનાલાલ ષોડશ ગ્રંથના પોતાના કાવ્ય ભાષાન્તરની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે પોતાનો મત ટાંકે છેઃ—

—'સ્વાસ્થ્યમાં સાહિત્ય પાંગરે, ને મુગલ વંશના મહારાજવીઓના સુવર્ણ સમયમાં ભારતમાં સ્વાસ્થ્ય હતું. પણ તે પહેલાં ને તે પછી, ઈ. સ. ૧૫૨૬ ની પૂર્વે ને ઇ. સ. ૧૭૦૭ ની પછી, ભારત એકચક્ર શૂન્ય ને અસ્વસ્થ હતો; ત્યારે એ વલ્લભીકુળની સાહિત્ય સેવા,

જનનામાં જલની પેઠે, અવિરત ને અખંડવાહિની હતી. માત્ર ભારતવર્ષમાં જ નહિ; જગતના ઇતિહાસમાં એક સાક્ષરકુળ તરીકે વલ્લભીકુલની સાહિત્યસેવા અદ્વિતીય છે. **યુરોપમાં, અમેરિકામાં, આફ્રિકામાં, એશિયામાં-પૃથ્વીના** પડ ઉપર કોઈ સ્થળે એકજ વંશના વંશજોએ વલ્લભીકુળે કીધી છે, એવી ને એટલી સાહિત્યસેવા કીધી હોય; તો વિદ્વજ્જનને આનન્દદાતા ઇતિહાસની એ નવકથા જાણીને, શ્રી વલ્લભકુલ પણ આનન્દશે. "

## ૧૦

# અષ્ટછાપના ચાર કવિઓ

ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથજીએ શ્રી નાથજીની સેવામાં પોતાના ચાર ભક્ત કવિઓ તથા પોતાના પિતાના ચાર ભક્ત કવિઓએ વ્રજભાષામાં જે પદો રચ્યાં છે, તે પદો ગાવાની વ્યવસ્થા કરી હતી. આ રીતે ગોસ્વામીજીએ વ્રજભાષાને ઉત્તમ સ્થાન આપ્યું હતું. આ આઠ કવિઓ સંપ્રદાયમાં 'અષ્ટસખા' તરીકે જાણીતા છે અને તેમનાં રચેલાં પદો સેવા સમયે ગાવાનો હજુ પણ પ્રચાર છે. આ અષ્ટસખાનો નિર્દેશ એક દોહરામાં છે:—

કૃષ્ણ જુ કુંભનદાસ હૈ, સૂર હિ પરમાનંદ
નંદ, ચતુર્ભુજદાસ જુ, છીતસ્વામિ, ગોવિન્દ.

એમાં સૂરદાસજી, પરમાનન્દદાસજી, કુંભનદાસજી અને કૃષ્ણદાસજી, શ્રી વલ્લભાચાર્યજીના ચાર ભક્ત કવિઓ હતા તથા નંદદાસજી, ચતુર્ભુજદાસજી, છીતસ્વામી તેમજ ગોવિંદદાસજી. શ્રી ગોસ્વામીજીના શિષ્ય કવિઓ હતા. આ આઠે કવિઓએ ભક્તિવિષયક સુંદર પદોની રચના કરી છે.

તે આઠે કવિઓનાં જીવનચરિત્રો ચોર્યાસી વૈષ્ણવોની વાર્તા અને બસો બાવન વૈષ્ણવોની વાર્તામાં મળી આવે છે, તેમાંથી આચાર્યશ્રીના ચાર ભક્ત કવિઓ વિષે ટુંકમાં નિર્દેશ કર્યો છે.

**૧ સૂરદાસજી:—**

સૂરદાસજીનો જન્મ સંવત ૧૫૩૫માં થયો હતો. તેઓ જન્મથીજ અંધ હતા; પરંતુ તેમની આંતરિક દૃષ્ટિ અલૌકિક હતી અને તેથીજ તેઓ પોતાના પદોમાં સુંદર વર્ણનો પણ કરી શકતા. તેઓ આગ્રા મથુરાની વચ્ચે ગૌઘાટ નામના સ્થાન પર રહેતા હતા, ત્યાં શ્રી વલ્લભાચાર્યજી સાથે તેમનો પરિચય થયો હતો. સૂરદાસજીએ તેમને ગુરુ તરીકે સ્વીકાર્યા હતા અને ત્યારથી તેઓ કૃષ્ણલીલાનાં અનેક નવીન પદો રચી, સેવા સમયે ગાતા હતા. તેઓ ઉત્તર જીવનમાં ગોસ્વામીજી પાસે જ રહ્યા હતા અને સંવત ૧૬૨૦માં ભગવદ્ધામમાં પધાર્યા હતા. તેમના ગ્રંથોમાં (૧) સૂરસાગર (૨) સૂરસારાવલી,

(૩) સાહિત્ય લહરી (૪) બ્યાહલો (૫) નલદમયંતી (૬) પ્રાણપ્યારી (૭) હરિવંશ ટીકા (૮) પદસંગ્રહ (૯) દશમસ્કન્ધ ટીકા (૧૦) નાગલીલા, (૧૧) ભાગવત, અને (૧૨) સૂરપચીસી, એટલા ગ્રંથોનો ઉલ્લેખ મળે છે. હિંદી સાહિત્ય પર સૂરદાસજીએ ખૂબ જ ઉપકાર કર્યો છે. તેમણે પોતાનાં અલૌકિક પદો દ્વારા ભક્તિ રસની ગંગા વહેતી કરી છે, અને તેમના પદો ગાનાર ભક્તજનો આજે પણ રસસાગરમાં નિમગ્ન થાય છે.

ભક્ત કવિ સૂરદાસ એક સમયે માર્ગે જતાં કુવામાં પડી ગયા હતા. બાળસ્વરૂપ શ્રીકૃષ્ણે આવી તેમને બહાર કાઢયા હતા; સૂરદાસજી પોતાના ઉદ્ધારકને ઓળખી ગયા અને તેમને સખ્ત રીતે પકડી રાખ્યા, પરંતુ બાળગોપાળ તેમનો હાથ તરછોડી ચાલ્યા ગયા હતા, તે સમયે તેમણે નીચેનું પદ ગાયું હતું:—

હાથ છુડાયે જાત હો નિબલ જાનિ કે મોહિ,
હિરદૈં તે જબ જાહુગે, મર્દ બદૌંગો તોહિ.

આ ભક્ત કવિનો મહિમા આજે પણ સર્વત્ર વિખ્યાત છે.

**૨. પરમાનંદદાસ:—**

તેમનો જન્મ સંવત ૧૫૫૦ માં થયો હતો. તેઓ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. અડેલમાં જ્યારે આચાર્યશ્રી વિરાજતા હતા, ત્યારે પરમાનંદદાસ તેમની પાસે આવ્યા

હતા અને તેમના શિષ્ય બન્યા હતા. એમની કવિતા શક્તિ સ્વાભાવિક અને પ્રેમભાવથી ભરપૂર હતી. તેઓ શ્રી વલ્લભાચાર્યજી સાથે ગોકુલ અને ગિરિરાજ ગયા હતા. શ્રી નાથજીની પાસેજ તેઓ સદા વાસ કરતા હતા અને તેમનાં ગુણગાન પોતાનાં નવીન પદોમાં ગાતા હતા. તેમના ગ્રંથોમાં (૧) પરમાનંદ સાગર, (૨) પરમાનંદ દાસજીકો પદ (૩) દાનલીલા અને (૪) ધ્રુવચરિત્રનો નિર્દેશ થાય છે. પરમાનંદ સાગરમાં ભાગવતનો અનુવાદ કરવામાં આવેલો છે. સંવત ૧૬૪૦ સુધી તેઓ પૃથ્વીપર હતા, તેનો ઉલ્લેખ મળે છે.

**૩. કુમ્ભનદાસ—**

તેમનો જન્મ સંવત ૧૫૩૫ માં થયો હતો. તેઓ જાતે ગૌરવા ક્ષત્રિય હતા. સં. ૧૫૫૬ માં જ્યારે શ્રી વલ્લભાચાર્યજી ગિરિરાજ પધાર્યા અને શ્રીનાથજીની નવા મંદિરમાં સ્થાપના કરી, ત્યારે આ ભક્ત કવિને કીર્તનની સેવા સોંપવામાં આવી હતી. તેઓ પૂર્ણ ત્યાગી ભક્ત હતા. તેમની નિઃસ્પૃહતાનાં બે દૃષ્ટાંતો મળી આવે છે.

અકબર બાદશાહના આગ્રહને વશ થઈ, તેઓ સીકરી ગયા હતા અને બાદશાહની પ્રસન્નતાનું ધ્યાન રાખ્યા વિનાજ એક પદ ગાઇ જણાવ્યું હતું કે 'મારે સીકરી આવવાથી હરિનામ વિસરી ગયું, તો પછી સીકરી આવવાની મારે જરુરજ શી?' તેમની નિઃસ્પૃહતાથી

નારાજ ન થતાં, બાદશાહે તેમને સન્માન સાથે ગિરિરાજ મોકલાવી દીધા હતા. રાજા માનસિંહ જ્યારે વ્રજમાં આવ્યા ત્યારે ભક્ત કવિની દરિદ્રતા જોઇ, તેમને સોનામહોરો દાનમાં આપવાનું જણાવ્યું. ભક્ત કવિએ એક પાઇ પણ લેવાની ના પાડી હતી.

તેઓ શ્રીનાથજીના પરમ ભક્ત હતા અને ગિરિરાજ છોડી, કોઇ પણ સ્થાને જતા નહોતા. ગોસ્વામીજી પણ તેમને ગિરિરાજથી કોઈ સ્થાને લઇ જઇ શકતા નહોતા, તેમના રચેલા કોઇ ગ્રંથો મળતા નથી; પરંતુ તેમનાં તુતક પદોનો સંગ્રહ સંપ્રદાયના સાહિત્યમાં સારી રીતે મળી આવે છે. તેમના અંતિમ સમયનો કોઇ નિર્દેશ બરાબર મળતો નથી. તેમનું અસ્તિત્વ ૧૬૨૩ સુધી હોય તેવું મનાય છે.

૪. કૃષ્ણદાસ—

તેમનો જન્મ સંવત ૧૫૫૫ લગભગ મનાય છે. તેઓ અમદાવાદ જીલ્લાના વતની હતા અને જાતે કણબી હતા. પિતાના અનીતિમય જીવનથી તેમના જીવન પર ત્યાગની છાપ પડી હતી અને તેઓ ૧૫૮૨ માં શ્રી. વલ્લભાચાર્યજીના શિષ્ય થયા હતા. તેમને શ્રી. નાથજીના મંદિરનો અધિકાર સોંપવામાં આવ્યો હતો. ગોસ્વામીજી અને તેમની વચ્ચે ખટરાગ જાગ્યો હતો; પરંતુ ગોસ્વામીજીના ઉદાર વર્તનની તેમના પર ઉંડી

છાપ પડી હતી. તેઓ ત્યારથી નમ્ર અને વિનયી બન્યા હતા. તેઓ કવિતા અને ગાયનના ખૂબજ પ્રેમી હતા. કાવ્યશક્તિ તેમનામાં સુંદર રીતે ખીલી હતી અને તેથી તેમની અને કવિ સૂરદાસજી વચ્ચે સ્પર્દ્ધા થતી હતી. તેમનું હૃદય કૃષ્ણભક્તિથી ભાવભીનું હતું. તેઓ સેવાના પ્રબંધમાં ખૂબજ કુશળ હતા. તેમની કુશળતાથી, નાથદ્વારના અધિકારનું કાર્ય કરનારનો 'કૃષ્ણદાસ' નામે વ્યવહાર થાય છે. તેમનો કોઇ ગ્રંથ મળતો નથી; પરંતુ તેમનાં કેટલાંક પદોનો સંગ્રહ કરવામાં આવેલો છે.

## ૧૧

# આચાર્યશ્રીની ચોરાશી બેઠકો*

આચાર્યશ્રી તીર્થયાત્રા કરતી સમયે, ગામ અને નગરની બહાર વિશ્રામ લેતા હતા. વિશ્રામને માટે તેઓ રમણીય, પવિત્ર અને નિર્જન સ્થાન પસંદ કરતા હતા. ત્યાં તેમનાં દર્શન કરવા ભક્તજનો આવતા; તેમને આચાર્યશ્રી. સુંદર ઉપદેશ આપતા હતા. આવાં સુંદર સ્થળોએ તેમણે ભાગવતનાં પારાયણો કરેલાં છે. આ રીતે તેમના વિશ્રામનાં સ્થાનો તેમની બેઠકો તરીકે પ્રસિદ્ધ થયાં છે, તે બેઠકો વિષેની સંપૂર્ણ વિગત સંપ્ર-

* શ્રીમદ્‌વલ્લભાચાર્યજીકી નિજવાર્તા, ઘરૂવાર્તા, ૮૪ બેઠકો ચરિત્ર, ગોસ્વામીજી તથા તેમનાં બાળકોની બેઠકો તથા "કાંકરોલીનો ઇતિહાસ" એ બે ગ્રંથોના આધારે.

દાયના સાહિત્યમાં પ્રગટ થયેલી છે. એટલે તે બેઠકોનાં નામો અહીં આપવામાં આવે છે.

૧ ગોકુલમાં ગોવિંદઘાટની બેઠક. અહીં આચાર્યશ્રીને યમુનાજીનાં દર્શન થયાં હતાં અને ભગવાનદ્વારા મધ્યરાત્રિએ બ્રહ્મ સંબંધની આજ્ઞા મળી હતી.

૨ ગોકુલ–અંદરની મોટી બેઠક. જ્યાં આચાર્યશ્રી પોતે નિવાસ કરતા હતા.

૩ ગોકુલ—શય્યા મંદિરની બેઠક. અહીં સંવત ૧૬૪૭માં શ્રી. દ્વારકાધીશના મંદિરની સ્થાપના થઇ હતી.

૪ વૃંદાવન—વંશીવડની પાસેની બેઠક. અહીં ઠાકુરજી રાધારમણ આજે પણ બિરાજે છે.

૫ મથુરા—વિશ્રાન્તઘાટની બેઠક. અહીં શ્મશાન ભૂમિ હતી અને મુસલમાન સુબાએ એક જંત્ર મંત્ર લગાવ્યો હતો. આચાર્યશ્રીના પ્રભાવથી તે યંત્ર ઉઠાવી લેવામાં આવ્યું હતું અને ત્યારપછી ત્યાં લોકોએ વસવાનું શરૂ કર્યું.

૬ મધુવન—કૃષ્ણકુંડની ઉપર, કદંબ વૃક્ષની નીચેની બેઠક.

૭. તાલવન—કમોદવનની પાસેની બેઠક. તાલવનમાં ભાગવત પારાયણ નહિં કરતાં, આચાર્યશ્રીએ કમોદ વનમાં પારાયણ કર્યું હતું.

૮ બહુલાવન—કૃષ્ણકુંડની ઉપર ઉત્તર દિશામાં

વટવૃક્ષની નીચેની બેઠક. અહીં બહુલા ગાયનું પૂજન કરી, મુસલમાન હાકિમને ચમત્કાર બતાવ્યો હતો.

૯ રાધાકુંડ, કૃષ્ણકુંડ-સ્વામીનીજીના મહેલની પાસેની બેઠક. અહીં આચાર્યશ્રીએ એક માસ સુધી નિવાસ કર્યો હતો અને ત્યાં ભાગવત દશમ સ્કંધના એક શ્લોક પર સુબોધિની ટીકાને અનુસરી, પ્રવચન કર્યું હતું.

૧૦ માનસી ગંગા—ઘાટની ઉપર. અહીં આચાર્યશ્રીનો શ્રી કૃષ્ણચૈતન્ય સાથે સમાગમ થયો હતો.

૧૧ પરાસોલી—ચંદ્ર સરોવરથી થોડે દૂર.

૧૨ આન્યોર—સદ્દૂ પાંડેના ઘરમાં બેઠક. અહીં આચાર્યશ્રીએ શ્રીનાથજીના પ્રાકટ્યની વાર્તા સાંભળી હતી.

૧૩ ગોવિંદ કુંડ પરની બેઠક. અહીં આચાર્યશ્રીએ કૃષ્ણદાસ મેઘનને લીલા સામગ્રીનાં દર્શન કરાવ્યાં હતાં અને શ્રી. ચૈતન્યને 'કૃષ્ણ-પ્રેમામૃત' નામનો ગ્રંથ ભેટ ધર્યો હતો.

૧૪ સુંદરશિલા—ગિરિરાજ પરની બેઠક. અહીં શ્રીનાથજીનો દીવાળી વખતે અન્નકૂટનો પ્રથમ ઉત્સવ કરવામાં આવ્યો હતો.

૧૫ ગિરિરાજ—શ્રીનાથજીના મંદિરના દક્ષિણ ભાગ પર એક ચોતરાપરની બેઠક. આ બેઠક પ્રગટ નથી.

૧૬ કામવન—સુરભિ કુંડ અથવા શ્રીકુંડની બેઠક. અહીં આચાર્યશ્રીએ એક બ્રહ્મરાક્ષસની મુક્તિ કરી હતી.

૧૭ ગહ્વરવન, વરસાના—કુંડ ઉપરની બેઠક. અહીં અજગરને કીડીઓ ખેંચતી હતી, તેનું રહસ્ય આચાર્યશ્રીએ શિષ્યોને સમજાવ્યું હતું.

૧૮ સંકેતવડની નીચેની બેઠક.

૧૯ નંદગામ—માનસરોવર ઉપરની બેઠક. આચાર્યશ્રીએ અહીં ૭ માસ સુધી વાસ કર્યો હતો.

૨૦ કોકિલાવન—કૃષ્ણકુંડની ઉપરની બેઠક. અહીં આપે એક માસ સુધી વાસ કર્યો હતો.

૨૧ ભાંડીરવનની બેઠક. વ્યાસતીર્થે આચાર્યશ્રીને પોતાના શિષ્ય બનવાની, ઇચ્છા પ્રગટ કરી હતી; પરંતુ આચાર્યશ્રીની અલૌકિક પ્રતિભાથી તેમણે આચાર્યશ્રી પાસે ક્ષમા માગી હતી.

૨૨ માનસરોવરની બેઠક—અહીં આચાર્યશ્રીએ દામોદરદાસને અલૌકિક દર્શન કરાવ્યાં હતાં.

૨૩ સૂકરક્ષેત્ર—સોરમઘાટ પરની બેઠક. અહીં કૃષ્ણદાસ મેઘનના ગુરુને આચાર્યશ્રીએ ચમત્કાર બતાવી, પોતાના હાથમાં અગ્નિ પ્રગટ કર્યો હતો.

૨૪ ચિત્રકૂટ—કાન્તાનાથ પર્વતની પાસેની બેઠક. અહીં આચાર્યશ્રીએ ૧૬ દિવસ સુધી રામાયણનું પારાયણ કર્યું હતું.

૨૫ અયોધ્યા—સરયૂને કિનારે ગુસાંઇઘાટની બેઠક.

૨૬ નૈમિષારણ્ય—ગોવિંદકુંડ પરની બેઠક.

૨૭ કાશી—શેઠ પુરુષોત્તમદાસના ઘરની બેઠક. અહીં આચાર્યશ્રીએ નંદમહોત્સવ કર્યો હતો. પત્રાવલંબન નામનો ગ્રંથ લખી, વિદ્વાનોનો પરાજય કરવામાં આવ્યો હતો.

૨૮ કાશી—હનુમાન ઘાટ પરની બેઠક. અહીં આચાર્યશ્રી સંન્યાસ લીધા પછી, એક માસ રહ્યા હતા.

૨૯ હરિહરક્ષેત્ર—ગંગાજી અને ગંડકી નદીના સંગમ પરની બેઠક. શેઠ ભગવાનદાસના ઘેર આચાર્યશ્રીએ પોતાની પાદુકાઓ મુકી હતી.

૩૦ જનકપુર—માણેક તળાવની ઉપર ભગવાનદાસના બાગમાં. આચાર્યશ્રી અહીં એક વર્ષ રહ્યા હતા અને શેઠ ભગવાનદાસને શિષ્ય બનાવ્યા હતા.

૩૧ ગંગાસાગર—કપિલાવનમાં કૃષ્ણ કુંડની ઉપર. અહીં ત્રીજા સ્કંધની સુબોધિની ટીકા લખી હતી.

૩૨ ચંપારણ્ય—મધ્યપ્રાંત રાયપુર જીલ્લાની બેઠક. અહીં આચાર્યશ્રીનું પ્રાકટ્ય થયું હતું.

૩૩ ચંપારણ્ય—બીજી બેઠક. અહીં આચાર્યશ્રીને છઠ્ઠીના સંસ્કાર કરવામાં આવ્યા હતા.

૩૪ જગન્નાથપુરી—દક્ષિણ દરવાજા પાસેની બેઠક. અહીં આપ એક વર્ષ રહ્યા હતા અને એક શ્લોક બનાવી, ત્યાંના રાજાના મનનું સમાધાન કર્યું હતું.

૩૫ પંઢરપુર—ભીમરથીના કિનારે વિઠ્ઠલનાથજીના મંદિર પાસેની બેઠક. અહીં આચાર્યશ્રીએ વિઠ્ઠલનાથનાં

દર્શન કરી, તેમનો સેવા શણગાર રચ્યો હતો.

૩૬ નાસિક—પંચવટી તપોવન પાસેની બેઠક. આચાર્યશ્રીની સાથે કેટલાક વિદ્વાનોએ અહીં શાસ્ત્રાર્થ કર્યો હતો.

૩૭ પના નૃસિંહ—આ બેઠકમાં આચાર્યશ્રીને શ્રી. નૃસિંહ ભગવાનનાં દર્શન થયાં હતાં.

૩૮ લક્ષ્મણ બાલાજી—આચાર્યશ્રીના પિતા શ્રી. લક્ષ્મણભટ્ટજી અહીંથી ગોલોકમાં પધાર્યા હતા.

૩૯ શ્રીરંગજી—કાવેરી નદીના કિનારે બેઠક. અહીં આચાર્યશ્રીએ શ્રીરંગજીને શ્રીનાથજીના પ્રાકટયની વાર્તા સંભળાવી હતી.

૪૦ વિષ્ણુ કાંચી—સુરભી નદીના કિનારે બેઠક. આચાર્યશ્રીએ વરદ સ્વામીનાં દર્શન બહારથીજ કર્યાં હતાં; કારણકે મંદિરનાં પગથિયાં પર જયદેવ કવિનો શ્લોક લખેલો હતો, તે સરસ્વતીને તેમણે ઓળંગી નહોતી.

૪૧ સેતુબંધ રામેશ્વરની બેઠક.

૪૨ મલયાચલની બેઠક. આચાર્યશ્રીએ અહીં હેમ-ગોવાળનાં દર્શન કર્યાં હતાં.

૪૩ લોહગઢની બેઠક. આ ગામ ગોવા તરીકે પ્રસિદ્ધ છે અને તે પોર્ટુગીઝને તાબે છે.

૪૪ તામ્રવર્ણી નદી—કિનારા પરની બેઠક. એક રાજાએ દાન માટે સુવર્ણ પુરુષ બનાવ્યો હતો, પરંતુ

પાપના ભયથી, કોઇ બ્રાહ્મણ તેનો સ્વીકાર કરતા નહોતા. આચાર્યશ્રીએ તેનો સ્વીકાર કરી, બ્રાહ્મણોને સોનું વહેંચી દીધું હતું અને પોતે પ્રાયશ્ચિત્ત કર્યું હતું.

૪૫ કૃષ્ણા નદી—કિનારે પિપળ ઝાડની નીચે બેઠક.

૪૬ પંપા સરોવર—વડની નીચેની બેઠક.

૪૭ પદ્મનાભજી—આચાર્યશ્રીએ આનંદરામ મુળિયાને પોતાનો સેવક બનાવ્યો હતો.

૪૮ જનાર્દન—જનાર્દન કુંડની પાસેની બેઠક.

૪૯ વિદ્યાનગર—વિદ્યા કુંડની ઉપરની બેઠક.

આ બેઠક વિજયનગરની પાસે વિદ્યાકુંડ ઉપર છે. આચાર્યશ્રીએ અહીં નિવાસ કરી, રાજાને પોતાના આગમનની ખબર આપી હતી. રાજાએ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. પંડિતોના વાદવિવાદમાં વિજય મેળવી, આચાર્યશ્રીએ "ભૂમંડલાચાર્ય"ની પદવી પ્રાપ્ત કરી હતી. રાજાએ તેમનો કનકાભિષેક કર્યો હતો અને આચાર્યશ્રીએ તે સોનું બ્રાહ્મણોને વહેંચી આપ્યું હતું.

૫૦ ત્રિલોક ભાનજી પાસેની બેઠક.

૫૧ તોતાદ્રિ—બહાર વડની નીચેની બેઠક. પંડિતોની સાથે આચાર્યશ્રીએ અહીં શાસ્ત્રાર્થ કર્યો હતો.

૫૨ દર્ભ શયન પાસેની બેઠક.

૫૩ સૂરત—તાપી નદીને કિનારે, અશ્વિનીકુમારના આશ્રમની પાસેની બેઠક.

૫૪ ભરુચ--નર્મદા નદીને કિનારે ભૃગુક્ષેત્રમાં બેઠક.

૫૫ મોરવી—કુંડની ઉપર બેઠક.

૫૬ નવાનગર—નાગમતી નદીના તીર પરની બેઠક.

૫૭ ખંભાલિયા—કુંડપરની બેઠક

૫૮ પિંડ તારક—દુર્વાસા ઋષિના આશ્રમ પાસે બેઠક.

૫૯ મૂળ ગોમતી—નદીના કિનારે બેઠક.

૬૦ દ્વારકા—ગોમતી નદીને કિનારે બેઠક. અહીં આચાર્યશ્રી ચાતુર્માસ રહ્યા હતા અને તેમણે અન્નકુટનો ઉત્સવ કર્યો હતો.

૬૧ ગોપીતળાવ પરની બેઠક.

૬૨ શંખોદ્ધાર—શંખ તળાવના કિનારે બેઠક.

૬૩ નારાયણ સરોવર—માર્કન્ડેય ઋષિના આશ્રમ પાસેની બેઠક. અહીં સરસ્વતી નદી આવવાથી, આચાર્યશ્રી સિંધમાં ગયા નહોતા.

૬૪ જૂનાગઢ—ગિરનાર પર્વત ઉપર રેવતીકુંડના કિનારે બેઠક. દામોદર કુંડમાંથી આચાર્યશ્રીને દામોદરજી ઠાકોરજીની પ્રાપ્તિ થઇ હતી, જે આજે પણ જૂનાગઢમાં રઘુનાથલાલજી મહારાજને ત્યાં બિરાજે છે.

૬૫ પ્રભાસક્ષેત્ર—દેહોત્સર્ગની ઉપર ગુફામાં બેઠક.

૬૬ માધવપુર—કદંબ કુંડ ઉપરની બેઠક.

૬૭ ગુપ્ત પ્રયાગ—પ્રયાગકુંડ ઉપરની બેઠક.

૬૮ તગડી—(ધંધુકા જીલ્લો) એક ગૃહસ્થ બ્રાહ્મણના ઘરની પાસેના ચબૂતરા પરની બેઠક.

૬૯ નરોડા—ગોપાલદાસના ઘરમાં બેઠક. ગોપાલદાસને પોતાનો શિષ્ય બનાવી, ત્યાં આચાર્યશ્રીએ શ્યામલાલજી ઠાકુરજીની પધરામણી કરી હતી, જે હાલ અમદાવાદમાં બિરાજે છે.

૭૦ ગોધરા—રાણા વ્યાસના ઘરમાં બેઠક. રાણા વ્યાસે વિવાદમાં બધા પંડિતોને હરાવ્યા હતા, પણ તેની કાશીમાં હાર થઈ હતી. તે આત્મઘાત કરવા તૈયાર થયો; ત્યારે આચાર્યશ્રીએ તેને 'ચતુઃશ્લોકી' સમજાવી હતી.

૭૧ ખેરાલૂ—જગન્નાથ જોશીના ઘરમાં બેઠક.

૭૨ સિદ્ધપુર—બિંદુ સરોવર પરની બેઠક.

૭૩ અવંતિકા પુરી—ઉજ્જૈન, ગોમતી કુંડ ઉપરની બેઠક.

૭૪ પુષ્કર—વલ્લભઘાટની ઉપર બેઠક.

૭૫ કુરૂક્ષેત્ર—કુંડની ઉપર બેઠક.

૭૬ હરિદ્વાર—કનખલ ક્ષેત્રની ઉપર, આચાર્યશ્રીએ અહીં કુંભ સ્નાન કર્યું હતું.

૭૭ બદરિકાશ્રમ—ઉપરની બેઠક. આચાર્યશ્રી અહીં ત્રણ વાર પધાર્યા હતા.

૭૮ કેદારનાથ—કેદાર કુંડની ઉપર બેઠક.

૭૯ વ્યાસ આશ્રમની બેઠક. આચાર્યશ્રીને અહીં વેદ વ્યાસની મુલાકાત થઇ હતી.

૮૦ હિમાલય પર્વત પરની બેઠક.

૮૧ વ્યાસગંગા—નદી તીરે બેઠક.

૮૨ મુદ્રાચલ પર્વત—પર્વત પરની બેઠક.

૮૩ અડેલ—ગૃહસ્થ બની આચાર્યશ્રીએ અહીં નિવાસ કર્યો હતો.

૮૪ ચરણાદ્રિ–ચરણાટ—અહીંના રાજાના આગ્રહથી આચાર્યશ્રી કુટુંબ પરિવાર સહિત આવીને વસ્યા હતા.

આ ૮૪ બેઠકોની યાદી જોતાં તથા તેની હકીકત વાંચતાં, જણાય છે કે આચાર્યશ્રીને ભારત ભ્રમણ કરતાં અનેક મુશ્કેલીઓ પડી હતી અને તેથી અનેક સ્થળે તેમને ચમત્કાર બતાવવાની જરુર પડી હતી. આ બેઠકો વિષેની સંપૂર્ણ વિગત મળતી નથી. આ બેઠકોમાં આચાર્યશ્રી અનેકવાર ગયેલા છે અને દરેક ઠેકાણે તેમણે પવિત્ર જળાશય પસંદ કરેલું છે.

# શુદ્ધાદ્વૈત વેદાન્ત.

૧ વેદાન્ત.

૨ શુદ્ધ–અદ્‌વૈત વેદાન્ત.

૩ પ્રમાણુશાસ્ત્ર.

૪ પરમાત્માનું સ્વરૂપ.

૫ જીવાત્માનું સ્વરૂપ.

૧

# વેદાન્ત.

વેદાન્ત એટલે જ્ઞાનનું અંતિમ શિખર. એ જ્ઞાન મેળવ્યા પછી, બીજું કોઇ જ્ઞાન મેળવવાનું રહે નહિ. એ જ્ઞાન મેળવ્યા પછી, જુદાં જુદાં અનેક જ્ઞાનો આપોઆપજ પ્રાપ્ત થાય; માટે જ જ્ઞાનોનું પણ તે જ્ઞાન કહેવામાં આવે છે. વેદાન્ત શબ્દનો અર્થ આ રીતે સમજાય છે: વેદ એટલે જ્ઞાન, અંત એટલે પરાકાષ્ઠા. જ્ઞાનની પરાકાષ્ઠા. વિભિન્ન જ્ઞાનોની મર્યાદાના પારે બિરાજતું જે જ્ઞાન, તે વેદાન્ત.

વેદાન્ત એટલે ઉપનિષદ્. ઋષિ મુનિઓએ પ્રાપ્ત કરેલાં ગૂઢ રહસ્યો. યોગિવરોએ સમાધિમાં અનુભવેલું દિવ્ય જ્ઞાન. આ ગૂઢ રહસ્યોનો ખજાનો વેદોમાં મળી આવે છે. વેદો એ આપણું પ્રાચીન સાહિત્ય છે. જગતમાં

સૌથી આરંભમાં પ્રગટ થએલ અને સૌથી શ્રેષ્ઠ ગણાતું સાહિત્ય વેદો છે. એ વેદો આરંભથી જ સર્વમાન્ય બન્યા છે. આજે પણ તે સર્વમાન્ય છે. એનો મહિમા અલૌકિક છે. એની પ્રતિભા અવનવી છે. એ વેદોમાં પણ સારી પ્રતિષ્ઠા ભોગવતું સાહિત્ય ઉપનિષદો છે. વેદોમાં સાર ભાગ તરીકે ગણાતું અંતિમ સાહિત્ય ઉપનિષદ્ હોવાથી, તેનું નામ વેદાન્ત ગણાય છે. વેદાન્ત એટલે વેદોનો અંતિમ ભાગ, વેદોનો સાર ભાગ, વેદોનું નવનીત.

વેદોનો સાર ભાગ, વેદોનું નવનીતઃ ઉત્તમ જ્ઞાન ગણાય છે, માટે વેદાન્ત એટલે જ્ઞાનની પરાકાષ્ઠા, જે જ્ઞાનનો મહિમા ઉપનિષદ્‌માં ગાવામાં આવ્યો છે. આ રીતે ઉપનિષદોનો વિષય જ્ઞાન છે, પરંતુ જ્ઞાન અને ઉપનિષદ્‌માં ભેદ ગણવામાં આવ્યો નથી. વેદ ગ્રંથો અને વેદ જ્ઞાન તેમાં પણ ભેદ ગણવામાં આવ્યો નથી. વેદ જે જ્ઞાનનો મહિમા ગાય છે, તે જ્ઞાનનો મહિમા ગાતી સમયે, વેદ પણ તન્મય બની જાય છે, માટેજ વેદાન્તને જ્ઞાનની પરાકાષ્ઠા ગણો અથવા તેને ઉપનિષદ્ એ સાહિત્યનું નામ આપો, તે છતાં બંનેમાં ભેદ પડતો જણાતો નથી. આ રહસ્ય વૈદિક સાહિત્ય વાંચનારને ઘણીજ સુગમતાથી સમજાય છે.

વેદાન્તનું નામ સાંભળીને જગત ભડકે છે. ' સંસારઃ

નો ત્યાગ કરી, બાવા બનવું હોય; તેણેજ વેદાન્ત વાંચવું અને વિચારવું' એમ જગત માને છે. જગતનો એ ભ્રમ એક દૃષ્ટિએ સાચો છે. વેદાન્તને નામે જે કેટલીક વાતો પ્રચલિત થઈ છે, તેને તે આભારી છે. આવી વાતોનો મોટો પ્રચાર થતો આવ્યો છે. એ પ્રચાર નહિ અટકે, ત્યાં સુધી જગતનો તે ભ્રમ દૂર થશે નહિ.

વેદાન્ત શું સમજાવે છે, એ સૌથી પહેલાં જાણવું જરૂરી છે. વેદાન્તે એકલી ડાહી, ડાહી વિરક્તિની વાતોજ નથી કરી. વેદાન્ત એક દેશીય સાહિત્ય છેજ નહિ. જીવ, જગત અને ઇશ્વર એ ત્રિપુટીનો વિચાર જેટલો વેદાન્ત સાહિત્યે કર્યો છે; તેટલો સંપૂર્ણ વિચાર બીજા કોઇ પણ સાહિત્યે કર્યો નથી. તે પછી જે કોઇ પણ સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું, તેણે વેદાન્તના વિચારોનેજ પોષણ આપ્યું છે. વેદ સાહિત્ય સમજવાની જેનામાં ઉણપ છે, તેણે પણ ઇતિહાસ અને પુરાણોનો આશ્રય લઇ; વેદનાં રહસ્યો સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ. સ્મૃતિકાર મનુ જણાવે છે કે—

**इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्**
**बिभेत्यल्पश्रुताद् वेदो मामयं प्रतरिष्यति ।**

ભાવ એ છે, કે વેદોનું રહસ્ય તાત્કાલિક સમજાતું નથી. પંડિતે વેદોને સમજવા બહુશ્રુત થવું ઘટે છે. એ બહુશ્રુતપણું મહાભારત, રામાયણ વગેરે ઇતિહાસો તેમજ

ભાગવતાદિ પુરાણો દ્વારા પ્રાપ્ત થાય છે. એ ઇતિહાસો અને પુરાણોમાં વેદોનાં રહસ્યો, વિશાળ રીતે સમજાવવાનો પ્રયત્ન' કરવામાં આવ્યો છે.

આ પરથી સ્પષ્ટ સમજાશે કે; આપણા ઇતિહાસો અને આપણાં પુરાણો પણ, વેદાંત મતનુંજ પ્રતિપાદન કરે છે.

આજ વેદાન્ત મતને સ્પષ્ટ રીતે સમજાવવા શ્રીમદ્દ ભગવદ્દગીતાની રચના છે. ઇતિહાસો અને પુરાણોની જેમ તેમાં વિશાળતાને સ્થાન નથી, પણ તે સર્વ તાત્પર્યોનું તેમાં દોહન છે. માતા તૈયાર રસોઇ બનાવી, પોતાના બાળકને પીરસે, તેમ ગીતામાં તૈયાર સાહિત્ય પીરસવામાં આવ્યું છે, જે સાહિત્ય પણ વેદાન્ત તરીકેજ પ્રસિદ્દિધ પામ્યું છે.

આ બધા સાહિત્ય ઉપરાંત; વેદાન્તને સમજાવવા એક જુદોજ પ્રયત્ન થયો છે અને એ પ્રયત્ન સંપૂર્ણ સફળ થયો છે. શ્રી બાદરાયણ વ્યાસે વેદો અને ગીતાના આધારે બ્રહ્મસૂત્રોની રચના કરી છે, અને તે વ્યાસસૂત્રો તરીકે પ્રસિદ્દિધ પામ્યાં છે. આ સૂત્રોનો મહિમા એ જં છે કે, આપણા ધુરંધર આચાર્યોએ આ સૂત્રો પરજ પોતાનાં ભાષ્યો રચ્યાં છે અને તે આચાર્યો ભાષ્યકાર તરીકે પ્રસિદ્ધ થયા છે, તેનું માન આ વ્યાસસૂત્રોને મળે છે.

આ સૂત્રો પર ભાષ્યની રચના કરનાર પાંચ આચાર્યો વિશેષે પ્રસિદ્ધ થયા છે. શ્રી શંકરાચાર્ય,

શ્રી રામાનુજાચાર્ય, શ્રી મધ્વાચાર્ય, શ્રી નિમ્બાર્કાચાર્ય અને શ્રી વલ્લભાચાર્યજી.

આ વ્યાસ સૂત્રો પર બીજા પણ અનેક વિદ્વાનોએ ટીકા, ટિપ્પણો તેમજ ભાષ્યો રચ્યાં છે, પણ તેઓના મત ઉપરોક્ત પાંચ આચાર્યોના મતમાં મળી જતા હોવાથી, તેઓ પ્રસિદ્ધિ પામ્યા નથી.

ઉપરોક્ત પાંચ આચાર્યોએ એકજ વ્યાસસૂત્રો ઉપર ભાષ્યો રચ્યાં છે, તે છતાં તેમણે અન્ય મતનો નિરાસ કરી, પોતાના મતનું પ્રતિપાદન કર્યું છે. આ કારણથી વ્યાસસૂત્રો પોતાની દૃષ્ટિએ ગૌણ બની જાય છે અને આ ભાષ્યકારો દ્વારા, વેદાન્તના જુદા જુદા મતોનો પ્રવાહ, હિંદની સર્વ દિશાઓમાં વહેતો થયો છે.

વેદાન્ત ધર્મનો સ્વીકાર આ પાંચે આચાર્યો એક સરખી રીતે કરે છે. સિદ્ધાન્તની દૃષ્ટિએ તેમનામાં મતભેદ છે, પરંતુ તત્ત્વની વિચારણામાં આ મતભેદ લાંબો ટકતો નથી. સમન્વયની દૃષ્ટિએ, જો આ પાંચેય આચાર્યોના મતો વિચારવામાં આવે, તો એ સ્પષ્ટ જણાશે કે, તેમની વિચારસરણી એકસરખી રીતે અને એકધારી સરળ રીતે વહી જાય છે.

આ પાંચેય આચાર્યો વેદ, સ્મૃતિ, વ્યાસસૂત્રો અને પુરાણો આદિ પ્રાચીન સાહિત્યને એક સરખી રીતે પ્રમાણભૂત ગણે છે. પોતાના સિદ્ધાન્તને પુષ્ટિ આપવા,

આ આચાર્યોએ ઉપરોક્ત પ્રાચીન સાહિત્યમાંથી અનેક સિદ્ધાન્તો ટાંકી બતાવ્યા છે. આ પાંચેય આચાર્યો વેદોને સૌથી ઉત્તમ પ્રાચીન સાહિત્ય ગણે છે. વેદોની રચના કોઇ એક પુરુષથી થઇ નથી, પરંતુ તેની રચના દિવ્ય છે અને તેમાં સંપૂર્ણ જ્ઞાનનો ભંડાર ભરેલો છે; એ મત આ બધા આચાર્યોનો એક સરખો છે. પરમેશ્વરની સત્તા પર, આ આચાર્યોએ એક સરખી રીતે ભાર મુકયો છે. તે સત્ય, ચિદ્ અને આનંદ સ્વરૂપ છે, તે જગતનો કર્તા, હર્તા અને ભોક્તા, સ્વતંત્ર છે; એટલું તો આ બધા આચાર્યો એક મતે સ્વીકારે છે. જીવ, જગત અને ઇશ્વર એ ત્રણે અનાદિ છે; એ પણ આ આચાર્યો એકમતે સ્વીકારે છે. તેઓ માને છે કે જગત પરાપૂર્વથી એવું ને એવુંજ ચાલ્યું આવે છે. સૃષ્ટિને ઉત્પન્ન કરનારી શક્તિ સદા જાગ્રત રહે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ક્રમ કદિ પણ બંધ પડતો નથી. જે સૃષ્ટિ કારણમાં બીજ રૂપે હોય છે, તેજ સૃષ્ટિનો પ્રલય પછી આવિર્ભાવ થાય છે. પ્રલય સમયે તેજ સૃષ્ટિ ક્રમે ક્રમે સૂક્ષ્મ થતી જાય છે અને અવ્યક્ત સ્વરૂપે બ્રહ્મમાં વિલીન બને છે. ફરીથી બીજ રૂપે રહેલી સૃષ્ટિનો વિકાસ થાય છે અને તેમાંથી બધી વસ્તુઓ ધીરે ધીરે પ્રગટ થવા લાગે છે. આ રીતે સૃષ્ટિનો આદિ કે અંત છેજ નહિ, તેવીજ રીતે જીવ

અને ઇશ્વર પણ આદિ કે અંત રહિત છે. એ ત્રણેનો કદિ વિનાશ થતો નથી. જીવોનાં જન્મ અને મૃત્યુ તો આવિર્ભાવ અને તિરોભાવના ખેલ રૂપે છે.

પાંચેય આચાર્યો ધર્મ અને નીતિના ધોરણને સર્વોત્તમ ગણે છે. ધર્મ અને નીતિ નિયમોના પાલન વિના કોઇપણ જાતનું શ્રેય પ્રાપ્ત થતું નથી. મનની ચંચલતા દૂર કરવાને સંયમ, ત્યાગ અને તપની સંપૂર્ણ આવશ્યકતા છે, તે વિના કરવામાં આવેલાં સર્વ સાધનો નિષ્ફળ જાય છે.

સિદ્ધાન્તની દૃષ્ટિએ, આ પાંચ આચાર્યો જીવ, જગત અને ઇશ્વરના પરસ્પર સંબંધમાં એક મત ધરાવતા નથી. આ પાંચે આચાર્યોનાં મંતવ્યો એક બીજાથી જુદાં પડેલાં છે અને તેમનાં તે જુદાં જુદાં મંતવ્યોને લીધેજ; તે આચાર્યોના સિદ્ધાન્તો જુદી જુદી દૃષ્ટિએ રજુ થએલા છે.

સૌથી પ્રથમ જીવ અને ઇશ્વરનો પરસ્પર સંબંધ વિચારીએ. જે દેશમાં, જે કાળમાં અને જે અવસ્થામાં ઇશ્વર હોય, તેજ દેશ, કાળ અને અવસ્થામાં, જો જીવ પણ હોય; તો તે ઇશ્વર અને જીવનો પરસ્પર સંબંધ છે અને તે એકમેકથી જુદા નથી; પરંતુ જો દેશ, કાળ અને અવસ્થામાં ઇશ્વર કરતાં જીવ જુદા દેશ, કાળ કે અવસ્થામાં રહેતો હોય, તો તે જીવનો ઇશ્વરની સાથે

સંબંધ હોઇ શકે નહિ અને તેથી તે જીવ ઇશ્વર કરતાં જુદો ગણી શકાય.

આ એકજ દષ્ટિબિંદુ પર આપણે જુદા જુદા આચાર્યોનાં મંતવ્યો વિચારીએઃ—

આચાર્યશ્રી મધ્વનો મત આપણે પ્રથમ તપાસીએ. તેઓ માને છે કે, ઇશ્વર અને જીવ બંનેની સત્તા જુદી જુદી છે. તેઓ પરસ્પર સંબંધ ધરાવી શકે તેમ નથી; કારણકે તે બંનેમાં વિરુદ્ધ ગુણો રહેલા છે અને તે વિરુદ્ધ ગુણો હોવાથી, તેમનો સંબંધ બની શકે તેમ નથી.

જેમ બે ગાયો એકજ જાતિની ગણાય છે, તેવીજ રીતે ઇશ્વર અને જીવ બંનેની એક જાતિ છે, તે છતાં બે ગાયો જેમ પરસ્પર ભિન્ન છે, તેમ ઇશ્વર અને જીવની પરસ્પર ભિન્ન સત્તા છે.

ઇશ્વર અને જીવ બંને એક બીજાના આધાર વિના પણ રહી શકે છે. જે જે ગુણો ઈશ્વરમાં છે, તે તે ગુણો જીવમાં પણ રહેલા છે, તે છતાં તે ગુણો ઘણાજ અલ્પ પ્રમાણમાં હોય છે અને તે કારણથી તે જીવની ઇશ્વરની સાથે એકતા થાય, તેવું કોઇ કાળે સંભવે તેમ નથી. ઇશ્વર અને જીવ અનાદિ અને અનંત છે; પણ ઇશ્વર પોતે સ્વતંત્ર છે, સર્વ શક્તિમાન છે અને અશેષ સદ્‌ગુણોનો તે ભંડાર છે. જીવ પોતે પરતંત્ર છે, દીન છે અને સંસારના ક્લેશોથી પીડાયા કરે છે. તે અનન્ય ભક્તિથી

જો ઇશ્વરની ઉપાસના કરે; તો તે ઇશ્વર તેને સાંસારિક દુઃખોથી મુક્ત કરે છે.

જેવી રીતે જીવ ઇશ્વરને આધીન છે, તેવીજ રીતે આ સમસ્ત જગત પણ ઇશ્વરને આધીન છે. આ સમસ્ત વિશ્વ વિષ્ણુ નારાયણના દેહમાંથી પ્રગટ થએલું છે.

શ્રી. મધ્વાચાર્ય આ રીતે દ્વૈતવાદને સ્વીકારે છે.

શ્રી. નિમ્બાર્કાચાર્ય પોતાનો મત રજૂ કરતાં, જણાવે છે; કે જગત અને જીવમાં જે જે પ્રકારના ગુણો છે, તે પ્રકારના ગુણો ઇશ્વરમાં નથી અને તેથી જીવ અને જગત ઇશ્વરથી ભિન્ન નથી; એ કહેવું વ્યાજબી નથી, પરંતુ જીવ અને જગત સ્વતંત્ર નથી, તેમની સ્વતંત્ર સત્તા રહી શકતી પણ નથી. તેમની સત્તાનો એક માત્ર આધાર ઇશ્વર છે; એટલે જીવ અને જગત ઇશ્વરથી ભિન્ન છે, એ મત પણ સુસંગત નથી. આ કારણથીજ આ મતને અચિન્ત્ય ભેદાભેદ વાદ તરીકે જણાવવામાં આવ્યો છે. ઇશ્વરથી જીવ ભિન્ન છે, તેમજ અભિન્ન પણ છે, તે છતાં એમ નક્કી કહી શકાતું નથી; કે તે આમજ છે, માટે તેમનો પરસ્પર સંબંધ અચિન્ત્ય, ન સમજાવી શકાય તેવો છે. શ્રી. નિમ્બાર્કાચાર્ય પોતે જણાવે છે, કે જીવ અને જગત ઇશ્વરના દેહ નથી, પરંતુ તે બંને ઇશ્વરની શક્તિના અંશ છે. શક્તિ પોતે ઇશ્વરથી ભિન્ન

રહી શકતી નથી; એટલે તે શકિતના અંશ જીવ અને જગત પણ, ઇશ્વરથી ભિન્ન રહી શકે નહિ. ઇશ્વર અને જીવનો આ રીતે અભેદભાવ સિદ્ધ થાય છે. આ મત સમજાવવાને, અગ્નિ અને તેની દાહક શક્તિનું ઉદાહરણ આપવામાં આવે છે, તેમાં અગ્નિના આધાર વિના, દાહક શકિત એકલી કોઇ સ્થાને રહી શકતી નથી. અગ્નિ અને તેની દાહક શકિત એકમેકથી અલગ રહેતી નથી, તે છતાં તે બંને ભિન્ન પણ છે. દાહક શકિત એ ગુણ છે અને એ ગુણને ધારણ કરનાર અગ્નિ ગુણી છે. ગુણ અને ગુણી એક હોવા છતાં; વ્યવહારમાં તેના ભેદનો સ્વીકાર કરવામાં આવ્યો છે; તેવીજ રીતે જીવ અને જગત ઇશ્વરના ગુણો છે. તે ગુણો ઇશ્વરથી ભિન્ન રહી શકતા નથી; તો પણ તેમનો ભિન્ન વ્યવહાર થાય છે. આ ગુણગુણી ભાવની દૃષ્ટિએ, શ્રી. નિમ્બાર્કાચાર્યનો મત રજૂ થાય છે. તેઓની માન્યતા છે, કે જીવ અને ઇશ્વર બંને એક છે, પણ તે સંપૂર્ણ રીતે (સર્વતો ભાવેન) એક નથી.

શ્રી. રામાનુજાચાર્યનો મત અભેદ ભાવનો સ્વીકાર કરે છે, પરંતુ તેમનો અભેદ ભાવ એક વિશેષ પ્રકારનો છે. ઇશ્વર અને જીવ બંનેને તેઓ સનાતન સત્ય માને છે, તે બંનેનો પરસ્પર સંબંધ સ્વાભાવિક છે. તે બંનેનો સંબંધ કોઇનાથી થયો નથી, પણ તે સંબંધ સનાતન

કાળથી ચાલ્યો આવ્યો છે. જેમ એક વૃક્ષને શાખા, પાન, પુષ્પ વગેરે અનેક અંગો હોવા છતાં, તે વૃક્ષથી શાખા વગેરે ભિન્ન છે, એવો વ્યવહાર થતો નથી, તેવીજ રીતે જીવ અને જગત ઇશ્વરના દેહ છે અને ઇશ્વર તે દેહમાં વાસ કરનાર દેહી છે. જીવ અને જગત બંને ઇશ્વરનાં વિશેષણો છે. જીવ અને જગત ઇશ્વરના એક પ્રકારના આકારો છે, ઇશ્વરનાં તે બહારનાં રૂપો છે, તેમાં ઇશ્વર પોતે વાસ કરે છે. જીવ અને જગત ઇશ્વરનાં વિશેષણો હોવાથી, તેમની જુદી સત્તા હોઇ શકતીજ નથી, તેમજ તેમનામાં કોઇ પણ જાતનો ભેદ પણ રહી શકતો નથી. ઇશ્વરથી એમની પૃથક્ સત્તા સંભવતીજ નથી.

જીવમાં ઇશ્વરનો વાસ હોવાથી, ઇશ્વરમાં રહેલા સર્વ ગુણોનો ભંડાર પણ તે જીવમાં હોય છે; પરંતુ તે પોતાના અજ્ઞાનનો ભોગ બની, સાંસારિક પીડાઓ ભોગવે છે, ફરીથી જ્યારે તે ભક્તિ વગેરે સાધનો દ્વારા, પોતાના અંતરમાં વાસ કરતા ઇશ્વરનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેનાં સાંસારિક દુઃખો નાશ પામે છે.

શ્રી રામાનુજાચાર્યના આ મતનું નામ વિશિષ્ટાદ્વૈત છે.

શ્રી શંકરાચાર્યના મત પ્રમાણે એક [1]ઇશ્વરની જ સત્તા રહેલી છે અને તેજ સત્તા પારમાર્થિક છે. જીવ

---

૧ ઇશ્વર શબ્દ અહીં પરબ્રહ્મનો વાચક છે.

ઇશ્વરથી કોઇપણ રીતે જુદો છે જ નહિ. જીવ પોતે ઇશ્વર સ્વરૂપ જ છે.

ઇશ્વર પોતે માયાની ઉપાધિને વશ થઇ, જુદા જુદા સ્વરૂપોમાં પ્રગટ થાય છે, તે જુદાં સ્વરૂપો માયાની ઉપાધિને લીધે જ ભાસે છે, બાકી તો; તે સર્વ સ્વરૂપોનો આધાર બ્રહ્મજ, એક અભિન્ન અદ્વિતીય સત્તા ધરાવે છે. સૂર્યનાં હજારો પ્રતિબિંબો જુદાં જુદાં જલાશયોમાં દેખાય છે, તેમાં તે પ્રતિબિંબોની કોઇ પણ રીતની સ્વતંત્ર સત્તા છે જ નહિ, ખરી સત્તા તો તે ગગન મંડળમાં બિરાજતા સૂર્યની છે, તેવી જ રીતે જુદા જુદા દેહોમાં જે અંતઃકરણો છે, તે સ્ફટિક સમાન નિર્મળ હોવાથી; તેમાં આ ઇશ્વરનાં અનેક પ્રતિબિંબો પડે છે અને જ્યાં સુધી અંતઃકરણ હોય છે, ત્યાં સુધી તે પ્રતિબિંબો સ્થાયી રહે છે, અંતઃકરણોનો લોપ થવાની સાથે જ; તેમાં રહેલાં પ્રતિબિંબો અદૃશ્ય થાય છે. અંતઃકરણોમાં જે કાંઇ વિકાર થાય; તેથી પ્રતિબિંબમાં વિકાર થાય છે, પરંતુ પારમાર્થિક સત્તા ધરાવનાર ઇશ્વરમાં તેથી કોઇ પણ જાતનો વિકાર થતો નથી. જીવો આ રીતે પ્રતિબિંબ સ્વરૂપે રહેલા હોવાથી, તેમની સ્વતંત્ર સત્તા નથી, પરંતુ ઇશ્વરની પારમાર્થિક સત્તાને આધીન જ તેમની સત્તા છે. તેવી જ રીતે જગત પણ ઇશ્વરની સત્તાને લીધે જ સત્તાવાન ગણાય છે. ખરી

રીતે જગતની કોઇ રીતની સત્તા છે જ નહિ. જગતની કલ્પનાને લીધે જ જગતની સત્તા દેખાય છે, તેમાં કંઇ સત્ય નથી. 'દોરડામાં સર્પ દેખાવો' તે મનની કલ્પના છે, દોરડામાં કોઇ કાળે પણ સર્પ રહી શકતો નથી, તેવી જ રીતે જગતનું ભાન થવું તે મનની કલ્પના છે, ખરી રીતે કોઇ કાળે જગતની સત્તા છે જ નહિ.

જીવ અને જગતની જે સત્તા જોવામાં આવે છે, તે સત્તા ઇશ્વરની છે, ઇશ્વરની જ કેવળ પારમાર્થિક સત્તાથી, જીવ અને જગતની સત્તાની કલ્પના થાય છે, અને તે પણ વિપરીત ભાવ કરવાથી જ થાય છે, વાસ્તવિક રીતે જીવ અને જગતની સ્વતંત્ર સત્તા છે જ નહિ.

શ્રી શંકરાચાર્યે આ રીતે કેવલાદ્વૈતનો સ્વીકાર કર્યો છે અને તેમના મત પ્રમાણે તો કેવળ એક સચ્ચિદાનંદ ઘન પરબ્રહ્મની સત્તા જ પારમાર્થિક છે.

શ્રી વલ્લભાચાર્યજીના મતે, ઇશ્વર પોતે સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તે પોતે સર્વ તંત્ર સ્વતંત્ર અને સર્વ પ્રાકૃત ધર્મોથી રહિત છે. તે પોતે કર્તા, હર્તા અને ભોક્તા પણ છે. જીવો આવા સર્વ ગુણ સંપન્ન ઇશ્વરના અંશો છે, ઇશ્વર તેમનો અંશી છે, જેવી રીતે ઇશ્વર પોતે સત્ય છે, તેવી જ રીતે તેમના અંશો જીવો પણ સત્ય છે. ઇશ્વરમાં જે જે ગુણો રહેલા છે, તે સર્વ ગુણો જીવમાં પણ

રહેલા છે, પરંતુ તે જીવો બદ્ધ થવાથી, પોતાના ગુણો વિસરી જાય છે અને તેથી તેમનામાં દીનતા, ક્લેશ વગેરે દોષો પ્રવેશ કરે છે.

ઇશ્વર પોતે માયાને આધીન નથી. તે પોતે જ માયાને પોતાના કાબૂમાં રાખે છે. તે પોતાની ઇચ્છા પ્રમાણે અનેક સ્વરૂપો પ્રગટ કરે છે, તે પોતે સર્વ ઐશ્વર્ય ધારણ કરતા હોવાથી; ગમે તેવા કાર્યને લીલા માત્રમાં કરી શકે છે. જગતને ઉત્પન્ન કરવામાં, તેને ધારણ કરવામાં, કે તેનો લય કરવામાં; તેમને કોઇ જાતનો ક્લેશ ભોગવવો પડતો નથી, તેમજ તે કાર્યો કરવાને, તેમને માયા કે અન્ય કોઇ પણ પદાર્થોનો સહારો લેવો પડતો નથી.

આ જગત પણ ઇશ્વરનું જ સ્વરૂપ છે, પરંતુ તેનામાં કેવળ ઇશ્વરનો સત્તા અંશ જ પ્રગટ થએલો છે, જીવ પણ ઇશ્વરનું સ્વરૂપ છે, તેમાં સત્તા અને ચૈતન્ય બે અંશો પ્રગટ થયા છે, પણ તેનામાં આનંદ અંશ નહિ હોવાથી, તેને સાંસારિક ક્લેશ ભોગવવા પડે છે.

શ્રી વલ્લભાચાર્યજીના મતે ઇશ્વર પોતે કોઇ પણ રીતે માયા વગેરેનું આલંબન લેતા નથી; એટલે તે ઇશ્વરમાં કોઇ પણ જાતના વિકાર સંભવતા નથી, માટે તે મત શુદ્ધાદ્વૈત તરીકે પ્રસિદ્ધિ પામ્યો છે.

એક સમન્વયની દૃષ્ટિએ જીવ, જગત અને ઇશ્વર વચ્ચે શો સંબંધ છે, તેનો આપણે વિચાર કર્યો. જીવ અને ઇશ્વર વચ્ચે, તેમજ જગત અને ઇશ્વર વચ્ચે વાસ્તવિક સંબંધ શો છે, તેને માટે જુદા જુદા આચાર્યો એક સંમત નથી, તે પણ આપણે જોયું. તે આચાર્યોની માન્યતા અહીં એક સામાન્ય દૃષ્ટિએ જ રજૂ કરવામાં આવી છે અને તેથી તે આચાર્યોમાં કોનો મત અભીષ્ટ છે, તે બતાવવાનો પ્રયત્ન અહીં કર્યો નથી.

દ્વૈત વાદના સિદ્ધાન્તને અનુસરનાર શ્રી માધ્વાચાર્યથી અતિરિક્ત આચાર્યો અદ્વૈત વાદનો સારી રીતે સ્વીકાર કરે છે, એ એક જ મતભેદને દૂર કરતાં; બીજાં કેટલાંક મંતવ્યોમાં બધા આચાર્યો મળતા આવે છે. આ બધા આચાર્યો ઇશ્વરને સર્વ તંત્ર સ્વતંત્ર માને છે અને તેને જીવ તેમ જ જગતથી શ્રેષ્ઠ માને છે. જીવ અને જગત પરતંત્ર છે, તે બંનેને ઇશ્વરનો આશ્રય લેવો પડે છે.

જીવની મુક્તિની બાબતમાં આ બધા આચાર્યોમાં મતભેદ છે; પરંતુ મુક્તિ મેળવવાને અનન્ય સાધન તરીકે ચાર આચાર્યોએ ભક્તિમાર્ગને પ્રાધાન્ય આપ્યું છે. ઇશ્વરની ભક્તિ કરવાથી જ; જીવ પોતાની દીનતા, ક્લેશ, તાપ વગેરે દૂર કરી; પોતાની ઇચ્છા પ્રમાણે મોક્ષ અથવા ભગવાનનો આશ્રય મેળવી શકે છે. શ્રી. શંકરાચાર્યે મુક્તિ મેળવવાને માટે જ્ઞાનમાર્ગને જ શ્રેષ્ઠ

ગણ્યો છે, તેમણે ભક્તિમાર્ગને જ્ઞાન મેળવવાનું સાધન ગણ્યું છે. બીજા આચાર્યોએ જ્ઞાનનો અનાદર નથી જ કર્યો. તેમણે પણ જ્ઞાનને એક ઉત્તમ સાધન માન્યું છે, પણ તે સાધન તરીકે હોવાથી ભક્તિમાર્ગને વિકસાવવામાં ઉપયોગી છે.

આચાર્યોની આ જુદી જુદી માન્યતાઓ પર એક સરળ દૃષ્ટિ ફેંકતાં; એક વસ્તુ તો જરૂર તરી આવે છે, કે તેઓ પરસ્પર સિદ્ધાન્તોમાં ઘણીખરી રીતે એક સંમત છે, અને તેનું કારણ એકજ છે; કે તેઓ પોતાનાં મંતવ્યો જુદી રીતે રજુ કરે છે, તે છતાં તેઓ પોતાના પ્રમાણ ગ્રંથો તરીકે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોનો એકે મતે સ્વીકાર કરે છે.

વેદાન્ત ધર્મની આજ વિશેષતા પર અને તેની આવી મહામાન્ય ઉદારતાને લીધે જ; તે આજે પણ સનાતન ગૌરવ સ્થંભ તરીકે, જગત પર પોતાની વિજયપતાકા ફરકાવે છે.

# શુદ્ધાદ્વૈત વેદાન્ત.

**પરમતત્વ શ્રીકૃષ્ણ:—**

પરમેશ્વર પોતે શુદ્ધ અદ્વૈત છે. તેજ પરમતત્વ છે. શ્રુતિ તેને પરબ્રહ્મ કહે છે, સ્મૃતિ તેને પુરુષોત્તમ કહે છે, ભાગવત તેને કૃષ્ણ ભગવાન કહે છે. જે કૃષ્ણ છે, તેજ પુરુષોત્તમ છે અને તેજ પરબ્રહ્મ છે. તેજ પરમતત્વ છે, તેજ પરમેશ્વર છે. તે પરમતત્વ શુદ્ધ છે, નિર્મળ છે, સર્વ પ્રકારના મળથી, દોષોથી તે રહિત છે. પ્રકૃતિના વિકારોથી તે પર છે, માયાના દોષો તેને લાગતા નથી, તે માયાને આધીન નથી. માયા તેને વશ છે. માયાને તે ડોલાવે તેમ માયા ડોલે છે.

તે શુદ્ધ પરમતત્વ અદ્વૈત છે, સર્વવ્યાપક છે. તે ઘટઘટમાં વ્યાપે છે. તે વિશ્વનો પ્રભુ છે, અણુ અણુમાં

તેનો વાસ છે. કોઇ દેશ, કોઇ કાલ કે કોઇ અવસ્થા તેનાથી રહિત નથી. સર્વ જગત વિષ્ણુમય છે. તે વિષ્ણુથી પર, ઉત્તમ કોઇ તત્વ નથી. તેના વિનાનો કોઇ બીજો પદાર્થ નથી, માટે જ તે અદ્વિતીય છે, એક છે, પરબ્રહ્મ છે, તેજ તત્વ શ્રીકૃષ્ણ છે.

**સત્–કાર્ય–વાદઃ—**

આ જગત તે ઇશ્વરનું કાર્ય છે, તે ઇશ્વર આ જગતનું કારણ છે. આ સર્વ જગતની રચના ઇશ્વરની ઇચ્છાથી થએલી છે. ઇશ્વરની માયા, પ્રકૃતિ, પરમાણુ, કે કોઇ અન્ય પદાર્થ જગતને રચતાં નથી, પરંતુ ઇશ્વર પોતે જ પોતાના સ્વરૂપે જ આ જગતની રચના કરે છે. ઇશ્વર પોતે જ જગતનું સ્વરૂપ ધારણ કરે છે. તે પોતે જ જગતરૂપ બને છે. જે કારણ છે, તેજ કાર્ય બને છે.

આ જગત પહેલાં નહોતું અને પછીથી તેની રચના થઇ, તેનો આરંભ અમુક કાળ પછી થયો, એવી કોઇ બાબત નથી.

'જે પહેલાં ન હોય તે કોઇ કાળે પણ સંભવે નહિ' એ વિશ્વ નિયમ છે. દરેક કાર્ય તેના કારણનું એક રૂપાંતરજ છે. ઘડો બીજું કાંઇ નથી, પણ માટીના પિંડનો તે આકારજ છે. ઘડો નહોતો બન્યો, તે પહેલાં પણ માટીના પિંડમાં તે ઘડો હતોજ, ફકત અગોચર

હતો. કારણુમાં તે સૂક્ષ્મ ભાવે રહેલો હતો. કનક અને કુંડલ, તંતુ અને વસ્ત્ર, જળ અને બુદ્દ્બુદ્દ વગેરે અનેક ઉદાહરણો છે, જેમાં કનક, તંતુ અને જળ કારણુ રૂપે છે; તેમાંજ તેનાં કાર્યો : કુંડલ, વસ્ત્ર અને બુદ્દ્બુદ્દ પ્રથમથીજ રહેલાં છે. કાર્ય અને કારણુનો એજ સનાતન સંબંધ છે. તેજ સનાતન સંબંધ પરમેશ્વર અને જગત વચ્ચે છે. તેનેજ સત્ કાર્યવાદ કહે છે. જેવી રીતે કારણુ સત્ છે, તેવીજ રીતે કાર્ય પણુ સત્ છે, કારણુકે કાર્ય બીજું કાંઇ નથી; પરંતુ પોતાના કારણુનું તે એક રૂપાંતર માત્રજ છે. ઘડાના એકે એક અણુમાં, જેમ માટી રહેલી છે, કુંડળનો એકે એક ભાગ જેમ સોનાનોજ હોય છે, તેવીજ રીતે જગતનો એકે એક ભાગ, જગતમાં રહેલો એકે એક અણુ ઇશ્વરમયજ છે. આ ચરાચર વિશ્વમાં, આ સાર્વભૌમ જગતમાં ઇશ્વર વિના બીજો કોઇ પદાર્થ નથી. ઇશ્વર વિના કશાનો અનુભવ થતો નથી, કંઇપણુ બીજું દૃષ્ટિગોચર થતું નથી.

'જો જગતનું કારણુ ઇશ્વર છે અને તે ઇશ્વર એક છે, અદ્વૈત છે, શુદ્ધ છે, તો તેનું કાર્ય જગત પણુ એક, શુદ્ધ, અદ્વૈત હોવું જોઇએ; પણુ તેમ નથી. જગત તો અનેક પ્રકારનું દેખાય છે, તેનામાં તો અનેક પ્રકારના વિકારો પણુ ભરેલા છે, તો પછી જગતનું કારણુ ઇશ્વર કેવી રીતે ગણી શકાય?' આ એક પ્રશ્ન છે, તે પ્રશ્નનો

વિચાર આ રીતે ઘટે છે.

શ્રુતિ પોકારે છે કે 'તે એક હતા, તેમને અનેક થવાની *ઇચ્છા થઇ' 'તેમણે સૃષ્ટિ પ્રગટ કરી, સૃષ્ટિ પ્રગટ કરી, તેમાં તેમણે પ્રવેશ કર્યો' 'તે એક હતા, તે અનેક થયા.'

શ્રુતિ વાકયોનો એ ભાવ છે, કે તે એક હોવા છતાં અનેક સ્વરૂપે પ્રગટ થઇ શકે છે. તે એકજ સ્વરૂપે રહે છે, તે છતાં તે અનેક સ્વરૂપો ધારણ કરી શકે છે, તે તેની વિચિત્રતા છે. તેને જયારે રમણ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે તે જગતને ઉત્પન્ન કરે છે, કારણકે 'તે એકલો રમણ કરતો નથી.'

તે પરમેશ્વર યોગીઓનો પણ યોગી છે. તે આપ્તકામ છે, તે નિઃસ્પૃહ છે, તેને ઇચ્છા થવી, તે પણ એક લીલાજ છે, લીલામાત્રમાં તે અનેક સ્વરૂપોને પ્રગટ કરી શકે છે. અનેક જગતો પ્રગટ કરવાં તેના એક ખેલ છે. જગત અનેક પ્રકારનું દેખાય છે, વિષમ લાગે છે, તેનું એકજ કારણ છે કે, ઇશ્વરની તેવી ઇચ્છા છે. ઇશ્વરની ઇચ્છા વિચિત્ર છે. તેની લીલા, તેનું જ્ઞાન અને તેનું બળ અમર્યાદિત છે, અપરિમિત છે.

---

*स ऐक्षत एकोऽहं बहुस्यां प्रजायेम ।
तत्सृष्ट्वा, तदेवानु प्राविशत् ।
स एकाकी न रमते ।

આ રીતે જગતનું કારણ ઇશ્વર હોવા છતાં, જગત નાના પ્રકારનું દેખાય છે, તે વિચિત્રતા છે. તે વિચિત્રતાનો સ્વીકાર કરીને પણ; જગત ઇશ્વરનું કાર્ય છે અને ઇશ્વર તેનું કારણ છે, તેથી જગત પણ સત્ય છે એ સત્ કાર્યવાદ સુયોગ્ય છે.

## અભિન્ન-નિમિત્ત-ઉપાદાન-કારણ:—

તાર્કિક બુદ્ધિ અહીં એક વિચારણા રજૂ કરે છે. ઇશ્વર જગતનું કારણ છે, તેનું તાત્પર્ય શું છે? એક કાર્ય કરવાને એક કારણ હોઈ શકે કે અનેક કારણો પણ હોય? જો અનેક કારણો હોય, તો તે બધાં કારણો મુખ્ય બની શકે કે તેમાંનું એકજ કારણ મુખ્ય બની શકે? ઘડો એ કાર્ય છે, તેનું કારણ માટી છે, કુંભાર પણ તેનું કારણ છે, માટી એકલી હોત અને કુંભાર ન હોત તો માટીની માટીજ રહેત, કોઈ કાળે ઘડો બનત જ નહિ, માટે કુંભાર પણ ઘડાનું કારણ છે, તેવીજ રીતે ચક્ર, દંડ વગેરે પણ ઘડાને બનાવવામાં કારણ છે, તે બધાં કારણોમાં માટી અને કુંભાર બંને મુખ્ય કારણો છે. જો કુંભાર ન હોત તો ઘડો ન બનત, કુંભારના નિમિત્તથી જ ઘડો બન્યો, પરંતુ ઘડો બન્યા પછી; તે કુંભારની જરૂર રહેતી નથી; તેથી કુંભાર એ નિમિત્ત કારણ છે. જ્યારે માટી તો ઘડો બન્યા પછી પણ રહે છે, માટીનો ઘડાની સાથે કુંભારના જેવો

સંબંધ નથી, પણ તેનો ઘડાની સાથે નિત્ય સંબંધ છે. માટી વિના ઘડો એક ક્ષણ પણ રહી શકતો નથી. માટીની સત્તાથી જ ઘડાની સત્તા રહેલી છે, માટે જ માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે; તેવીજ રીતે ઇશ્વર જો જગતનું કારણ છે, તો તે જગતનું નિમિત્ત કારણ છે, કે ઉપાદાન કારણ?

જેવી રીતે કુંભાર ઘડાનું નિમિત્ત કારણ છે, તેવીજ રીતે ઇશ્વર જગતનું નિમિત્ત કારણ હોઈ શકે છે, કારણકે ઇશ્વર પોતે ચેતન અને કર્તા હોવાથી; જગતને બનાવે છે અને ત્યારપછી, પોતે અંતર્ધાન થાય છે, તે હેતુથી જગતનું ઉપાદાન કારણ, ઇશ્વર વિના બીજું કોઈ તત્ત્વ હોવું જોઇએ; જેમાંથી આ જગત બન્યું છે. ઘડાનું ઉપાદાન કારણ જેમ માટી છે, તેવી જ રીતે જગત જડ હોવાથી, તેનું ઉપાદાન કારણ કોઇ જડ પદાર્થ હોવો જોઇએ. જે પદાર્થ ઇશ્વરથી જુદો સંભવી શકે છે.

શ્રી વલ્લભાચાર્યજી આ મતનો સ્વીકાર કરતા નથી. તેઓ જણાવે છે કે 'જો ઇશ્વર પોતે એકલા નિમિત્ત કારણ જ હોય, તો તેમની સ્વતંત્રતામાં ખામી આવે છે, જગતની ઉત્પત્તિ કરવાને માટે, તેમને બીજાનો આધાર લેવો પડે. બીજું; જો ઇશ્વર વિના અન્ય પદાર્થ માનવામાં આવે; તો ઇશ્વર પોતે અદ્વૈત બની શકે નહિ,

કારણકે એક બીજો પદાર્થ પણ છે, જે ઈશ્વરથી જુદો છે અને જે જગતનું ઉપાદાન કારણ છે. આ હેતુથી જગતનું બીજું કોઈ ઉપાદાન કારણ સંભવતું જ નથી.

જેવી રીતે ઇશ્વર પોતે આ જગતનું નિમિત્ત કારણ છે, તેવી જ રીતે તે જગતનું ઉપાદાન કારણ પણ છે. તેનામાં બંને કારણો સાથે રહેવાં સંભવે છે. જેવી રીતે કોઈ જાદૂગર નટ પોતે જ દોરડું પ્રગટ કરી, તે દોરડાના આધારે આકાશમાં અદ્ધર જાય છે, તેવીજ રીતે પરમેશ્વર પોતે તો જાદૂગરોનો પણ જાદૂગર છે, એટલે તે પોતે જગતનું નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ બંને સંભવે છે.

માટી, કુંભાર અને ઘડો એ લૌકિક ઉદાહરણ છે; તે પરમેશ્વર પોતે જ આદિ કારણ માટી સ્વરૂપ છે, પોતે જ કુંભાર સ્વરૂપ ( પ્રજાપતિ ) છે અને પોતે જ ઘડા સ્વરૂપે જગત છે. જગત, પ્રજાપતિ કે પરબ્રહ્મ તે પોતે જ છે. જગતને ઉત્પન્ન કરનાર પણ પોતે છે; તેમજ જગતને ઉત્પન્ન કરી; તેમાં પોતે પ્રવેશ કરે છે. જગતનો તે પોતે તો વાસ બને છે. તે પોતે જ જગત રૂપ બને છે. એ રીતે તે પોતે નિમિત્ત કારણ તેમજ ઉપાદાન કારણ હોવા છતાં, તે બંને કારણોમાં કોઈ જાતનો ભેદ પડતો નથી; માટે વિદ્વાનો પરમેશ્વરને જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહે છે.

## અવિકૃત પરિણામ વાદ

'ઇશ્વર જગતનું કારણ છે, ઇશ્વર જગત સ્વરૂપે બને છે. 'ઇશ્વરથી જગત ભિન્ન નથી' એ કથનનો ભાવ એ છે, કે જગત ઇશ્વરનું પરિણામ છે. ઇશ્વર પોતે જ આ જગત સ્વરૂપે પરિણમે છે.

આ પરિણામનો શો અર્થ છે, તે વિચારવા લાયક છે. પરિણામનો અર્થ એ છે, કે એક સ્વરૂપ પલટાઇને બીજું સ્વરૂપ થવું તે. જ્યાં સુધી પહેલું સ્વરૂપ રહે, ત્યાંસુધી બીજું સ્વરૂપ આવી શકે નહિ. બીજું સ્વરૂપ પહેલા સ્વરૂપનો નાશ કર્યા પછી જ, પોતે તેના સ્થાને આવશે. દા. ત. દહીં એ દુધનું પરિણામ છે. દુધનો સંપૂર્ણ નાશ થયા પછી જ, દહીં સ્થાન લે છે. દહીં બન્યા પછી, તેના કોઇ પણ અવયવમાં દુધ રહી શકતું નથી. તેવી જ રીતે ફળ એ પુષ્પનું, પરપોટો એ જળનું, ઘડો એ માટીનું, કુંડળ એ સુવર્ણનું પરિણામ છે. આ પરિણામવાદ પ્રમાણે જોતાં, જો ઇશ્વર એ જગતનું પરિણામ હોય તો, તે ઇશ્વર જગત સ્વરૂપ થયા પછી, સ્વતંત્ર રહી શકે નહિ, તે પોતાનું ઇશ્વરપણું ભુલી, જગદ્ રૂપજ બની જાય; મતલબ કે ઇશ્વર પોતે જગતનું કારણ બનતાં, વિકારી થઇ જાય છે.

શ્રી વલ્લભાચાર્યજી પોતે જણાવે છે, કે ઇશ્વર પોતે જગત સ્વરૂપે પરિણામ પામે છે, તે છતાં તે ઇશ્વર-

માં કોઇપણુ જાતનો વિકાર આવતો જ નથી. એવો કોઇપણુ વિકાર ઇશ્વરમાં નથી, કે જે વિકારથી તેના સ્વરૂપનો નાશ થતો હોય, તે તો સર્વ વિકારોથી પર રહેલો છે. તે સ્વતંત્ર છે અને તેથી તેને કોઇ પણુ જાતના વિકારો સ્પર્શ કરી શકતા નથી. આચાર્યશ્રી પોતે જણાવે છે કે 'જેમ કલ્પવૃક્ષ કે કામધેનુ ઇચ્છા પ્રમાણે અનેક પદાર્થો આપે છે, તે પદાર્થો તેમાંથી જ પ્રગટ થાય છે, તે છતાં કલ્પવૃક્ષ કે કામધેનુમાં કોઇ પણુ જાતનો વિકાર થતો નથી.

જેવી રીતે કોઇ મહાન યોગી પોતાની મનોમયી સૃષ્ટિ ઉત્પન્ન કરી, તેમાં અનેક પ્રકારના વિહારો કરે છે, તે છતાં તેનામાં કોઇ જાતની વિકૃતિ આવતી નથી અને પ્રયોજન પુરું થતાં, તે યોગી પોતાની સૃષ્ટિને પોતાનામાં જ શમાવી દે છે, તેવી જ રીતે અનેક કામધેનુઓ અને કલ્પવૃક્ષોને ઉત્પન્ન કરનાર; તેમજ મહાયોગીઓને પણુ આરાધવા લાયક, તે પરમેશ્વર પોતાની ઇચ્છાની સાથે પોતાનામાં સૃષ્ટિ પ્રગટ કરે અને તેમાં પોતે જગત સ્વરૂપે પરિણુમે; તો તેમાં તેમને કોઇપણુ જાતનો વિકાર લાગતો નથી.

જગતના અનેક ચિત્રવિચિત્ર પદાર્થો જાતે વિકારી હોવા છતાં અને તે પદાર્થો ઇશ્વરનું જ પરિણુામ હોવા છતાં, તે ઇશ્વરને પદાર્થોના વિકારનો સ્પર્શ પણુ થતો

નથી; તેજ તે પરમેશ્વરનો પરમ મહિમા છે. એ કારણ-થી જ જગત એ ઇશ્વરનું અવિકૃત પરિણામ છે અને તે વાદ અવિકૃત પરિણામવાદ કહેવામાં આવ્યો છે, જેમાં ઇશ્વર જગત રૂપે પરિણમતો હોવા છતાં, તેનામાં જગત સંબંધી કોઇ પણ જાતના વિકાર સંભવતા નથી.

**પરમેશ્વરના સદ્દધર્મનું સ્વરૂપ તે જગતઃ—**

માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે, એનો અર્થ એ નથી કે જગત પરની બધી માટી એક ઘડાનું કારણ છે, પરંતુ માટીનો એક પિંડ જ ઘડાનું ઉપાદાન કારણ છે, તેવી જ રીતે ઇશ્વર એ જગતનું ઉપાદાન કારણ છે, તેનો અર્થ એ છે કે 'ઇશ્વરે પોતે પોતાની ઇચ્છાથી, પોતાનો એક પૂર્ણ[1] (અંશ) લઇ, તેનું જે કાર્ય બનાવ્યું, તે પણ પૂર્ણ બન્યું અને તે છતાં પોતે તો પાછા પૂર્ણ સ્વરૂપે રહ્યા.'

તે પરમેશ્વરનાં ત્રણ પૂર્ણ સ્વરૂપો છે, પૂર્ણ સત્તા, પૂર્ણ ચૈતન્ય અને પૂર્ણ આનંદ તે સચ્ચિદાનંદ. તેમાંથી તે ઇશ્વરે આ જગતની રચના કરવા, પૂર્ણ સત્તાનો સ્વીકાર કર્યો અને તે સત્તાથી તેમણે આ જગતની

---

१ **पूर्णमदः, पूर्णमिदं, पूर्णात् पूर्णमुदच्यते, पूर्णस्य पूर्णमादाय, पूर्णमेवावशिष्यते ।**

રચના કરી. જગતની રચના આ પૂર્ણ સત્તાથી થઇ, માટે તે જગત પણ પૂર્ણ સત્તાવાન છે. તે જગત કોઇ પણ કાળે મિથ્યા નથી; તેનું એકજ કારણ છે કે, તે પૂર્ણ સત્તામાંથી પ્રગટ થએલું છે; એટલે જગતમાં ઇશ્વરની પૂર્ણ સત્તા પ્રગટ થએલી છે. તેનામાં ઇશ્વરની બીજી ચૈતન્ય પૂર્ણતા કે આનંદની પૂર્ણતા નહિ હોવાથી, તે જગત પોતે જડ સ્વરૂપ ગણાય છે; કારણકે તેનામાં કેવળ સત્તા, સ્થિરતા; સ્થાવરપણું જ રહેલું છે.

## આવિર્ભાવ અને તિરોભાવ.

* આ જગત ઇશ્વરમાંથી જન્મ લે છે, તેના આધારે તે ટકી રહે છે અને તેમાં જ ફરીથી વિલીન બને છે;' આ રીતે જગતનો જન્મ, સ્થિતિ અને લયનો ક્રમ સદાને માટે ચાલૂ રહે છે. આ ક્રમ કદી પણ અટકતો નથી. ખરી રીતે તો જન્મ, સ્થિતિ અને લય એ શબ્દો વ્યવહારને પૂરતાજ છે. તે શબ્દોનો વાસ્તવિક અર્થ જુદો થાય છે. જે જગત જન્મ અને સ્થિતિ સમયે સત્તા ધરાવે છે, તેજ જગત લય સમયે પણ સ્થિતિ ધરાવે છે. જ્યારે તે જન્મ અને સ્થિતિ કાળમાં

*यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत् प्रयन्त्यभि संविशन्ति, तद् विजिज्ञासस्व तद्ब्रह्म.

હોય છે, ત્યારે તે આપણા અનુભવને ગોચર થાય છે, અને જ્યારે લય કાળમાં હોય છે, ત્યારે તે આપણા અનુભવને ગોચર થતું નથી. તેથી જગતનો જન્મ, સ્થિતિ કે લય નહિ કહેતાં. તેનો આવિર્ભાવ અને તિરોભાવ એ શબ્દોથી વ્યવહાર કરવો જોઇએ.

આવિર્ભાવ એટલે કે જેના સ્વરૂપનો અનુભવ થાય તે દશાઃ જેમ કે માટીના પિંડનો ઘડો બન્યો ત્યારે 'આ ઘડો છે' એવી જાતનો, ઘડાના સ્વરૂપનો અનુભવ આપણને થાય છે, ખરી રીતે તો તે ઘડો આપણા અનુભવ પહેલાં પણ, માટીના પિંડમાં રહેલો હતો, તેવીજ રીતે તે ઘડાનો નાશ થયા પછી, ઘડાની ઠીંકરીમાં પણ તે ઘડો રહેલો છે, પણ તે આપણા અનુભવમાં આવતો નથી, તેથી આપણે 'આ ઘડો છે' તેવો વ્યવહાર કરતા નથી. કેવળ ઘડો પ્રગટ થાય છે, તે દશામાંજ તેનો અનુભવ આપણને થાય છે, માટે તે ઘડાની આવિર્ભાવ દશા ગણાય. ઘડો પ્રગટ થતા પહેલાં માટીના પિંડમાં હોય અને તેનો નાશ થયા પછી; તેની ઠીંકરીઓ બને; ત્યારે આપણને તેનો અનુભવ થતો નથી, તે કારણથી, તે બંને દશાને ઘડાની તિરોભાવ દશા ગણવામાં આવે છે, તેવીજ રીતે આ જગત જ્યારે, જન્મ અને સ્થિતિ અવસ્થામાં હોય ત્યારે 'તે જગત છે' એવો વ્યવહાર થાય છે, તે તેની આવિર્ભાવ દશા છે; તેમજ

તેનો જ્યારે લય થાય અથવા તેની ઉત્પત્તિ થઇ ન હોય ત્યારે 'તે જગત નથી' એવો જે વ્યવહાર થાય છે, તે તેની તિરોભાવ દશા ગણાય છે.

આવિર્ભાવ દશા અને તિરોભાવદશાનું તાત્પર્ય એજ છે, કે કોઇ પણ પદાર્થ કોઇ પણ કાળે ઉત્પન્ન થતો નથી, *તેમજ જે પદાર્થ છે, તેનો કોઇ પણ કાળે કોઇ પણ રીતે વિનાશ થતો નથી. જેની સત્તા આજે છે, તેની સત્તા સદાને માટે ટકી રહેવાની છે, અને જેની સત્તા આજે નથી, તેની સત્તા કોઇ પણ કાળે, કોઇ પણ ઉપાયે થવાની નથી.

જગતની આ આવિર્ભાવ અને તિરોભાવ દશા ઇશ્વરની ઇચ્છાને આધીન છે. જે કાળે, જે અવસ્થામાં ઇશ્વરને એવી ઇચ્છા થાય કે 'આ જગત સર્વને અનુભવ ગોચર થાવ', તે કાળે અને તે અવસ્થામાં આ જગત સર્વને અનુભવગોચર થાય છે. દરેક સૃષ્ટિના આરંભમાં, જ્યારે ઇશ્વરને આવા પ્રકારની ઇચ્છા થાય છે; ત્યારેજ આ સમસ્ત વિશ્વ, સમસ્ત પ્રાણિઓ સાથે પ્રગટ થાય છે અને તે જગત સર્વને અનુભવ ગોચર બને છે. તેવીજ રીતે ઇશ્વરને એવી ઇચ્છા થાય કે 'આ જગત અનુભવ ગોચર થાવ નહિ' તે ઇચ્છાના કાળે અને તેજ અવસ્થામાં, આ જગતની અનુભવ ગોચરતા

---

*नासतोविद्यते भावो, नाभावो विद्यते सतः ।

મટી જાય છે. તે સમયે, કોઇપણુ આ જગતનો અનુભવ કરી શકતું નથી. તે જગત ઇશ્વરમાં સૂક્ષ્મ રીતે વિલીન બની જાય છે. ત્યારે જગતનો તિરોભાવ થાય છે. જગતના પ્રલયકાળે જગતની આ દશા થાય છે. આ રીતે જગતની સૃષ્ટિ અને પ્રલય, આવિર્ભાવ અને તિરોભાવ, ઇશ્વરની ઇચ્છાને આધીન થઇને ચાલ્યા જ કરે છે. એ અજબ જાદુગર કોઈની પણુ સહાયતા લીધા વિના, પોતાની કામના પ્રમાણે જગતનું સૂત્ર ચલાવ્યા કરે છે. તેને કોઇ રોકનાર નથી, તેનો કોઇ પ્રેરક નથી.

## જગત અને સંસારનો ભેદ.

શ્રી. વલ્લભાચાર્યજી જગત અને સંસારને એક ગણુતા નથી. તેઓ માંને છે કે; જગત અને સંસારનાં કારણો જુદાં જુદાં છે. જેવી રીતે જગત પરમેશ્વરથી થએલું છે; તેવી રીતે આ સંસાર તે પરમેશ્વરથી થએલો નથી. પરમેશ્વર જગતનું ઉપાદાન કારણુ હોવાથી જગત સત્ય છે. સંસારનું ઉપાદાન કારણુ કોઇ નથી, માટે તે સંસાર મિથ્યા છે.

ખરી વસ્તુ તો એ છે કે; જે કાર્યનું ઉપાદાન કારણુ ન હોય, તે કાર્ય કોઇ રીતે થઇ શકે જ નહિ. ઉપાદાન કારણુ એ કાર્યનો આધાર છે. તે કારણુ કાર્યસ્વરૂપ જ છે. એટલે જે કાર્ય હોય, તેનું કારણુ તો

હોવું જ જોઇએ. જગત એ કાર્ય છે, તો તે જગતના ઉપાદાન કારણ તરીકે પરમેશ્વર પોતે છે જ. જગત એ પરમેશ્વરનું એક પ્રકારનું સ્વરૂપ જ છે અને તેથી જ જગત સત્ય છે; પરંતુ સંસાર જો કાર્ય છે, તો તેનું કારણ: ઉપાદાન કારણ કોઇ પણ હોવું જોઇએ. સંસારનું કોઇપણ ઉપાદાન કારણ નથી, એ હેતુથીજ સંસાર અસત્ય છે, મિથ્યા છે.

જો સંસાર છેજ નહિ, તો તેની પ્રતીતિ કેવી રીતે થાય છે? જો એ મિથ્યા છે, તો પછી સંસારમાં અનેક પ્રકારના વ્યવહારો જોવામાં આવે છે, તે બધાની વ્યવસ્થા કેવી રીતે થશે? આ પ્રશ્નના ઉત્તરમાં, શ્રી. વલ્લભાચાર્યજી જણાવે છે કે 'સંસારને કોઇ ઉપાદાન કારણ નથી, પરંતુ જીવાત્મા પોતાના અજ્ઞાનથી આ સંસારનો અનુભવ કરે છે. તે જીવાત્મા પોતાની અહંતા અને મમતામાં બંધાય છે. એ પ્રકારની અહંતા અને મમતામાં બંધાવવું, તેનું જ નામ સંસાર છે. સંસાર એટલે અહંતા અને મમતાનાં આવરણ. આ પ્રકારનાં આવરણ જીવે પોતાના અજ્ઞાનથી કલ્પેલાં છે. જીવના તે અજ્ઞાનને લીધે, અહંતા અને મમતારૂપી આવરણો પ્રગટ થાય છે. અને તે આવરણોથી જ આ સંસારની તેને પ્રતીતિ થાય છે. તેથી જીવાત્મા આ સંસારનું નિમિત્ત કારણ છે. જ્યાં સુધી જીવાત્માનું અજ્ઞાન દૂર ન થાય, ત્યાં સુધી આ

સંસારની નિવૃત્તિ થતી નથી. જ્યાંસુધી જીવાત્મામાં અહંતા અને મમતારૂપી મોહ રહે છે, ત્યાંસુધી આ સંસારની પ્રતીતિ પણ તેને થાય છે.

જગત ઇશ્વરકૃત છે, સંસાર જીવકૃત છે. જીવાત્માનો મોહ દૂર થવાથી, તેના સંસારની નિવૃત્તિ થાય છે, પણ તેથી જગતની નિવૃત્તિ થતી નથી. જે મિથ્યા હોય તેની નિવૃત્તિ થાય, જે સત્ય હોય તેની નિવૃત્તિ સંભવતી નથી. જગત સત્ય છે, ઇશ્વરકૃત છે, તેથી તે મિથ્યા નથી. સંસાર મિથ્યા છે, જીવાત્માકૃત છે, તેથી તેની નિવૃત્તિ સંભવે છે.

જીવાત્મામાં જે અજ્ઞાન રહેલું છે, તે પણ એક પ્રકારની ઇશ્વરની માયા જ છે. તે માયાને અવિદ્યા કહે છે. આ અવિદ્યા જ ખરી રીતે તો સંસારનું કારણ છે અને તે અવિદ્યા દૂર ન થાય, ત્યાંસુધી જીવાત્માને સંસારનાં બંધન રહ્યા કરે છે. એ અવિદ્યાને દૂર કરવા એકજ સાધન છે કે, 'ઇશ્વરને શરણે જવું.' જે ઇશ્વરને શરણે જાય છે, તેજ ઇશ્વરની તે અવિદ્યારૂપી માયાથી મુકત થાય છે.

જીવાત્માની ભક્તિ કે મુક્તિમાં વિરોધ કરનાર, વિક્ષેપ નાખનાર જગત નથી, પણ સંસાર છે. જગત તો ભગવાનનું કાર્ય હોવાથી, તે ભક્તને પોષણ આપનારું છે, મદદ કરનારું છે, પરંતુ જગત મિથ્યા હોવાથી તે વિક્ષેપ કરનાર છે, માટે જગત અને સંસાર બે વચ્ચે એક મોટો તફાવત છે.

## ૩

# પ્રમાણુશાસ્ત્ર

મનુષ્ય માત્ર પોતાની મર્યાદામાં રહેલો છે અને તે અપૂર્ણ છે. એની નરી ઇન્દ્રિયો જ્યાંસુધી પહોંચી શકતી હોય, એની બુદ્ધિ જ્યાંસુધી વિચારી શકતી હોય, ત્યાંસુધી તો તે કોઇના પણ આધાર વિના પોતાની રીતે દોરવાય છે. પરંતુ એની મર્યાદાથી પર તેની ગતિ અટકી જાય છે.

આજ કારણથી પ્રત્યક્ષ પ્રમાણનું સ્થાન સૌથી પહેલું છે. નરી આંખે જોએલ પદાર્થ માટે કોઇ શંકા રહેતી નથી. ઇંદ્રિયોનો અનુભવ મનુષ્યને સંશય રહિત બનાવે છે. આ ઇંદ્રિયોમાં પણ સૌથી ઉત્તમ ઇંદ્રિય અંતઃકરણ મનાય છે. એ અંતઃકરણ તર્ક કરી શકે છે,

વિવેક ધરાવી શકે છે અને નિશ્ચય પણ કરી શકે છે. આટલું હોવા છતાં તેને પણ મર્યાદા છે. મર્યાદાથી પર તે જઇ શકતું નથી. તેની મર્યાદાથી પર પણ વિશાળ ક્ષેત્ર ખડું છે, જેમાં બીજાં અંતઃકરણોના અનુભવો ગતિ કરી રહેલા છે. અંતઃકરણ આ રીતે પ્રત્યક્ષ પ્રમાણથી આગળ વધે છે અને તે અનુમાન સુધી પહોંચે છે. એણેજ જોએલી પ્રત્યક્ષ વસ્તુઓથી, તેને અનુમાન કરવાની પ્રેરણા મળે છે. એને જ થએલાં પ્રત્યક્ષ સાધનો દ્વારા તે અનુમાનના નિર્ણય પર આવે છે. એના અનુમાનના નિર્ણયો સાચા હોય છે; કારણકે તેનો પ્રત્યક્ષ અનુભવ સાચો છે.

જગનનો મોટો ભાગ પ્રત્યક્ષને જ પ્રમાણ માને છે, અનુભવથી ઘડાએલો અમુક ભાગ અનુમાન પ્રમાણનો પણ સહકાર સાધે છે.

વ્યવહારમાં ઉપયોગી થતા સાધારણ પદાર્થો માટે તો આ બંને પ્રમાણો જ ખૂબ ઉપયોગી બને છે. એ બંને પ્રમાણોને આધારે જ જગતભરનો વ્યવહાર ચાલે છે; પરંતુ તત્વની વિચારણા માટે, ઉંડાં રહસ્યો પ્રાપ્ત કરવાને માટે, આ બે પ્રમાણો ઘણી વખતે ઉપયોગી બનતાં નથી; ઘણી વખતે તે પ્રમાણો ઉંધી દોરવણી પણ આપે છે; અને કેટલીક વખતે તે પ્રમાણો સંશય-ગ્રસ્ત બની જાય છે.

સાચી તત્ત્વ વિચારણા માટે; આ બે પ્રમાણોનો આધાર લેવો ન પડે અને તે છતાં તત્વનો સાચો વિવેક પ્રાપ્ત થાય; તેને માટે જગતભરના પ્રખર ચિંતવનકારોએ જુદા જુદા નિર્ણયો પ્રગટ કર્યા છે.

આપણા આર્ય તત્વચિંતકોએ તેને માટે શબ્દ પ્રમાણને જ એક અનન્ય સાધન માનેલું છે. પ્રત્યક્ષ અને અનુમાનની સાથે આ શબ્દ પ્રમાણને કોઇ જાતનો સંબંધ નથી, માટે તે શબ્દ પ્રમાણ સ્વતંત્ર અને નિરપેક્ષ મનાય છે.

અહીં શબ્દનો અર્થ લોકવ્યવહાર કરતાં જુદો છે. ગમે તેના મુખમાંથી ગમે તે વાણી નીકળે, તેને શબ્દ પ્રમાણ માનવામાં આવે નહિ. જે આપ્ત હોય, જેની પર આપણને અનન્ય શ્રદ્ધા હોય અને જેની વાણી કોઇ પણ કાળે દોષવાળી થાય નહિ; તેવા પરમ હિતૈષી નિઃસ્પૃહ આપ્તજનની વાણીને શબ્દપ્રમાણ ગણવામાં આવે છે. તત્વચિંતકો જણાવે છે કે, આવા આપ્તજનની વાણી તેજ વેદો છે. વેદો સાક્ષાત્ પરમ અક્ષરની મૂર્તિ છે, તે શબ્દમૂર્તિનો કદી નાશ થતો નથી, તેમાં કોઇ કાળે વિપરીત ભાવ આવતો નથી. તે વાણી દિવ્ય છે, તેના પ્રેરક સાક્ષાત્ પરમેશ્વર છે, માટેજ તે અનાદિ છે, અવિનાશી છે. તે વાણી કોઇ પુરુષના મુખમાંથી નીકળેલી નથી, તે વાણીને પ્રગટ કરનાર તો

પુરુષથી પર છે, તે પુરુષથી જુદો છે, તે અપુરુષ છે, માટે જ વેદની વાણી અપૌરુષેય છે.

શ્રી. વલ્લભાચાર્યજી પ્રત્યક્ષ કે અનુમાનને પ્રમાણુ માનતા નથી, તેઓનો મત છે કે; મનુષ્યની ઈંદ્રિયો વિકારમાં ડુબેલી હોવાથી અને તેની બુદ્ધિ ચંચળ હોવાથી, તે મનુષ્ય કોઇ રીતનો વિવેક વિચાર કે નિશ્ચય કરી શકતો નથી. તત્વનો નિશ્ચય તેની મર્યાદાથી પર છે, તેને માટે તો તેણે ગુરુ અને વેદોનો આધાર લેવોજ ઘટે છે.

આચાર્યશ્રીના મતે શબ્દ પ્રમાણુજ એક અનન્ય સાધન છે. પ્રત્યક્ષ અને અનુમાન વ્યવહારને ઉપયોગી ભલે હો, પણુ અલૌકિક ભાવ પ્રાપ્ત કરવા, દિવ્ય તત્વની ઉપાસના કરવા, અને પરમ બ્રહ્મનો મહિમા જાણુવા, તેણે શબ્દ પ્રમાણુનો આધાર લીધેજ છુટકો છે.

આચાર્યશ્રી આ રીતે શબ્દ પ્રમાણુની સ્થાપના કરી જણુાવે છે કે—

**वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि**
**समाधिभाषा व्यासस्य मानमेतच्चतुष्टयम् ।**

વેદો, શ્રીકૃષ્ણુની વાણી, શ્રીમદ્ ભગવદ્ ગીતા, બાદરાયણુ વ્યાસનાં સૂત્રો અને પરાશર વ્યાસે પોતાની સમાધિ દશામાં રચેલ શ્રીમદ્ ભાગવત એ ચાર, શબ્દ પ્રમાણુના મુખ્ય આધારો છે.

આ ચારેયમાં આચાર્યશ્રીએ મુખ્ય સ્થાન વેદોને આપ્યું છે, તેનું એકજ કારણુ છે કે, બીજા ત્રણે આધારો વેદના રહસ્યનેજ પ્રગટ કરવાનો પ્રયત્ન કરે છે, એટલુંજ નહિ; પરંતુ આપણું જે કોઇ પ્રાચીન સાહિત્ય છે, તેણે વેદમાં પ્રતિપાદન કરેલા વિચારોનેજ સંપૂર્ણ ટેકો આપેલો છે. આપણી સ્મૃતિઓ, પુરાણો, શાસ્ત્રો અને દર્શનો વગેરે સાહિત્ય વેદોને બહુમાન આપીનેજ; આગળ વધેલું છે. આસ્તિક અને નાસ્તિકની વ્યવસ્થા પણ આજ આધારે થએલી છે. જેઓ વેદોને પોતાનું પ્રમાણ માને તે આસ્તિક અને વેદોને જે પોતાનું પ્રમાણ ન માને તે નાસ્તિક.

આર્યોની વિચારસરણિ આ રીતે વ્યવસ્થિત બની છે; કારણકે તેની વ્યવસ્થામાં વેદોનું પ્રમાણ સ્વીકારાય છે.

આ વેદનું સાહિત્ય ઘણું વિશાળ છે. વર્ષો વીત્યાં એનાં રહસ્યો ભુલાઇ ગયાં છે. એની ભાષા અટપટી છે, એની વિચારસરણિ માર્મિક અને ગંભીર છે. એનો અર્થ એ નથી કે; વેદો દુર્બોધ છે અથવા વેદની ભાષા આ જમાના પહેલાંની છે. વ્યવસ્થા અને નિયમોનાં સૂત્રોમાં સમસ્ત વેદોની સંકલના કરવામાં આવેલી છે. એ વ્યવસ્થા અને નિયમોને જાણવા આજ સુધી પ્રયત્નો થતા આવ્યા છે, અને એ પ્રયત્નો સાચી રીતે ફળીભૂત પણ થયા છે. પ્રાચીન કે પાશ્ચાત્ય તત્વચિંતકો આ

વિચારોનું દોહન કરી, વેદો આગળ તેમનું શિર ઝુકાવે છે, એવો એનો મહિમા આજે પણ તેવોજ સનાતન છે.

આ વેદ સાહિત્યના ચાર ભાગ છે. પહેલો સંહિતા [1]ભાગ; જેમાં જુદા જુદા છંદોમાં અને સૂકતોમાં મંત્રોની ગોઠવણી કરવામાં આવેલી છે. એમાં દેવોનો મહિમા, પ્રકૃતિની લીલા, પરમતત્વનાં રહસ્યો અને બ્રહ્મવિદ્યાની સ્તુતિઓ ગાવામાં આવ્યાં છે. પરમતત્વની ઉપાસના કરતા ઋષિમુનિઓની કોમળ લાગણીઓ અને ભક્તજનોની સ્નેહભીની સ્તુતિઓથી આ સંહિતા ભાગનો મહિમા ઉજ્જવળ બનેલો છે. બીજો ભાગ બ્રાહ્મણ ગ્રંથોનો છેઃ એમાં સંહિતા ભાગના મંત્રોની વિચારણા કરવામાં આવેલી છે. યજ્ઞનો મહિમા ગાવા એમાં ગાથાઓ, આખ્યાનો અને પ્રવચનો યોજવામાં આવ્યાં છે. યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવી એ આ ગ્રંથોનો પ્રાણ છે.

ત્રીજો ભાગ આરણ્યક ગ્રંથોનો છે. આ ભાગ બ્રાહ્મણ ગ્રંથોની વિચારણાની પુરવણી છે. અરણ્યમાં વાસ કરતા ઋષિમુનિઓના સંવાદોથી આ ભાગ રસમય બનેલો છે. અલ્પસાધનો દ્વારા પણ; મોટા મોટા યજ્ઞ યાગો થઇ શકે, એની વિચારણા અહીં રજૂ કરવામાં આવી છે. ક્રિયામાંથી પ્રગટ થતી શ્રદ્ધા અને ભાવનાને અહીં

૧ ઋગ્વેદ સંહિતા, સામવેદ સંહિતા, યજુર્વેદ સંહિતા અને અથર્વ વેદ સંહિતા એમ ચાર સંહિતાઓ છે.

મુખ્ય સ્થાને ગણવામાં આવી છે. ક્રિયાકાંડના સ્થૂળ ભાવમાંથી ઉપાસનાના સૂક્ષ્મભાવમાં જવાનો માર્ગ અહીં રજૂ થાય છે.

ચોથો ભાગ છેઃ ઉપનિષદો; જે ઉપનિષદો વેદનું ઉત્તમ અંગ ગણાય છે. વેદના તે શિર સ્થાને છે. તેજ ઉપનિષદોનું બીજું નામ છે વેદાન્ત. આ ભાગનું રહસ્ય સમજાય; તોજ વેદના બીજા ભાગોનું રહસ્ય સમજાય તેમ છે. આ કારણથી વેદ કરતાં પણ વેદાંતનો મહિમા વિશેષ ગણાય છે.

આ ચારેય ભાગ ભેગા થાય; ત્યારે તેનું વેદ એ નામ પડે છે. એનેજ શ્રુતિ નામે આલેખે છે.

આચાર્યશ્રીએ આ વેદોને પ્રમાણ ગણ્યા છે. તેમણે ઉપનિષદોને વિશેષે વધાવી લીધાં છે. એ ઉપનિષદોમાં ભક્તિની અલૌકિકતા અને જ્ઞાનનો મહિમા સ્થળે સ્થળે ગવાયો છે. અધિકારીની દૃષ્ટિએ, તેમાં જુદાં જુદાં મંતવ્યો રજૂ કરવામાં આવ્યાં છે. અમુક એકજ સિદ્ધાંત તેમાંથી પ્રાપ્ત નથી થતો, તેનું કારણ એજ છે. પરબ્રહ્મની એકતા અને અનન્યતાનાં વર્ણનો; તેમાં ઠેરઠેર કરવામાં આવ્યાં છે. તેજ પરબ્રહ્મમાંથી જીવ અને જગત અનેક રીતે પ્રગટ થાય છે, તેની રીતિ નીતિ તેમાં રહસ્ય સાથે સ્પષ્ટ કરવામાં આવી છે.

પરબ્રહ્મના રસસ્વરૂપની તેમાં દિવ્યતા વર્ણવાઇ છે. તે પોતે રમણ કરવાને માટે, આ જગતને સર્જે છે. તે એકલો રમણ કરતો નથી; આ ભાવ તેના રસનું ઉદ્દીપન કરે છે, કારણકે તે તો પોતે રસસ્વરૂપજ છે, આનંદઘન છે. તેના આનંદનો મહિમા કોઇ ગાઇ શકતું નથી. સર્વ પ્રકારના અન્ય આનંદો તેના આનંદની સીમા આગળ તુચ્છ છે. લાખો અને કરોડો ઈંદ્રોએ ભોગવેલ સ્વર્ગના આનંદો, તેના પરમ આનંદની એક માત્રાનેજ આધારે રહેલા છે. તે તો રસ સાગર છે. તે કૃપાનો ભંડાર છે. તેની કૃપા અસીમ ધારાથી, ગંગાની જેમ સર્વ જીવોપર વરસે છે. તેનીજ કૃપાથી જીવાત્મા તેનો મહિમા જાણી શકે છે. તેની કૃપા વિના તેને જાણવાનું અન્ય કોઇ સાધન નથી.

ઉપનિષદે આ રસસાગરના રસની લ્હાણી કરાવી છે. જગત સમક્ષ તેણે વિવિધ મધુર સામગ્રીઓ પીરસી છે. તેના રસનું પાન કરનાર ભક્તજનો અને યોગીવરો આનંદથી મસ્ત બને છે.

આ ઉપનિષદો પરમેશ્વરનો મહિમા ગાતાં થંભી જાય છે, કારણકે પરમેશ્વરનો મહિમા તો એની પણ પાર છે. તે તો સર્વ પ્રકારના વ્યાવહારિક ધર્મોથી પર છે, તેનો મહિમા અલૌકિક છે.

પરબ્રહ્મના રસસ્વરૂપનો આસ્વાદ લેવા ઇચ્છતા ભક્તજને તો આ ઉપનિષદોનોજ આશ્રય લેવો ઘટે છે.

આ ઉપનિષદોની સંખ્યા મોટી છે. તેમાં મુખ્યત્વે દશ[1] ઉપનિષદો છે, જે ઘણાં પ્રાચીન છે અને જેનો આધાર સર્વ આચાર્યોએ લીધો છે.

વેદો પછીનું બીજું પ્રમાણ છે: શ્રીમદ્ ભગવદ્-ગીતા. શ્રી કૃષ્ણે વેદવિચારોનું મંથન કરી, ઉપનિષદોનો સારભાગ દોહી, અર્જુનને જે નવનીત આપ્યું તે આ ગીતા, જે શ્રીમુખની પોતાની વાણી છે. ઉપનિષદોમાં જે વિચાર સરણિ વહેતી કરવામાં આવી છે, તેનું જ ગીતામાં સુંદર રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. અધિકારીનો ભેદ અહીં પણ વિચારવામાં આવ્યો છે. મતભેદ વિગ્રહ માટે નથી, પણ વિભિન્ન રુચિને પોષવાને માટે છે. ગમે તે માર્ગ હોય, પણ તે જો કલ્યાણ તરફ જનારો હોય, તો તેનો સ્વીકાર ગીતા પોતે કરે છે. શ્રી. કૃષ્ણ પોતે જણાવે છે કે 'મનુષ્ય સર્વ રીતે મારા માર્ગને અનુસરે છે અને જેઓ જે ભાવથી મને પ્રાપ્ત થાય છે, તેમના તે ભાવને હું દૃઢ કરું છું' ગીતામાં કહેલા બધા માર્ગો, શ્રી. કૃષ્ણની પરમભક્તિમાં વિલીન બની જાય છે. શ્રી. કૃષ્ણને શરણે જનાર ભક્તજન

---

૧ ઈશાવાસ્ય, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, ઐતરેય તૈત્તિરીય, બૃહદારણ્યક અને છાંદોગ્ય એ દશ ઉપનિષદો.

પોતાનાં પાપપુણ્ય વિસરી જાય છે.

તેના વ્યવહારનો ભાર પણ ભગવાન પોતાના શિરે ધારે છે. ભગવાનની પરમકૃપાનો તે અહોભાગી બને છે; તેમાં યોનિનો, વર્ણનો, ઉચનીચ કે જ્ઞાની અજ્ઞાનીનો ભેદ રહેતો નથી.

આવા ભક્તજને નિષ્કામ કર્મ અને નિશ્ચયાત્મક જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ભગવાનની પરમ કૃપા જાણુવાને આ બે સાધનો છે. ભગવાનનો મહિમા જાણુવાથીજ ભગવાનમાં પ્રેમ ઉત્પન્ન થાય છે.

શ્રી. વલ્લભાચાર્યે ગીતા પર કોઇ ભાષ્ય કે ટીકા લખી નથી; પરંતુ ગીતાના સિદ્ધાન્તોનું દોહન કરી, તેમણે તત્વદીપ નિબંધના શાસ્ત્રાર્થ પ્રકરણુની રચના કરી છે. તેમના મતે ગીતાનો 'શરણાગતિ' ભાવ સર્વોત્તમ છે. ગીતાનું ઉત્થાન 'હું આપનો શિષ્ય છું. હું આપને શરણે આવ્યો છું, મને આપ આજ્ઞા કરો' એ અર્જુનના વાક્યથી છે. ગીતાનો સાર "સર્વ ધર્મોનો ત્યાગ કરી,* મારે જ શરણે તું આવ. તું શોક કરીશ નહિ, હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ." એ શ્રી. કૃષ્ણના વાક્યમાં રહેલો છે. અર્જુન શ્રી. કૃષ્ણ પ્રતિ જે ભક્તિભાવ ધરાવે છે, તેમાં પિતા

---

*सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः॥

અને સખાનો વાત્સલ્યભાવ રહેલો છે, અર્જુન પર શ્રી. કૃષ્ણની અસીમ કૃપા છે. ભક્ત પોતાનાં સર્વ કર્મો ભગવાનને સોંપી દે અને ભક્ત તન્મય બની જાય, એ ભાવ આત્મનિવેદન કરનાર ભક્ત માટેનો છે. આ રીતે આત્મનિવેદન, શરણાગતિ અને ભગવાનનો અનુગ્રહ એ ત્રણે સિદ્ધાન્તો ગીતામાં સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યા છે. પરમેશ્વરનો મહિમા જાણનાર, અનન્યભક્તિ કરનાર ભકતની કોટિ ઉચી છે. ભક્તિયોગની ગણના જ્ઞાન કરતાં ચઢિયાતી છે. આ સર્વ સિદ્ધાન્તોને શ્રી. વલ્લભાચાર્યે પોતાના આધાર ભૂત માન્યા છે અને તેથી 'શ્રીકૃષ્ણની વાણી' ને જ પોતાના સિદ્ધાન્તો અનુસરે છે, તેણી તેમણે અનેક વાર સ્પષ્ટતા કરી છે.

ગીતા પછી ત્રીજા પ્રમાણ ગ્રંથ તરીકે વ્યાસસૂત્રોનું સ્થાન છે. આ વ્યાસસૂત્રોના રચયિતા બાદરાયણ વ્યાસ છે, જેમણે વેદોના વિભાગ કરી, તેની યોગ્ય સંકલના કરી છે અને જે વેદવ્યાસ તરીકે પ્રસિદ્ધ છે. શ્રી. વલ્લભાચાર્યજી વ્યાસ સૂત્રના રચયિતા અને ભાગવત પુરાણના કર્તા પરાશર વ્યાસ વચ્ચે ભેદ માનતા નથી અને એથીજ તેમણે બંને સ્થાને 'વ્યાસ' શબ્દનોજ નિર્દેશ કર્યો છે. આ વ્યાસસૂત્રો પરજ જુદા જુદા અનેક ભાષ્યોની રચના થઇ છે. શ્રી. વલ્લભાચાર્યે આજ સૂત્રોપર પોતાનું વિસ્તૃત ભાષ્ય રચ્યું છે અને તે

'અણુભાષ્ય' તરીકે પ્રસિદ્ધ છે. અણુભાષ્યને સમજવા માટે આ વ્યાસસૂત્રોની* વિગત જાણવી આવશ્યક છે.

આ વ્યાસ સૂત્રોના અર્થ સમજવા ભાષ્યકારોનો આશ્રય લેવો પડે છે. શ્રી. વલ્લભાચાર્યજીના મત પ્રમાણે સૂત્રોની સંખ્યા ૫૫૪ ની છે. તે સૂત્રો ચાર અધ્યાયમાં વહેંચાયાં છે; અને દરેક અધ્યાયને ચાર ચાર પાદ છે. તેમાં પ્રથમ અધ્યાયનું નામ 'સમન્વય' છે. એમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે, સર્વ પદાર્થોની સત્તા બ્રહ્મની અદ્વિતીય સત્તાને લીધેજ છે. બ્રહ્મની સત્તાજ તેમાં મુખ્ય છે. શ્રુતિનાં વાક્યોમાં; જે જુદાં જુદાં તત્વોનાં વર્ણનો છે, જે જુદા જુદા દેવોનો મહિમા ગાવામાં આવ્યો છે, તે સર્વ વર્ણનો અને મહિમા મુખ્યત્વે કરી પરબ્રહ્મનાજ મહિમાનું પ્રતિપાદન કરે છે. આ રીતે આ અધ્યાયમાં બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન અન તેને જગત તથા જીવાત્માઓ સાથેનો સંબંધ જણાવવામાં આવ્યો છે. તે

---

*વ્યાસસૂત્રો પર જે અનેક ભાષ્યો થયાં છે તેમાંના નીચેના પાંચ આચાર્યોનાં ભાષ્ય મુખ્ય ગણાય છે.

(૧) શ્રી. વલ્લભાચાર્યકૃત અણુભાષ્ય
(૨) શ્રી. શંકરાચાર્યપ્રણીત શારીરકભાષ્ય
(૩) શ્રી. રામાનુજાચાર્યકૃત શ્રીભાષ્ય
(૪) શ્રી. નિમ્બાર્કાચાર્યરચિત વેદાન્ત પારિજાત સૌરભ
(૫) શ્રી. માધ્વાચાર્યકૃત પૂર્ણપ્રજ્ઞાભાષ્ય

પરબ્રહ્મજ સર્વ પ્રકારના કાર્યોના કર્તા છે, એવું પહેલા અધ્યાયના પહેલા પાદમાં જણાવ્યું છે. અંતર્યામી તરીકે જે દેવનું વર્ણન કરવામાં આવ્યું છે, તે દેવ બીજો કોઇ નથી, પણ પરબ્રહ્મજ છે એ બીજા પાદનું તાત્પર્ય છે. શ્રુતિમાં ઉપાસના કરવાને માટે જે જુદા જુદા દેવોનાં પ્રતીકો ગણવામાં આવ્યાં છે, તેમાં પણ ઉપાસના કરવા લાયક એક પરબ્રહ્મજ છે, એવું ત્રીજા પાદનું તાત્પર્ય છે, તેવીજ રીતે શ્રુતિમાં જ્યાં જ્યાં જુદાં જુદાં વર્ણનો કરવામાં આવેલાં છે, તે બધાં વર્ણનો આ પર બ્રહ્મનાંજ છે, એ ચોથા પાદમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ટુંકમાં ઉપનિષદોમાં જુદાં જુદાં વાકયોનો જે ભેદ જોવામાં આવે છે, તે સર્વ ભેદોનો એક પરબ્રહ્મમાંજ ઉપસંહાર કરવામાં આવ્યો છે, માટે તે પ્રથમ અધ્યાયનું નામ 'સમન્વય' છે.

બીજા અધ્યાયનું નામ 'અવિરોધ' છે. જે વિચારકો પરમાત્માને સર્વસત્તાધીશ અને જગતનું કારણ નથી માનતા, તેમના વિચારો અહીં રજૂ કરવામાં આવ્યા છે અને યુક્તિસર તે મતોનું ખંડન કરી, પરમાત્માજ પોતે સર્વ સત્તાધીશ અને જગતનું અનાદિ કારણ છે; એ મતનું અહીં પ્રતિપાદન કરવામાં આવેલું છે. પ્રથમ અધ્યાયમાં જે સિદ્ધાન્ત બતાવવામાં આવ્યો છે. તેમાં કોઈ જાતનો વિરોધ નથી એ બતાવવાને આ ' અવિ-

રોધ' નામના બીજા અધ્યાયની રચના છે. તે સાથે આ અધ્યાયમાં જગત ઇશ્વરને આધીન છે અને તેનો આવિર્ભાવ અને તિરોભાવ આ ઇશ્વરમાંજ થાય છે, તે બાબતની પણ અહીં સ્પષ્ટતા કરવામાં આવી છે. અંતમાં જીવાત્માનું સ્વરૂપ, તેના ધર્મો, તેનાં કાર્યો, તેનો પરમાત્માની સાથે સંબંધ, એ વિષય પણ તેમાં બતાવવામાં આવ્યો છે.

બીજા અધ્યાયના પ્રથમ પાદમાં 'જે સ્મૃતિઓ શ્રુતિને ન અનુસરતી હોય તેને પ્રમાણ નહિ માનતાં, શ્રુતિનો આધાર રાખનાર સ્મૃતિનેજ પ્રમાણ માનવી' તે વિષયનું નિરૂપણ છે, બીજા પાદમાં સાંખ્ય, ન્યાય વગેરે આસ્તિક દર્શનો; તેમજ બૌદ્ધ વગેરે નાસ્તિક દર્શનોના સિદ્ધાન્તોનું ખંડન કરવામાં આવ્યું છે. આ પાદ તર્કપાદ તરીકે પ્રસિદ્ધ છે. ત્રીજા પાદમાં જીવાત્મા વિષે વિચાર કરવામાં આવે છે. તેને લગતાં શ્રુતિનાં વાકયોમાં જે વિરોધ જોવામાં આવે છે, તેનું તેમાં સમાધાન કરવામાં આવ્યું છે. ચોથા પાદમાં જીવાત્મા જે શરીરમાં રહે છે, તે શરીરમાં પ્રાણ વગેરે જે બીજાં તત્વો રહે છે, તેનો વિચાર કરવામાં આવ્યો છે.

ત્રીજો અધ્યાય 'સાધન' નામે ગણાય છે, તેમાં પરબ્રહ્મની પ્રાપ્તિ માટે, જીવાત્માએ પ્રાપ્ત કરવાં જોઇતાં સાધનો; તેમજ તેણે સ્વીકારવા જોઇતા માર્ગોનું દિગ્દર્શન

કરાવવામાં આવ્યું છે, તેમાં જીવાત્માની પુનર્જન્મ વગેરેની ગતિ તેમજ સાધનોના જુદા જુદા પ્રકારોનું વિવેચન કરવામાં આવ્યું છે.

તેના પ્રથમ પાદમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા જીવને કેવી જાતના જન્મ લેવાની જરૂર છે, તે બતાવ્યું છે, બીજા પાદમાં જીવાત્માએ મુક્તિ પ્રાપ્ત કરવા, કેવા પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ અને મુક્તિને માટે તેની યોગ્યતા છે કે નહિ; તે વિચાર રજૂ કરવામાં આવ્યો છે.

ત્રીજા પાદનું 'ગુણોપસંહાર' નામ છે. ભગવાનના જે વિવિધ ગુણોનું વર્ણન શ્રુતિમાં કરવામાં આવે છે, તે વિવિધ ગુણો પ્રમાણે ભગવાનના સ્વરૂપમાં ભેદ પડતો નથી, પરંતુ તે ગુણો એકજ સ્વરૂપનું વર્ણન કરે છે. જ્ઞાન માર્ગ અને ભક્તિ માર્ગમાં ભક્તિ માર્ગજ શ્રેષ્ઠ હોવાથી, ઉપાસના દ્વારાજ ઉપરોક્ત વિવિધ ગુણવાળા એક પરમાત્માની પ્રાપ્તિ થાય છે, તે તાત્પર્ય આ પાદમાં બતાવવામાં આવ્યું છે. અંતમાં જણાવ્યું છે કે; 'જેની જે સ્વરૂપમાં રુચિ હોય તેની તેણે ઉપાસના કરવી, પણ તે ઉપાસના એક રૂપની હોવી જોઇએ. દરેક ઉપાસનાનું પ્રયોજન તેના ઉપાસ્ય દેવનું દર્શન થાય એ હોય છે, માટે દર્શન એજ ઉપાસનાનું ફળ છે.

ચોથા પાદમાં પરબ્રહ્મની પ્રાપ્તિ માટે; કર્મ વગેરે સાધનોનો વિચાર કરવામાં આવ્યો છે, તેમાં કર્મ અને

જ્ઞાનને પરબ્રહ્મની પ્રાપ્તિનાં સાધન ગણવામાં આવ્યાં છે, પરંતુ ભક્તિજ સર્વોત્તમ છે, એ રીતે આ પાદમાં ભકિતનો મહિમા ગાવામાં આવ્યો છે. આ પાદમાં શમદમાદિ સાધનો અને વર્ણાશ્રમનો વિચાર પણ કરવામાં આવેલો છે.

ચોથા અધ્યાયનું નામ 'ફળ' છે. પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરનાર ભક્તજન તેના નિત્ય આનંદમાં નિમગ્ન બને છે અને તેમાંથી તેને કોઇ કાળે પાછું ફરવું પડતું નથી, એ રીતે પરબ્રહ્મની ઉપાસનાના ફળનું નિરૂપણ; આ અધ્યાયમાં કરવામાં આવ્યું છે.

તેના પ્રથમ પાદમાં જુદાં જુદાં સાધનો દ્વારા પ્રાપ્ત થતા ફળનો વિચાર કર્યો છે અને ભક્ત અલૌકિક દેહ ધારણ કરી, પરબ્રહ્મની ભક્તિનો અનુભવ કરે છે, એ બતાવવામાં આવ્યું છે.

બીજા પાદમાં ઉપનિષદમાં વર્ણવામાં આવેલા બે માર્ગો: દેવયાન અને પિતૃયાણનો નિર્દેશ કરી, ભક્તની ઇંદ્રિયો વગેરે પરમાત્મામાં સીધી રીતે લય પામે છે, તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

ત્રીજા પાદમાં ક્રમ પ્રમાણે કેવી રીતે મુક્તિ થાય છે, તે બધા માર્ગોનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે અને ચોથા પાદમાં જ્ઞાનીની પરિસ્થિતિ તેમજ ભક્તજનની પરિ-સ્થિતિનો વિચાર કરી, ભક્ત પરમાત્માની નિત્ય લીલામાં પ્રવેશ કરે છે, તે વિષયનો નિર્દેશ કરવામાં આવેલ છે.

વ્યાસ સૂત્રોના ચાર અધ્યાયોનો આ રીતે વિચાર કરતાં; તેના પ્રથમ અધ્યાયમાં પરબ્રહ્મ પરમાત્માનું લક્ષણુ કરવામાં આવ્યું છે. તે લક્ષણુ કરતાં ઉપસ્થિત થતા દોષોના વિરોધને શમાવવા બીજો અધ્યાય છે. પરબ્રહ્મનું લક્ષણુ કર્યાં બાદ, તેને પ્રાપ્ત કરવા માટે અનેક પ્રકારનાં સાધનો બતાવવાને ત્રીજો અધ્યાય છે અને એ પરબ્રહ્મને પ્રાપ્ત કરવાનું પ્રયોજન જાણુવાને ચોથા અધ્યાયની રચના છે.

આ વ્યાસ સૂત્રોમાં આવેલા વિષયોને જુદા જુદા વિભાગમાં ગોઠવવામાં આવેલા છે. તે રચનાને અધિકરણો કહે છે. શ્રી વલ્લભાચાર્યજીના મત પ્રમાણે આવાં અધિકરણોની સંખ્યા ૧૬૦ ની છે.

શ્રી. વલ્લભાચાર્યજીએ ચોથા પ્રમાણુ તરીકે, શ્રી. ભાગવતને માન્ય કર્યું છે. શ્રી. વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનું ઉંડું રહસ્ય જોતાં, તેમની પર ભાગવતની ઉત્તમ છાપ છે, તેનો ખ્યાલ આપોઆપ આવે તેમ છે. આ ભાગવત પુરાણુમાં બાર સ્કંધ છે. તેમાં દશમ સ્કંધ સૌથી મોટો છે. ભગવાન નારાયણે બ્રહ્માને જે તત્ત્વનો ઉપદેશ આપ્યો હતો, તે બ્રહ્માએ નારદને જણાવ્યો હતો. નારદ મુનિએ તે તત્વનો ઉપદેશ, વેદવ્યાસને આપ્યો હતો. વ્યાસ ભગવાને નારાયણુની પ્રેરણાથી, શ્રી. ભાગવત સંહિતાની રચના કરી છે. તે સંહિતા રચી, તેમણે

પોતાના પુત્ર શુકમુનિને ભણાવી હતી. શુકમુનિ ફરતા ફરતા પરીક્ષિતની રાજસભામાં જઇ પહોંચે છે. પરીક્ષિત તેમનો સારી રીતે આદરસત્કાર કરે છે અને તેમને 'થોડા સમયમાં કલ્યાણમાર્ગ કેવી રીતે પ્રાપ્ત થાય' તે પ્રશ્ન પૂછે છે. શુકમુનિ તેમના પ્રશ્નના ઉત્તરમાં, ભાગવત સંહિતાનો મહિમા ગાય છે અને તે રાજા તેમજ અનેક મુનિઓ સમક્ષ, તે શુકમુનિ સાત દિવસ સુધી ભાગવતની કથા કહે છે. પરીક્ષિતને ઋષિકુમારના શાપથી કાલીય નાગ ડસે છે, પરંતુ ભાગવત સાંભળવાથી, તેમની મુક્તિ થાય છે. ભાગવતનું રહસ્ય જોતાં, તેમાં ભગવાનનો મહિમા ગાવામાં આવેલો છે. ભાગવત શ્રીકૃષ્ણ ભગવાનને સર્વ અવતારોમાં શ્રેષ્ઠ માને છે અને તેમનાજ ગુણગાનો ગાતાં, બીજા અવતારોનો મહિમા પણ ભાગવતમાં ગાવામાં આવે છે.

ભાગવતના આરંભમાં વ્યાસ ભગવાન મંગલાચરણ રચી, જણાવે છે કે 'શ્રી. ભાગવત વેદરૂપી કલ્પવૃક્ષનું મહાન ફળ છે, તે અમૃત રસ શુકમુનિ દ્વારા પ્રગટ થાય છે, તેવા ઉત્તમ રસનું પાન ભાગવત રસિકોએ કરવું જોઇએ', એ કથનનો ભાવ એ છે કે 'વેદોમાં જે જ્ઞાનનું વર્ણન છે, તે જ્ઞાન સર્વ લોકો સમજી શકતા નથી, માટે તે જ્ઞાનનું રહસ્ય સમજાવવા કથાઓ, પ્રવચનો અને વિવેચનની જરૂર છે, તે સર્વ આ ભાગવતમાં

આપવામાં આવેલું છે, તેથી ભાગવત વાંચનારને વેદોનું રહસ્ય સમજાશે. ભાગવતના કેટલાક શ્લોકો એવા છે, જેમાં વેદોના મંત્રો અને ઉપનિષદના શ્લોકો ઉતારવામાં આવે છે, પરંતુ તે એટલા તો સ્પષ્ટ હોય છે કે, તેનું રહસ્ય તરતજ સમજાય છે. શ્રી ભાગવત આવા પ્રકારનું હોવા છતાં, તેની શૈલી કઠિન છે. વિદ્વાનોની પરીક્ષા કરવા ભાગવત કસોટી તરીકે અંકાય છે. તેમાં જે સ્તુતિ વિભાગો છે, તેનાં રહસ્યો ઘણાં ઉંડાં અને ગંભીર છે, માટેજ શ્રી. વલ્લભાચાર્યજી, શ્રી. ભાગવતને પરાશર વ્યાસ ભગવાનની સમાધિભાષા કહે છે. સર્વ પુરાણોની રચના કરતાં પણ; જ્યારે વ્યાસ ભગવાનને શાંતિ પ્રાપ્ત ન થઇ, ત્યારે તેમણે હૃદયમાં ભક્તિભાવ ધારણ કરી, આ ભાગવતની રચના કરી, તેથી તેમના હૃદયમાં ઉત્તમ ભક્તિભાવ પ્રગટ થયો અને તેમના ચિત્તની શાંતિ થઇ.

શ્રી. વલ્લભાચાર્યજીના મતે આ રીતે પ્રમાણ ગ્રંથો તરીકે, વેદો, ગીતા, વ્યાસ સૂત્રો અને ભાગવત એ ચાર પ્રસ્થાનનો સમાવેશ થાય છે, તે ઉપરાંત તેમણે જણાવ્યું છે કે 'જેના તાત્પર્યમાં કોઇ જાતનો વાંધો ન આવતો હોય; તેવાં સ્મૃતિ, પુરાણો વગેરેનાં વચનો પણ પ્રમાણ તરીકે ગણવાં'. બીજા આચાર્યોની જેમ, શ્રી. વલ્લભાચાર્યજીએ પણ શબ્દ પ્રમાણનેજ મુખ્ય પ્રમાણ ગણ્યું છે અને તે વિના તેમના મતે અન્ય કોઇ પ્રમાણ નથી.

૪

# પરમાત્માનું સ્વરૂપ

**સચ્ચિદાનંદ સ્વરૂપઃ—**

શ્રી. વલ્લભાચાર્યજીના મતે શ્રી. કૃષ્ણ એજ પરબ્રહ્મ પરમાત્મા છે. તેજ શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. તે સત્તા સ્વરૂપ છે એટલે કે તે સર્વ વ્યાપક છે, સર્વ દેશમાં તેની સત્તા એકજ સ્વરૂપે રહેલી છે. તેનીજ સત્તાથી અન્ય સર્વ પદાર્થોની પણ સત્તા રહેલી છે. તે ચિત્ ચૈતન્ય સ્વરૂપ છે, એટલે કે તે સર્વજ્ઞ છે, સર્વ પ્રકાશમય છે. તે પરમેશ્વરનું જ્ઞાન કોઇ કાળે બાધ પામતું નથી; કારણકે તે પોતેજ જ્ઞાન સ્વરૂપ છે. પ્રકાશ આપવો એ જ્ઞાનનો ધર્મ છે. અંધકાર એ અજ્ઞાનનો ધર્મ છે. આ સ્વરૂપમાં અજ્ઞાન કે અંધકાર કોઇ પણ કાળે સંભવી

શકે નહિ; માટેજ તે ચૈતન્ય સ્વરૂપ કહેવાય છે; તેવીજ રીતે તે પરમાત્મા આનંદ સ્વરૂપ છે; તે પરમાત્માની એવી કોઇ અવસ્થા નથી, જે અવસ્થામાં તેના આનંદની હાનિ થાય; આનંદની કોઇ રીતની હાનિ તેમાં સંભવતી નથી. તે આનંદ સર્વ અવસ્થામાં સરખી રીતેજ રહે છે, તેના આનંદમાં કોઇ રીતની વધઘટ થતી નથી. શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તેનું તાત્પર્ય આ રીતે વ્યક્ત થાય છે. તે શ્રીકૃષ્ણ સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ અવસ્થામાં સચ્ચિદાનંદ સ્વરૂપજ રહે છે.

**સર્વ ધર્મોનો આશ્રય બ્રહ્મ:—**

તે પરમાત્મામાં સર્વ પ્રકારના ધર્મો રહેલા છે, સર્વ પ્રકારના ધર્મોને ધારણ કરનાર તે પરમાત્મા પોતે ધર્મી કહેવાય છે. સર્વ ધર્મોનો તે આશ્રય છે, આધાર છે. સત્ય, પવિત્રતા, દયા, તપ, પુણ્ય વગેરે સર્વોત્તમ ગુણોનો તે આધાર છે. તે પોતે સર્વ પ્રકારે શુદ્ધ છે, તેનામાં સર્વ પ્રકારનો બોધ રહેલો છે, તે પરબ્રહ્મ સર્વ ધર્મોથી રહિત છે, તે પક્ષ બરોબર નથી; કારણકે તે પરમાત્માનો બોધ, તેના સર્વ ધર્મોદ્વારાજ થાય છે; એટલે જો તેને સર્વ ધર્મોથી રહિત માનવામાં આવે; તો તે પરમાત્માનું જ્ઞાન થઇ શકશે નહિ.

તે પરમાત્મામાં અમુકજ ધર્મો રહેલા છે, તે પક્ષ પણ બરોબર નથી; કારણકે તે પરમાત્માની મર્યાદા કોઇ

રીતે આંકી શકાય તેમ નથી. તે આત્મા સર્વ પ્રકારની ગણનાથી, માપથી પર છે, માટે તે પરમાત્મામાં અસંખ્ય ધર્મો રહેલા છે, તે ધર્મોની ગણના થઇ શકે તેમ નથી. એવો કોઇ ધર્મ નથી, જે ધર્મ તે પરમાત્મામાં રહેતો ન હોય.

અવ્યય, સર્વ શક્તિમાન, સર્વતંત્ર સ્વતંત્ર, સર્વજ્ઞ, વ્યાપક વગેરે તે સચ્ચિદાનંદ પરમાત્માના મુખ્ય ધર્મો છે.

**પરમાત્મામાં રહેલા વિરુદ્ધ ધર્મો:—**

તે પરમાત્મામાં જે સર્વ પ્રકારના ધર્મો કહેવામાં આવ્યા, તે સર્વ પ્રકારના ધર્મો પરસ્પર વિરુદ્ધ હોવા છતાં, પરમાત્મામાં તે ધર્મો એકી સાથે રહી શકે છે. તેમાં સર્વ પ્રકારના વિરુદ્ધ ધર્મો રહેવા, તે તેની પોતાની વિચિત્રતા છે.

તે પરમાત્મા પોતે નિરાકાર હોવા છતાં, પોતાની ઇચ્છાથી જુદા જુદા અનેક આકારોને તે ધારણ કરી શકે છે. તે પરમાત્મા સદા એક સ્વરૂપ અને જન્મથી રહિત હોવા છતાં, તે અનેક પ્રકારના જન્મો પ્રગટ કરતા હોય, તેવું પ્રતીત થાય છે. સર્વ રીતે પ્રગટ થવાની શક્તિ તેનામાં રહેલી છે અને તે છતાં તે અવ્યય છે, અવિ-નાશી છે. તે સર્વતંત્ર સ્વતંત્ર હોવા છતાં, પોતાના ભક્તને આધીન બને છે. તે પોતે આત્મારામ અને આપ્ત કામ હોવા છતાં, અનેક પ્રકારની ઇચ્છાઓ કરે છે.

ક્રીડા કરવાને માટે પ્રાણિમાત્રોનો તેમજ ભક્તજનોનો તે આશ્રય લે છે. તેનો આનંદ અનુભવ ગમ્ય નથી, તો પણ ભક્તજનો તેના આનંદનો અનુભવ કરી શકે છે. આ સર્વ ભૂતોને તે પોતાના હૃદયમાં ધારણ કરી, તે ભૂતોનો અંતર્યામી બની, તેમના હૃદયમાં તે વાસ કરે છે. તે સૌથી મહાન છે, પરંતુ તે અણુથી પણ સૂક્ષ્મ પરમાણુ સ્વરૂપ છે.

વેદોમાં, પુરાણોમાં અને દર્શનોમાં પરમાત્માના આ વિરુદ્ધ ધર્મનો મહિમા અનેક રીતે ગાવામાં આવેલો છે. તે મહિમા તે પરમાત્માના અગાધ જ્ઞાન, બળ અને ક્રિયાને બતાવનારો છે. પરસ્પર વિરુદ્ધ ધર્મોનું એક સ્થાને રહેવું અને તે સર્વ ધર્મોનો એકજ સ્વરૂપમાં સમન્વય સધાવવો; તેજ પરમાત્માની અલૌકિકતા છે.

## પ્રાકૃત ધર્મથી રહિત પરમાત્મા:—

પરમાત્મા પોતે નિરાકાર, નિર્વિશેષ, નિર્ગુણ અને નિર્ધર્મક છે; એવાં વર્ણનો શ્રુતિમાં આવે છે. તેનો એવો અર્થ સમજાય છે કે; તે પરમાત્મામાં કોઇ જાતના ધર્મો, આકારો, ગુણો કે વિશેષતાઓ વગેરે હોતું નથી. શ્રી વલ્લભાચાર્યજી પોતે સ્પષ્ટ રીતે જણાવે છે, કે પરમાત્મામાં ધર્મો નથી, તેનો અર્થ એ છે, કે અવિદ્યા મૂલક પ્રકૃતિથી, જે વિકારી ધર્મો ઉત્પન્ન થયા છે અને જે વિકારી ધર્મો, જીવોમાં તેમજ સંસારના પદાર્થોમાં જોવામાં

આવે છે, તેવા કોઇ વિકારી ધર્મો આ પરમાત્મામાં વાસ કરી શકતા નથી. તે વિકારી ધર્મો પ્રકૃતિથી ઉત્પન્ન થયા છે અને તે પ્રાકૃત ધર્મો છે. પરમાત્મામાં આવા ધર્મો નહિ હોવાથી, શ્રુતિ તેને નિર્ગુણ અને નિરાકાર, તેમજ સર્વ ધર્મથી રહિત કહે છે; પરંતુ જે ધર્મો વિકારી નથી, પ્રકૃતિથી ઉત્પન્ન થયા નથી, તેવા સર્વ અલૌકિક ધર્મો તો આ પરમાત્મામાં હોય છે જ, જો તેને સર્વ ધર્મો અને સર્વ ગુણોથી રહિત ગણવામાં આવે; તો તેની સત્તા શૂન્ય બની જાય અને કોઇ રીતે તેની ઉપાસના સંભવે નહિ, માટે તે પરમાત્મામાં સર્વ પ્રકારના અલૌકિક ગુણો વાસ કરે છે. તેનામાં જે ધર્મો છે, તે લોક વ્યવહારથી પર છે.

## સર્વના કર્તા, ભોક્તા અને હર્તા:—

પ્રલય દશામાં આ પરમાત્માજ કેવળ અવશેષ રહે છે. સર્વ પ્રકારના પદાર્થોનો તેમાં લય થાય છે. આ પરમાત્મા જ પોતાની લીલા શમાવી, પ્રલયકાળના અનંત સાગરમાં આરામ કરે છે, તેને જ્યારે ફરીથી ઇચ્છા પ્રગટ થાય છે, ત્યારે તે પ્રલય દશાને દૂર કરી, સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. તેજ પરમાત્માના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે અને તે બ્રહ્મા દ્વારા પરમાત્માની ઇચ્છાથી, અનેક પ્રકારની સૃષ્ટિઓ ઉત્પન્ન થાય છે. આ સર્વ લોકોને ઉત્પન્ન કરનાર તે પરમાત્મા જ છે.

સર્વ લોકનું તે આદિ કારણ છે. સર્વ પ્રકારનાં પ્રાણિ-માત્રો તેનાથી જ પ્રગટ થાય છે અને ફરીથી તેનામાં વિલીન બની જાય છે.

તે પરમાત્માને જ્યારે રમણ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે તે આ જગતને પ્રગટ કરે છે. આ જગતને પ્રગટ કરી, તે જગતની સાથે રમણ કરે છે. તેણે પોતાના ખેલ કરવાને માટે જ, આ સૃષ્ટિને ઉત્પન્ન કરી છે. સૃષ્ટિમાં જે અનેક પ્રકારના ચિત્રવિચિત્ર પદાર્થો દેખાય છે, તે તેણે આનંદ મેળવવાને માટે જ બનાવ્યા છે. કોઇને માટે તેણે આ જગત સર્જ્યું નથી. જે પરમાત્મા આ જગતનો કર્તા છે, તેજ પરમાત્મા આ જગતનો ભોક્તા પણ છે.

આ પ્રકારની લીલા કરવાને માટે તેને કોઇ પ્રકારનાં સાધનોની જરૂર પડતી નથી. પોતાની માયાનો પણ તેને આશ્રય લેવો પડતો નથી. આ સર્વ પ્રકારના પદાર્થો ભોગવવા, આ જગતની સાથે લીલા કરવા, તેને દેહ, ઇન્દ્રિય વગેરે સાધનોની પણ જરૂર પડતી નથી. તે નિરપેક્ષ છે, સ્વતંત્ર છે અને કોઇ જાતના આધાર વિનાજ, જેવી રીતે આ જગતને પ્રગટ કરે છે, તેવી જ રીતે તે જગતને તે પોતાનું ભોગ્ય બનાવે છે.

તે પરમાત્મા જ્યાં સુધી ઇચ્છા કરે; ત્યાં સુધી આ જગત પોતાની સ્થિતિ ધારણ કરે છે. આ જગતની

સ્થિતિનો આધાર સ્થંભ પણ તે પરમાત્મા જ છે. આ જગતના એકે એક અણુનો આધાર તે પરમાત્મા જ છે. પરમાત્માના આધાર વિના કોઇ પદાર્થ ટકી શકતો નથી.

તે પરમાત્મા જ્યારે પોતાની ઇચ્છાને રોકી દે, ત્યારે આ જગત ધીરે ધીરે પ્રલય દશામાં ચાલ્યું જાય છે. તેજ પરમાત્મા પોતે આ જગતનો સંહાર કરે છે. આ જગતને પોતાના સ્વરૂપમાં શમાવવું અને તેને પ્રગટ કરવું; એ બંને તેની પોતાની ઇચ્છાને આધીન છે. તેને જ્યારે રમણ કરવાની ઇચ્છા થાય, ત્યારે તેનામાંથી જ આ જગત પ્રગટ થાય છે, તે જગતની સાથે તે પોતે રમણ કરે છે અને રમણની ઇચ્છા જ્યારે શમી જાય ત્યારે આ જગતનો આપોઆપ પ્રલય થઇ જાય છે.

આ રીતે સર્વ જગતનો પ્રભવ અને પ્રલય કરનાર; તેમજ તે જગતને ભોગવનાર પરમાત્મા પોતે જ છે. એક પરમાત્મા પોતે જગતને ઉત્પન્ન કરે છે, બીજો તેને ભોગવે છે, અને ત્રીજો તેનો સંહાર કરે છે, તેવી કોઇ બાબત નથી.

બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ તેજ પરમાત્માનાં સ્વરૂપો છે અને તેમના હૃદયમાં તે પરમાત્મા સ્થાન કરી, તે ત્રણ દેવો દ્વારા પોતે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરાવે છે.

## પરમાત્મામાં વિષમતા અને કઠોરતા દોષનો અસંભવ:—

જેવી રીતે પરમાત્મા જગતના સર્વ પદાર્થોને ઉત્પન્ન કરે છે, તેવીજ રીતે તે પરમાત્મા સર્વ પ્રકારનાં પ્રાણીઓને પણ ઉત્પન્ન કરે છે. જેવી રીતે જગતના પદાર્થોમાં અનેક પ્રકારની વિચિત્રતા જોવામાં આવે છે, તેવી જ રીતે પ્રાણીઓમાં પણ અનેક પ્રકારની વિચિત્રતા જોવામાં આવે છે. કેટલાંક પ્રાણીઓ જન્મથી જ નિર્બળ હોય છે અને તેઓ બીજાનાં ભોગ બને છે, તેમજ કેટલાંક જન્મથી જ મહા શક્તિશાળી હોય છે અને તેઓ બીજાં પ્રાણીઓ પર ત્રાસ વર્તાવે છે. કેટલાંક જન્મથી જ ઉત્તમ કોટિમાં હોય છે, તો કેટલાંક એકદમ અધમ કોટિનાં હોય છે.

જો આ સૃષ્ટિ અને તેનાં પ્રાણીઓ, એક પરમાત્માથી જ ઉત્પન્ન થયાં છે, તો સૃષ્ટિમાં આવા પ્રકારની વિષમતા જોવામાં કેમ આવે છે? પરમાત્મા પોતે તો એક છે, તેમાંથી જે પ્રાણીની સૃષ્ટિ ઉત્પન્ન થાય, તે પણ એક પ્રકારની અને સર્વોત્તમ હોવી જોઇએ. પરમાત્માની કૃતિમાં આવા પ્રકારની ખામીઓ હોય તે સંભવતું નથી; કારણકે પરમાત્મા જો પોતે સર્વ પ્રકારના ગુણોથી સંપૂર્ણ છે, તો તેની કૃતિ પણ સર્વોત્તમ હોવી જોઇએ. પરંતુ સૃષ્ટિમાં તો આ પ્રકારની વિષમતા જોવામાં

આવે છે. જો પરમાત્મા આવા પ્રકારની વિષમ સૃષ્ટિ પ્રગટ કરનાર હોય, તો તે પરમાત્મા પક્ષપાતી છે અને તે દયા વિનાનો છે; એમ મણાય કારણકે તેણે જ દેવોને ઉત્પન્ન કરી, તેમને સર્વ પ્રકારના ભોગો ભોગવવાને આપ્યા અને તેણે જ જડ સૃષ્ટિ ઉત્પન્ન કરી, સર્વ પ્રકારના વિકારો તેમાં ઉત્પન્ન કર્યાં.

આ પ્રશ્નની વિચારણા આર્ય તત્વચિંતકોએ જુદી જુદી રીતે કરી છે. આ તત્વચિંતકોનો મોટો ભાગ માને છે કે 'પ્રાણીઓમાં જે ઉચ્ચ નીચ ભાવ અને વિષમતા જોવામાં આવે છે, તે સર્વ પ્રાણીઓના કર્મનું ફળ છે. પ્રાણીઓએ પોતાના પૂર્વજન્મમાં જેવાં કર્મો કર્યાં હોય, તે કર્મોના ફળને જોઇને, પરમાત્મા તેમને ઉત્તમ, મધ્યમ કે અધમ પ્રકારના જન્મો આપે છે. પરમાત્મા પોતે આ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે, પરંતુ તે પ્રાણીઓને ઉત્પન્ન કરતી સમયે; તે પ્રાણીઓએ કરેલાં કર્મોની તે ગણના કરે છે. એટલે જે ઉચ્ચ નીચ જન્મો થવામાં કારણ છે, તે તો તે પ્રાણીઓનાં કર્મો જ છે. પરમાત્માને તેની સાથે કંઇ સંબંધ નથી. જો પ્રાણીઓ સારાં કર્મો કરે, તો તેમને દેવો જેવી ઉત્તમ યોનિમાં જન્મ મળે અને જો તેઓ અધમ કર્મ કરે; તો તેમને જડ યોનિમાં પણ જન્મ લેવો પડે.

શ્રી વલ્લભાચાર્યજી આ મતનો સ્વીકાર કરતા નથી.

તેઓ જણાવે છે કે 'આ જે વિવિધ પ્રકારની સૃષ્ટિ જોવામાં આવે છે, તે સૃષ્ટિ પરમાત્માની જ છે. તે આત્મસૃષ્ટિ છે. તે સૃષ્ટિ અને સૃષ્ટિનાં પ્રાણીઓ બીજું કાંઇ જ નથી, પરંતુ તે પરમાત્માનાં અનેક પ્રકારનાં સ્વરૂપો જ છે. તે અનેક પ્રકારનાં સ્વરૂપો રચે છે અને તે રચીને, પોતે તે સર્વ સ્વરૂપો સાથે રમણ કરે છે. તેણે જે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે, તે પોતાના રમણ કરવાના હેતુથી જ કરેલી છે. પોતાના ભોગને માટે તેણે જે સૃષ્ટિ ઉત્પન્ન કરી હોય, તે સૃષ્ટિ અનેક પ્રકારની હોય; તોજ પોતે તેની સાથે લીલા કરી શકે. જો તે સૃષ્ટિ એકજ સ્વરૂપે હોય તો પછી, તેની સાથે રમણ કરવાનું જ કયાં રહ્યું ? એ અજબ જાદૂગરના આ તો અનેક પ્રકારના ખેલ છે. સૃષ્ટિનાં પ્રાણીઓ તો તેના આગળ સોગટા જેવાં જ છે. જે સોગટાને પોતે સારુ માને છે, તેને દેવયોનિ સુધી લઇ જાય છે અને જેને અધમ માને છે, તેને ચંડાળ યોનિમાં પણ પ્રગટ કરે છે.

તેની દષ્ટિમાં તો દેવયોનિ કે ચંડાળયોનિ બંનેમાં કંઇ ભેદ છે જ નહિ. જે ઉચ્ચ નીચ ભાવ છે, તે તો જીવાત્માઓના મનનો ભાવ છે. તે પરમાત્મા પોતે કોપ કરી, કોઇ પ્રાણીને અધમ યોનિમાં નાખે છે; તે પણ તેની કૃપા જ છે. શત્રુઓ પર પરમાત્મા જે કોપ કરે છે, તે કોપ શત્રુઓના અનુગ્રહને માટે જ છે, તેવી જ

રીતે ભક્તજનને તે જે અનુકૂળતાઓ આપે છે, તે પણ તેની પર અનુગ્રહ હોવાથી જ બને છે.

આ રીતે તે પરમાત્મા આત્મારામ હોવાથી, પોતાનીજ આત્મસૃષ્ટિ રચી, તેની સાથે અનેક પ્રકારની લીલાઓ કરે છે અને તે લીલામાં સહાય કરતા અનેક જીવાત્માઓને તે જુદા જુદા પ્રકારની બુદ્ધિ આપી, તેમને સારાં કે નરસાં કર્મો કરવાની પ્રેરણા કરે છે, અને નીતિ નિયમનો લોપ ન થાય તે હેતુથી; પોતે જાણે તે કર્મોને અનુસરતા હોય; તે રીતે જીવોને જન્મ વગેરે આપ્યા કરે છે; પરંતુ જે જીવોપર તેની અસીમ કૃપા થાય છે, તે જીવોનાં કર્મો આપોઆપ વિલીન થઇ જાય છે અને તે પરમાત્મા તેને પોતાનો ગણી, પોતાના સર્વોત્તમ ગુણનો મહિમા તેઓને ચખાડે છે.

**ક્ષર, અક્ષર અને પુરુષોત્તમ:—**

પરબ્રહ્મ પરમાત્માનાં ત્રણ સ્વરૂપો છે. આધ્યાત્મિક આધિદૈવિક અને આધિભૌતિક સ્વરૂપો. આ ત્રણેનો અર્થ સમજવા જેવો છે. આધિભૌતિકમાં અધિભૂત શબ્દ છે, તેનો અર્થ થાય છેઃ પાંચ મહાભૂતોનો વિષય, જે તે પાંચમહાભૂતોના વિષય સાથે સંબંધ ધરાવે તે આધિભૌતિક કહેવાય છે. જગતનાં સર્વ તત્વો પાંચ મહાભૂતોને અનુસરીને રહેલાં છે, માટે જગતનો પાંચમહાભૂતો તરીકે પણ વ્યવહાર થાય છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને

આકાશ એ પાંચ મહાભૂતો છે. તે મહાભૂતોની પાંચ તન્માત્રાઓ છે, તેમ જ ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ પાંચ મહાભૂતોના વિષયો છે. એ પંદર તત્વો; તથા દરેક દેહમાં રહેલ દશ ઈંદ્રિયો તેમજ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર એક જ અંતઃકરણના પ્રકારો, એ બધું મળીને જે છવ્વીસ તત્વો થાય; તેનો જગત શબ્દથી વ્યવહાર થાય છે. તે જગતને ગીતાના તેરમા અધ્યાયમાં ક્ષર એટલે કે વિનાશી ઓળખાવ્યું છે. શ્રી. વલ્લભાચાર્યજીના મતે આ ક્ષર જગત ઇશ્વરનું આધિભૌતિક સ્વરૂપ છે; ઇશ્વર પોતે પાંચમહાભૂતો અને તેનાં સંબંધી તત્વોને પોતાનો વિષય માની, તેની સાથે સંબંધ ધરાવે છે, માટે જગત ઇશ્વરનું આધિભૌતિક સ્વરૂપ છે.

તેવીજ રીતે અક્ષર ઇશ્વરનું આધ્યાત્મિક સ્વરૂપ છે. આધ્યાત્મિકમાં અધ્યાત્મ શબ્દ છે, તેનો અર્થ થાય છે આત્માનો વિષય, જે દરેક આત્માના વિષય સાથે સંબંધ ધરાવે, તે આધ્યાત્મિક કહેવાય. ઇશ્વર પોતે સૃષ્ટિના આરંભમાં સર્વ જીવોને પ્રગટ કરી, તેમાં પોતે અંતર્યામી બનીને પ્રવેશ કરે છે. તે અંતર્યામી જીવાત્માઓની સાથે એકતા ધરાવે છે, માટે તે પરમેશ્વરનું આધ્યાત્મિક સ્વરૂપ ગણાય છે.

શ્રી. વલ્લભાચાર્યજીના મતે અક્ષર એ પરમેશ્વરનું ધામ

પણ ગણવામાં આવેલું છે, તે અક્ષર ધામમાં પરમાત્મા પોતે વાસ કરે છે. જ્ઞાનીઓનું અક્ષરધામ અને ભક્તોનું અક્ષરધામ જુદા પ્રકારનું છે. જ્ઞાનીઓ પોતાના જ્ઞાનબળથી અક્ષરધામને જાણી શકે છે; પરંતુ ભક્તજનો ભગવાનની કૃપાથી તે અક્ષર ધામનો સાક્ષાત અનુભવ કરે છે.

આ પરમેશ્વરનું આધ્યાત્મિક અક્ષર સ્વરૂપનું વર્ણન શ્રી. વલ્લભાચાર્યે આ રીતે પણ કર્યું છે. તેઓ જણાવે છે, કે સૃષ્ટિના આરંભમાં પરમેશ્વરને સૃષ્ટિ રચવાની કામના થઇ. કામના થવી તે આનંદની ઉણપ બતાવે છે, તેવી કામના થવાથી ઈશ્વર અક્ષર સ્વરૂપે પરિણમ્યા. પરમેશ્વર સાક્ષાત્ અગણિતાનંદ છે, પરંતુ આ અક્ષર સ્વરૂપ ગણિતાનંદ થયું. પરમેશ્વરમાં તથા આ અક્ષર સ્વરૂપમાં બીજા સર્વ પ્રકારના ગુણો સરખાજ છે, પરંતુ આનંદની બાબતમાંજ બંનેમાં ફેર છે, એટલે અક્ષર સ્વરૂપની કોટિ, ક્ષરસ્વરૂપ જગતથી ઉત્તમ, તથા પરમાત્માથી એક અંશે ઉણપવાળી ગણવામાં આવેલી છે.

પરમાત્માનું ત્રીજું સ્વરૂપ છે, આધિદૈવિક, તેમાં અધિદૈવ શબ્દ છે, તેનો અર્થ છે, દેવનો વિષય, જે દેવના વિષય સાથે સંબંધ ધરાવે તે આધિદૈવિક. પરમાત્મા પોતે આધિદૈવિક છે, કારણકે તે પરમાત્માની એક દેવ તરીકેઃ ઇષ્ટદેવ તરીકે ભક્તિ, ઉપાસના વગેરે

થઈ શકે છે. તે આધિદૈવિક સ્વરૂપ પરમાત્માનું પોતાનું છે. તેને ગીતામાં પુરુષોત્તમ સ્વરૂપ ગણવામાં આવ્યું છે. તે ભકતજનોને આરાધ્ય સર્વોત્તમ સ્વરૂપ છે. તે સ્વરૂપ પૂર્ણ આનંદમય છે, અને ત્રણે સ્વરૂપોમાં તેનું સ્થાન સર્વોત્તમ છે.

આ રીતે આધિભૌતિક ક્ષર જગત એ પરમાત્માનું પ્રથમ સ્વરૂપ છે, આધ્યાત્મિક, અક્ષરઃ ( અક્ષરધામ, અંતર્યામી, ગણિતાનંદ) બીજું સ્વરૂપ અને આધિદૈવિક પુરુષોત્તમ, એ ત્રીજું સ્વરૂપ છે.

શ્રી. વલ્લભાચાર્યજીના મતે આ ત્રણે સ્વરૂપો સત્ય છે અને તેમાં સિદ્ધાન્તની દૃષ્ટિએ કોઇ જાતનો ફેરફાર છે નહિ.

**પરમાત્માની આત્મમાયાઃ—**

પરમાત્માનું સ્વરૂપ શુદ્ધ, સત્ય અને નિર્વિકાર છે. પ્રાકૃત ધર્મો તથા ગુણો તેમનામાં હોતા નથી, માટે તેમને ઉપનિષદમાં નિર્ગુણ, નિરાકાર કહેવામાં આવે છે. જેમ અગ્નિ અને અગ્નિની બાળવાની શકિત બંને જુદાં નથી. જેમ સૂર્ય, સૂર્યનાં કિરણો અને સૂર્યની પ્રકાશ શક્તિ જુદાં નથી, તેવીજ રીતે પરમાત્મા પોતે અદ્વિતીય, સચ્ચિદાનંદ સ્વરૂપ છે અને તેમની શક્તિનું નામ આત્મમાયા છે. આ પરમાત્માની શક્તિ આત્મમાયા પરમાત્માથી કોઈ રીતે જુદી પડતી નથી. અગ્નિ શમતાંની સાથેજ, તેની દાહક શકિત ચાલી જાય છે, સૂર્ય આથમતાંની સાથેજ, તેનાં કિરણો ખસી જાય

છે, તેમ પરમાત્મા વિના તેમની શક્તિ અન્ય રીતે રહી શકતીજ નથી. પરમાત્માની આત્મમાયા તે પરમેશ્વરની ઇચ્છા છે. આત્મમાયા પરમાત્માના સત્ય સ્વરૂપમાં વાસ કરે છે; અને જ્યારે પરમાત્મા ઇચ્છા કરે ત્યારે તેમની આત્મમાયા પ્રગટ થાય છે. પરમાત્માના સત્ય સ્વરૂપમાં તે આત્મમાયા રહેતી હોવા છતાં, પરમાત્માના સત્ય સ્વરૂપને તે કોઇ રીતે અડચણ કરતી નથી. પરમાત્માના સત્યસ્વરૂપને ઢાંકી દેવાની તેનામાં શક્તિ નથી, કારણકે તે પોતે પરમાત્માને આધીન છે, પરમાત્મા તેને કોઇ રીતે આધીન નથી, એજ પરમાત્માનો પરમ મહિમા છે.

પરમાત્મા પોતાની આત્મમાયાના પ્રભાવથી; અનેક સ્વરૂપો ધારણ કરી શકે છે, તેમજ તે પોતાની આત્મ-માયાથી અનેક પ્રકારની લીલાઓ કરે છે. શ્રી. વલ્લભા-ચાર્યજી પરમાત્માની આત્મમાયાનું લક્ષણ કરે છે; કે તે આત્મમાયાથી પરમાત્મા પોતે સર્વ પ્રકારનાં સ્વરૂપો ધારણ કરી શકે છે, માટે તે આત્મમાયાનું નામ છે: **सर्वभवन समर्थरूपा** । પરમાત્માની આત્મમાયા સર્વથી પર છે, ઉત્કૃષ્ટ છે, પરમાત્માની જેમ તે પણ સર્વત્ર વ્યાપે છે. તે આત્મમાયાનાં પણ અનેક સ્વરૂપો છે. જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન વસુદેવને ઘેર પ્રગટ થયા હતા, ત્યારે તેમની આત્મમાયા નંદને ઘેર પ્રગટ થઈ હતી. તે આત્મમાયાની પ્રભાવલીલાથીજ યશોદા ભરનિદ્રામાં પોઢી

ગયાં હતાં, વસુદેવના કારાવાસનાં દ્વાર ખુલી ગયાં અને કારાવાસના ચોકીદારો ઘસઘસાટ સુઇ ગયા, તે પણ આત્મમાયાનો પ્રભાવ હતો.

પરમાત્મા જે જે અવતારો અને સ્વરૂપો ધારણ કરે છે, તે પોતે પોતાની આત્મમાયાના પ્રભાવથી ધારણ કરે છે. કંસના કાળાવાસમાં પોતે ચતુર્ભુજ પીતાંબર ધારી વિષ્ણુભગવાન તરીકે પ્રગટ થયા હતા, પરંતુ પોતાની આત્મમાયાના પ્રભાવથી; તેમણે એક સાધારણ બાળગોપાળનું સ્વરૂપ ધારણ કર્યું હતું.

આ પરમાત્માની આત્મમાયાનાં અનેક સ્વરૂપોમાં વિદ્યા અને અવિદ્યા, એ બે સ્વરૂપો મુખ્ય છે. એજ આત્મમાયા અવિદ્યા બની, જીવાત્માને સંસારમાં ધકેલે છે અને તેજ આત્મમાયા વિદ્યા બની; જીવાત્માને સંસારમાંથી મુક્ત કરે છે. આત્મમાયાથી મુક્ત થવાને, અનેક પ્રકારનાં સાધનોની જરૂર હોય છે, પરંતુ તે સર્વ સાધનોમાં પરમેશ્વરની શરણાગતિ સર્વોત્તમ સાધન છે, તે ગીતામાં શ્રીકૃષ્ણે જણાવ્યું છે કેઃ—

**मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**

મારી માયા (અવિદ્યારૂપી) ને તરવી અત્યંત મુશ્કેલનું કાર્ય છે, જે ભક્તો મને પ્રાપ્ત થાય છે, તેજ આ માયાને તરી શકે છે.

## ૫

# જીવાત્માનું સ્વરૂપ

### તિરોહિત આનંદ જીવાત્મા:—

જેમ આ જગત પરમાત્માનું સ્વરૂપ છે તેમ જીવાત્મા પણ પરમાત્માનું સ્વરૂપ છે. શ્રી. વલ્લભાચાર્યજીના મતે પરમાત્માના સત્તાસ્વરૂપમાંથી જગત પ્રગટ થાય છે; તેવી જ રીતે પરમાત્માના સત્તા અને ચૈતન્ય સ્વરૂપ-માંથી જીવાત્માઓ પ્રગટ થાય છે. જગતમાં કેવળ સત્તાજ હોવાથી, તે જડ ગણાય છે, જ્યારે જીવાત્માઓમાં સત્તા અને ચૈતન્ય બંને હોવાથી; તેમનામાં ચેતન ધર્મ પણ રહેલો છે. પરમાત્મામાં જે આનંદ સ્વરૂપ રહેલું છે, તે આનંદ સ્વરૂપ જીવાત્માઓમાંથી અંતર્ધાન પામે છે, માટે જીવાત્માઓમાં આનંદની માત્રાઓમાં ઉણપ હોય છે.

**અગ્નિના તણખા:—**

વેદોમાં જીવાત્માઓને અગ્નિના વિસ્ફુલિંગો (તણખા) ની ઉપમા આપી છે. જેમ અગ્નિમાંથી હજારો અને લાખ્ખો તણખાઓ છૂટા પડે છે, તેમ પરમાત્મામાંથી અનેક જીવાત્માઓ છૂટા પડેલા છે. અગ્નિમાંથી તણખાઓ છૂટા પડે; તોપણ જેમ અગ્નિની દાહક શક્તિ ઓછી થતી નથી; તેવી જ રીતે પરમાત્મામાંથી અનેક જીવાત્માઓ છૂટા પડે; તો પણ પરમાત્માની કોઇ પણ શક્તિ ઘટતી નથી. તે પરમાત્માની સર્વ શક્તિઓ પૂર્ણ જ રહે છે. જેમ અગ્નિના તણખાઓમાં પણ દાહક શક્તિ રહેલી છે; તેવી જ રીતે જીવાત્માઓમાં પણ પરમાત્માની શક્તિઓ રહેલી છે. આ રીતે જગત, જીવાત્મા અને પરમાત્મા ત્રણે સ્વરૂપો એક જ છે, અને તે અનાદિ છે.

**અણુ જેટલો જીવાત્મા:—**

અગ્નિના દૃષ્ટાંતથી, એ પણ સમજાય છે, કે પરમાત્મા પોતે અંશી છે અને જીવાત્માઓ તેના અંશ છે. આ જીવાત્માઓ અનંત કોટિ ગણાય છે. તેમની સંખ્યા અપાર છે. તે સર્વ જીવાત્માઓ માપમાં અણુ જેટલા છે. અણુનો ખ્યાલ આપવા ઉપનિષદમાં જણાવ્યું છે કે,

**बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च।**
**जीवोऽणुः स च विज्ञेयः सोऽनन्त्याय कल्पते ॥**

આપણા વાળના આગળના ભાગના સો ભાગ કરો, એ સો ભાગમાંનો એક ભાગ લઇને, કલ્પના કરો કે તે ભાગના પણ સો ભાગ કરવામાં આવ્યા છે, તેમાં જે એક ભાગ છે, તેના જેટલો અણુ હોઇ શકે. આ સર્વ જીવાત્માઓ અણુ જેટલા છે, મતલબકે તે માનવામાં ન આવે તેમજ અનુભવમાં પણ ન આવે તેટલો સૂક્ષ્મ છે. જેમ ભૂમિતિના બિંદુની કલ્પના કરવામાં આવે છે, તેમ જીવાત્માના આ અણુ પરિમાણની કલ્પના જ ઘટી શકે છે. આ જીવાત્માઓ મનુષ્યની ઈંદ્રિયોથી જોઇ શકાતા નથી; તેમ જ મનના અનુભવમાં પણ આવી શકતા નથી. યોગીઓ સમાધિમાં આવા જીવાત્માનાં દર્શન કરી શકે છે. જ્ઞાનીઓ પોતાના પરમ જ્ઞાનના પ્રકાશથી તેને જોઇ શકે છે અને ભક્તજનો ભગવાનની કૃપાથી તેનો અનુભવ કરી શકે છે. આવો જીવાત્માનો મહિમા છે. તે જીવાત્માઓ પ્રાણી માત્રના શરીરોમાં રહેલા અંતઃકરણના એક સૂક્ષ્મ સ્થાનમાં વાસ કરે છે. જેમ દીવો ઓરડાના એક ખૂણામાં હોય, તોપણ આખા ઓરડામાં તેનો પ્રકાશ ફેલાય છે, તેમ આ જીવાત્મા અંતઃકરણના એક ખૂણામાં વાસ કરે છે, તો પણ તેની જ્ઞાનશક્તિ અને ચેતનશકિત આખા દેહમાં ફરી વળે છે. દેહનું હલન ચલન તેની જ શક્તિથી થાય છે. મનની ગતિ, બુદ્ધિનો નિર્ણય વગેરે તેની જ જ્ઞાનશક્તિને આભારી છે.

## જીવાત્મા અને સંસાર:—

જેવી રીતે પરમાત્મા પોતાની ઇચ્છાથી આ જગતને રચે છે, અને જગતના પદાર્થો સાથે લીલા કરે છે; માટે તે જગતના કર્તા અને ભોક્તા બંને કહેવાય છે; તેવી જ રીતે આ જીવાત્મા પણ પોતાની ઇચ્છાથી સંસારને રચે છે, અને સંસારના પદાર્થો સાથે ખેલ કરે છે. પરમાત્માનો જ અંશ જીવાત્મા હોવાથી, તે આ રીતે કર્તા અને ભોક્તા બંને છે. એમાં ફેર એટલો જ છે કે પરમાત્મા જગત રચીને, તેમાં બંધાઇ જતા નથી, જ્યારે જીવાત્મા પોતે આ સંસારને રચી, તેમાં ફસાઇ જાય છે. પરમાત્માના તો આનંદના ખેલ હોવાથી, તેને કોઇ જાતની મમતા કે સ્પૃહા હોતી નથી; પરંતુ જીવાત્મામાં અહંતા અને મમતા બંધાવાથી, તે પોતાની જ રચેલી સંસારની જાળમાં ફસાઇ જાય છે. આ સંસાર વાસ્તવિક રીતે છે જ નહિ; કારણકે તેની રચના જીવાત્માની કલ્પનાથી થયેલી છે; તે છતાં તે કલ્પનામય સૃષ્ટિઃ સંસાર જ, આ જીવાત્માને બંધન રૂપ થાય છે. જેવી રીતે પરમાત્મા આ જગત સ્વતંત્રતાથી રચી શકે છે, તેવી રીતે જીવાત્મા પોતાનો સંસાર સ્વતંત્રતાથી રચી શકતો નથી. જીવાત્માને જગતની સાથે વ્યવહાર રાખવો પડે છે, તે જગતનો વહેવાર તેને બંધન રૂપ થતો નથી; કારણકે તે જગત તો પરમાત્માની રચના

છે, પરંતુ જીવાત્મા જગતના પદાર્થોની સાથે સાંસારિક સંબંધ બાંધે છે, એટલે તે જગતનું વાસ્તવિક સ્વરૂપ ભુલી જાય છે, અને તેથી તેનો સંસાર ચાલુ થાય છે. જીવાત્મા એક વખત સંસારમાં બંધાયા પછી, તે છૂટી શકતો નથી; જેમ કોઇ મહા નદીના પ્રવાહમાં પડેલો માણુસ આગળ અને આગળ ખેંચાતો જાય છે અને તેમાંથી બહાર નીકળી શકતો નથી; તેવી જ રીતે આ સંસારના પ્રવાહમાં પડેલો જીવાત્મા તેના પૂરમાં ખેંચાતો જાય છે. કોઇ વિરલ જ જીવાત્મા પોતાના પ્રબળ જ્ઞાનના પ્રભાવથી, કે ભગવાનની પરમ કૃપાથી આ પ્રવાહમાંથી બચવા પામે છે; ત્યારે તેની અહંતા અને મમતા ચાલી જાય છે અને તે પરમપદને પ્રાપ્ત કરે છે. અહંતા અને મમતા જ્યાંસુધી જીવાત્મામાં રહે છે, ત્યાં સુધી જ તે પોતાના સંસારના બંધનમાં ફસાય છે, અને તે સુખદુઃખ ભોગવ્યા કરે છે. તે અહંતા, મમતા દૂર કરવી તેજ જીવાત્માનું પરમ કર્તવ્ય છે અને તે પરમજ્ઞાનથી તેમજ ભગવાનની અસીમ કૃપાથી બની શકે છે.

## જીવાત્માની ત્રણ અવસ્થા:—

જીવાત્માઓની ત્રણ અવસ્થા છે:–શુદ્ધ, સંસારી અને મુક્ત. જીવાત્માઓ જ્યારે પરમાત્મામાંથી અંશો તરીકે છૂટા પડતા હોય છે, ત્યારે તેઓ પરમાત્માના જેવા જ શુદ્ધ અને નિર્વિકાર હોય છે, જ્યાં સુધી અજ્ઞાન

અને અવિદ્યા સાથે સંબંધ નથી થતો, ત્યાં સુધી જીવાત્માની અશુદ્ધ દશા રહ્યા કરે છે. પરમાત્માના રચેલા જગતમાં તે આવે છે; ત્યાં સુધી તેની શુદ્ધ દશા કાયમ રહે છે. ત્યાર પછી તેને અવિદ્યાનો સંબંધ થાય છે. આ અવિદ્યા તેને અહંતા અને મમતાના પાઠ ભણાવે છે. મારું, પારકું તથા મિત્ર, શત્રુ વગેરે ભેદ-ભાવનું તેને જ્ઞાન થાય છે; ત્યારે તે જીવાત્માનો સંસાર પ્રગટ થાય છે. આ સંસારની આસક્તિમાં–રાગમાં જીવાત્મા સપડાય છે ત્યારે તે સંસારી બને છે. જીવાત્માની આ સંસારી દશા બીજા પ્રકારની છે. જે જીવાત્મા શુદ્ધ હતો, તે આ રીતે માયા મમતા બંધાવાથી સંસારી બને છે. જ્યાં સુધી તેની માયા મમતા દૂર થાય નહિ; ત્યાં સુધી તે સંસારની ઘટમાળમાં ફર્યાં જ કરે છે, તેને જનમ અને મરણના ફેરા ખાવા જ પડે છે; તેનો કોઇ રીતે આરો આવતો નથી.

આ સંસારી જીવો બે પ્રકારના હોય છે:–દૈવી અને આસુરી. જે જીવો દૈવી ગુણો વાળા છે, તે આ સંસારની માયાથી છૂટવા ઇચ્છે છે. તેમણે અવિદ્યાના માર ખાધેલા હોય છે અને તેથી તેઓ અજ્ઞાનને, માયા-મમતાને પોતાના દુઃખોનાં મૂળ સમજે છે, તેથી તેઓ તેનાથી છૂટવા ઇચ્છે છે. આસુરી જીવોને આ પ્રકારનું જ્ઞાન હોતું નથી. તેમને મન તો સંસારના ઉપભોગો જ

સર્વસ્વ હોય છે; માયા અને મમતાથી પોતે ફસાયા છે, તેવું તેમને કોઇ જાતનું ભાન જ હોતું નથી, તેઓ તેમાંથી છૂટવાનો સ્વપ્ને પણ પ્રયત્ન કરતા નથી; કારણકે તેઓ સંસારના અનેક ત્રાસો ભોગવતા હોવા છતાં, રાગને લીધે તેને વળગી રહે છે. તે આસુરી જીવાત્માઓનાં બંધન વધારે અને વધારે દૃઢ થતાં જાય છે અને તેઓ કદિ પણ સંસારના બંધનમાંથી છૂટી શકતા નથી. પણ જે દૈવી જીવાત્માઓ છે, તે સંસારને અનિષ્ટ સમજે છે અને તેથી છૂટવાને તેઓ અનેક પ્રયત્નો કરે છે. આ બધા પ્રયત્નોમાં જ્ઞાન અને ભક્તિ મુખ્ય છે. સંસારના અનિષ્ટપણાનું ભાન થવાથી, તેઓ ધીરે ધીરે અહંતા અને મમતાનો ત્યાગ કરતા જાય છે. જેમ જેમ માયા અને મમતા ઓછી થાય, તેમ તેમ તેમનાં સંસારનાં બંધનો ઢીલાં થતાં જાય છે અને તે દૈવી જીવાત્માઓ જ્યારે પરમજ્ઞાનની અવસ્થામાં જાય છે; ત્યારે તેમનાં સંસારનાં સર્વ બંધનો છૂટી ગયાં હોય છે.

ભક્તજનના પ્રયત્નો જુદા પ્રકારના હોય છે. તે ભગવાનની કૃપાના પાત્ર બનવા, માયામમતા વગેરે ત્યજી, ભગવદ્‌ભક્તિમાં તન્મય બની જાય છે. સર્વ પ્રકારની સાંસારિક ચિંતાઓ દૂર કરી; તેઓ ભગવદ્‌ભાવ લાવવાનો પ્રયત્ન ચાલુ રાખે છે. ભગવાન સદા કૃપાળુ હોય છે અને તે આવા ભક્તજનોનાં માયાનાં બંધનો

તોડી નાખે છે. તે બંધનો તૂટતાંની સાથેજ જીવાત્માનો સંસાર ચાલ્યો જાય છે.

આ પ્રકારે દૈવી જીવાત્માઓ, સંસારી મટી જાય છે; ત્યારે તેઓ મુક્ત દશાનો અનુભવ કરે છે. મુક્ત દશામાં જીવાત્માઓ પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખે છે; તેઓ પરમાનંદના સ્વરૂપમાં ધીરે ધીરે વિલીન બની જાય છે. આ તેમની ત્રીજા પ્રકારની દશા છે, જેને મુક્તદશા કહેવામાં આવે છે.

જીવાત્માની જે ત્રણ દશાઓનાં વર્ણનો આવ્યાં, તેમાં શુદ્ધ દશા અને મુક્ત દશા અપ્રગટ છે. તે બંને દશાઓ સાધારણ અનુભવથી ઓળખી શકાતી નથી. જીવાત્માની તે બે અવ્યક્ત દશાઓ છે. બીજી સંસારી દશા છે, તે દશા પ્રગટ થએલી હોય છે, પ્રાણી માત્ર તેનો અનુભવ કરી શકે છે. તે જીવાત્માની વ્યક્તદશા છે, જેમાં જીવાત્મા પોતાના સંસારીપણાનો અનુભવ કરી શકે છે. ગીતામાં* આ ત્રણે દશાનું વર્ણન આપ્યું છે.

**જીવાત્માના ધર્મો:—**

જીવાત્માઓ પરમાત્માનાં જ સ્વરૂપ હોવાથી, પરમાત્મામાં જે ગુણો છે અને તેના જે ધર્મો છે, તે બધા ધર્મો જીવાત્મામાં હોય છે. જો પરમાત્મા કર્તા, ભોક્તા

* **अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥**

અને જ્ઞાતા છે, તો જીવાત્મા પણ કર્તા, ભોક્તા અને જ્ઞાતા છે, તેમાં જીવાત્મા જ્ઞાતા છે, તેનો અર્થ એ છે કે જ્ઞાન તેનો ધર્મ છે, સૂર્ય અને પ્રકાશ વચ્ચે જેમ કોઇ જાતનો ભેદ નથી, તેવી જ રીતે જીવાત્મા અને તેના જ્ઞાનધર્મમાં કોઇ જાતનો ભેદ નથી.

પરમાત્માના સ્વરૂપ ધર્મો ઉપરાંત તેમનામાં છ પ્રકારના ગુણો પણ રહેલા છે. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ પરમાત્માના ગુણો છે, તે છ ગુણો જીવાત્મામાં રહે છે; પરંતુ જીવાત્મા પોતે પરમાત્માનું સ્વરૂપ છે, તે વાત ભૂલી જાય છે. તેનામાં પરમાત્માનો આનંદભાવ નહિ હોવાથી, તે માયા મોહમાં ફસાય છે; અને તેથી ઐશ્વર્ય વગેરે છ ગુણો તેનામાંથી ચાલ્યા જાય છે અને તેને બદલે છ દોષો તેનામાં આવે છે. (૧) તે જીવાત્મા 'ઐશ્વર્ય' ને ભૂલી 'દીન' બની જાય છે, (૨) પોતાનું 'વીર્ય' વીસરી 'પરાધીન' થાય છે, (૩) યશ તેનામાંથી ચાલ્યો જાય છે અને તેથી 'સર્વ પ્રકારનાં' 'દુઃખ સહન' કરે છે, (૪) તેનામાંથી 'શ્રી' ચાલી જાય છે, તેથી તે 'સર્વથી હીન' બને છે, (૫) જ્ઞાન ભાવ નહિ હોવાથી તેને 'જન્મ મરણ વગેરે આપત્તિઓ' સહન કરવી પડે છે, (૬) તેમજ વૈરાગ્ય ભાવ દૂર થવાથી તે વિષયના રાગોમાં ખેંચાય છે, આ ઉપરાંત તેને અહંતા મમતાથી

વિપરીત બુદ્ધિ પ્રાપ્ત થાય છે.

જીવાત્મા આ રીતે પોતાના વાસ્તવિક ધર્મો ભૂલી જાય છે અને તેનામાં પ્રાકૃત ધર્મો વાસ કરે છે. આ પ્રાકૃત ધર્મોને લીધે જ તે પીડાય છે, અનેક પ્રકારનાં કષ્ટ ભોગવે છે અને સંસારના બંધનમાં ફસાઇ પોતે સંસારી બને છે, તે ધીરે ધીરે પોતે પરમાત્માના આનંદ ધામનું સ્મરણ કરે, તો તેનામાં આનંદભાવ પ્રગટ થાય. આનંદ ભાવની ઉણપ હોવાથી જ, તે પરમાત્માથી છૂટો પડેલો છે, તે આનંદભાવ આવતાં જ; તેનામાં પરબ્રહ્મ પરમાનંદનો ભાવ પ્રગટ થાય છે, જેમ લોઢામાં બાળવાની શક્તિ નથી હોતી; પરંતુ તેને અગ્નિનો સંગ થવાથી, તેનામાં પણ બાળવાની શક્તિ આવે છે, તેવી જ રીતે જીવાત્માને પરમાત્માનો સંગ થવાથી, તેનામાં આનંદભાવ જાગ્રત થાય છે. તે અવસ્થામાં તે પરમાત્મા સાથે અભેદભાવ સાધે છે. તેનામાં અને પરમાત્મામાં કાંઇ ભેદ હોતો નથી; પરમાત્મા, પરબ્રહ્મની જેમ જીવાત્મા પણ શુદ્ધ અદ્વૈત સ્વરૂપ બને છે.

## જીવાત્મા સાથે સંબંધ ધરાવતી અવિદ્યા તથા વિદ્યાનું સ્વરૂપઃ—

જીવાત્મા ભગવાનથી છૂટો પડી, આ જગત પર આવે છે. ભગવાને જ પોતે રમણ કરવાની ઇચ્છાથી

જીવાત્માઓની સૃષ્ટિને રચી હોય છે. પૂતળીઓને ખેલાવનાર નટ જેમ પાછળથી દોરી સંચાર કરે છે, તેમ ભગવાન પણ જીવાત્માઓની અંદર રહી; તેમને પ્રેરણાઓ આપે છે. તેમની પ્રેરણાને લીધે જ, જીવાત્મા જગતના પદાર્થોની સાથે સંબંધ સાધે છે; પરંતુ જીવાત્મા આ વાતને ભૂલી જાય છે. ભગવાનની પ્રેરણાથી જ, તે સર્વ કાર્યો કરી શકે છે, તેનો ખ્યાલ તેને રહેતો નથી. તેને એમજ લાગે છે, કે હું જ પોતે બધાં કાર્યો કરું છું. આ હુંપદ (અહંતા) તેના હૃદયમાં સ્થાન કરે છે, તે પછી તેને મમતા બંધાય છે. આ અહંતા અને મમતાથી જીવાત્માનો સંસાર ચાલુ થાય છે. અહંતા અને મમતા એ જીવાત્માનું અજ્ઞાન છે, અવિદ્યા છે. આ અવિદ્યા જીવાત્માની નથી, પરંતુ ભગવાનની બાર શક્તિઓમાં તે પણ એક પ્રકારની શકિત છે. ભગવાનની તે માયા છે અને તે માયાને તરવાની શકિત જીવાત્મામાં હોતી નથી. તે અવિદ્યા પાંચ પ્રકારની છે. પ્રથમ જીવાત્મા પોતાના સાચા સ્વરૂપને ભૂલી જાય છે, પોતાની શુદ્ધ ચેતન શક્તિનું ભાન તેને રહેતું નથી, તે પોતાના સ્વરૂપને ભૂલી જઇ, સૌથી પ્રથમ અંતઃકરણ ( મન, બુદ્ધિ વગેરે ) ને વશ થાય છે, તે અંતઃકરણ સાથે તેને અહંતા અને મમતા બંધાય છે. અંતઃકરણ પછી તેને પ્રાણ સાથે સંબંધ બંધાય છે, તે પછી ઇંદ્રિયો અને દેહની સાથે તેનો સંબંધ જોડાય છે, તે પોતાના સાચા

સ્વરૂપને ભૂલી જઇ, ખોટા ભ્રમમાં ફસાયો છે, માટે તેને સ્વરૂપનું વિસ્મરણ, અંતઃકરણનો અધ્યાસ, પ્રાણનો અધ્યાસ, ઇંદ્રિયનો અધ્યાસ અને દેહનો અધ્યાસ એ પાંચ પ્રકારનું અજ્ઞાન પ્રાપ્ત થાય છે.

જીવાત્મામાં જે પાંચ પ્રકારની અવિદ્યા છે, તે તેનામાં અનાદિકાળથી રહેલી છે. આ અવિદ્યાથી જ બંધાઇને, તે જીવાત્મા આ સંસારમાં જન્મ, મરણ લીધા કરે છે, પરંતુ જ્યારે તે પરમેશ્વરને શરણે જાય છે, ત્યારે તેની અવિદ્યા નિવૃત્ત થાય છે, તેને પોતાના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થાય છે અને તેને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે.

## વિદ્યાનું સ્વરૂપઃ—

આ અવિદ્યા : અજ્ઞાનને તરવા માટે, જીવાત્માએ વિદ્યા : જ્ઞાન, પ્રાપ્ત કરવું જોઇએ. પાંચ પ્રકારની અવિદ્યાને દૂર કરવા, તેણે પાંચ પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ. વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિ એ પાંચ પ્રકારની વિદ્યા છે. વૈરાગ્ય પ્રાપ્ત થવાથી, તેને સંસાર પરના પદાર્થો પરથી મોહ ઉઠી જાય છે, વિષયો તરફનું તેનું આકર્ષણ એકદમ ચાલ્યું જાય છે. સાંખ્ય એટલે જ્ઞાન. સર્વ જ્ઞાનોમાં નિત્ય વસ્તુ કઇ અને અનિત્ય વસ્તુ કઇ, એ વિચારનું ભાન થવું, તે જ્ઞાન સર્વોત્તમ ગણાય છે. તે જ્ઞાનને વિવેક કહે છે. જેના હૃદયમાં વિવેક

પ્રાપ્ત થયો છે, તે પછી સંસારમાં આસક્તિ રાખતો નથી. ધ્યાન, ધારણાં વગેરે યોગનાં સાધનો કરવાથી, તેના મનમાં સ્થિરતા આવે છે. તેના ચિત્તની વૃત્તિઓ જે ચારે બાજુ દોડાદોડ કરતી હતી, તે શમી જાય છે અને તેનું મન પરમેશ્વર તરફ આકર્ષાય છે. તપ કરવાથી તે સંયમ બળ મેળવી શકે છે અને પરમેશ્વરની ભકિત મેળવવાથી, તેના સંસારની માયા આપોઆપ છૂટી જાય છે. આ પાંચ પ્રકારની વિદ્યા જીવાત્માને સંસારના બંધનમાંથી મુકત કરે છે. શ્રી વલ્લભાચાર્યજી તે સાધનો માટે તત્વદીપ નિબંધમાં જણાવે છે કે—

**वैराग्यज्ञानयोगैश्च प्रेम्णा च तपसा तथा ।**
**एकेनापि दृढेनेशं भजन् सिद्धिमवाप्नुयात् ॥**

વૈરાગ્ય, જ્ઞાન, યોગ, તપ તથા સ્નેહ એ પાંચ પ્રકારનાં સાધનોમાંથી એક પણ સાધન જો દૃઢ રીતે ધારણ કર્યું હોય અને તે દ્વારા જો ભગવાનની ભકિત કરવામાં આવે તો ઉત્તમ સિદ્ધિ મેળવી શકાય છે.

## શ્રી. પુષ્ટિ સંપ્રદાય

૧ કૃપાભાવ અને પ્રેમલક્ષણા ભક્તિ.

૨ ભગવાન શ્રી. કૃષ્ણ.

૩ ઈષ્ટદેવ શ્રી. નાથજી.

૪ શ્રી. વૈષ્ણવ દીક્ષા.

૫ ભક્તિ અને આચાર ધર્મ.

૧

# કૃપાભાવ અને પ્રેમલક્ષણા ભક્તિ

શ્રી વલ્લભાચાર્યજીનો ભક્તિમાર્ગ પુષ્ટિમાર્ગ કહેવામાં આવે છે 'પુષ્ટિનો અર્થ ભગવાનની કૃપા છે. ભગવાનની કૃપા સૂર્યનાં કિરણોની જેમ ચારે બાજુ ફેલાએલી છે. પ્રાણિમાત્ર સુખ, શાંતિ અને આનંદનો અનુભવ કરે છે, તે ભગવાનની કૃપાજ છે. તેની કૃપા વિના એક તણખલું પણ હલાવાની કોઇનામાં શક્તિ નથી. તેની કૃપા વિના હલનચલન પણ શકય નથી. તેની કૃપાનુંજ સર્વત્ર સામ્રાજ્ય છે. ધન, ઐશ્વર્ય અને આબાદી પ્રાપ્ત થવામાં તેની કૃપાજ રહેલી છે. તેની કૃપાથીજ શત્રુઓ-નો નાશ, મિત્રોનો સ્નેહ અને કુટુંબીજનોમાં વૃદ્ધિ થાય છે. ગરમીના તાપથી તપેલા જીવોને જેમ વરસાદ શાંતિ

આપે છે, તેમ સંસાર તાપથી તપતા જીવાત્માઓ પર પ્રભુ પરમ કૃપા વરસાવે છે.

પ્રભુની કૃપાનો મહિમા વેદોએ અનેક રીતે ગાયો છે. કેન ઉપનિષદમાં એક વાર્તા છે, તેનો સાર આ રીતે છે; ઈંદ્ર વગેરે દેવોએ રાક્ષસો પર વિજય મેળવ્યો. તે વિજય ઉત્સવ ઉજવવા સ્વર્ગમાં દેવોની સભા ભરાઇ. અનેક વિજયી દેવો પધારી, પોતાને યોગ્ય આસનો પર બિરાજ્યા. દેવોના રાજા ઈંદ્ર પણ આવી સિંહાસન પર બિરાજ્યા. દેવોમાં વિજય વિષે ચર્ચા ચાલી. દેવોએ પોતાનાં પરાક્રમોનો મહિમા ગાયો. પોતાના પરાક્રમથી જ દેવોને વિજય મળ્યો છે, એવું દરેક દેવનું માનવું હતું. પોતાના મદનો નીશો દરેક દેવને ચઢયો હતો. 'કો'ક અલૌકિક શક્તિથીજ પોતાનો વિજય થયો છે, એ રહસ્ય તેઓ ભૂલી ગયા હતા.

દેવો પર પ્રભુની અસીમ કૃપા વરસે છે. દેવોને અભિમાન થાય એ પરમેશ્વરને રુચ્યું નહિ. દેવોનો ગર્વ ઉતારવા, તેમણે એક યુક્તિ રચી. પોતે એક યક્ષનું રૂપ ધારણ કરી, દેવસભાથી થોડેક છેટે ઉભા રહ્યા. તે યક્ષની આકૃતિ પર દરેક દેવોની નજર ખેંચાઇ અને તેને જાણવાની દરેકને જીજ્ઞાસા થઇ. દેવોના રાજા ઇંદ્રે અગ્નિને તે રહસ્ય જાણવા આજ્ઞા કરી. તે વિજયી દેવતા અગ્નિ યક્ષની પાસે જઇ પહોંચ્યો. યક્ષની અલૌકિક

મૂર્તિ જોઇ, તે સ્તબ્ધ બન્યો. અગ્નિ તે યક્ષને કોઇ પ્રશ્ન પૂછી શકયો નહિ. યક્ષે તે દેવતાનું નામ અને કાર્ય પૂછ્યું. "પોતે વૈશ્વાનર અગ્નિ છે અને જગતભરના સર્વ પદાર્થોને બાળી દેવાની તેનામાં શક્તિ છે." એવું તે દેવતાએ જણાવ્યું. યક્ષે તેની પરીક્ષા કરવા એક તખલું તે અગ્નિ આગળ મુકયું. અગ્નિએ તેને બાળવાને એક ફૂંક તો શું! હજારો ફુંકો મારી, પોતાનું સઘળું બળ તેણે અજમાવ્યું, પણ તખલું બાળવામાં તેની સઘળી શકિત નિષ્ફળ ગઇ. તેના ગર્વનો મદ કયાંય ચાલ્યો ગયો, ચૂપચાપ દેવસભામાં જઇ, તે અગ્નિ એક ખૂણામાં બેસી ગયો. વરુણ વગેરે દેવો ઇંદ્રની આજ્ઞાથી યક્ષનું સ્વરૂપ જાણવાને ગયા; પરંતુ તેમને પણ તે જ ચમત્કારનો અનુભવ થયો. ઇંદ્રને ગર્વનો મદ નહોતો, તે પોતે યક્ષ પાસે ગયો અને તે યક્ષ અંતર્ધાન થયો; ત્યાં બ્રહ્મવિદ્યા ઉમા પ્રગટ થયાં અને તેમણે ઇંદ્રને યક્ષના પ્રગટ થવાનું કારણ સમજાવ્યું. તેમણે જણાવ્યું કે તે પરમાત્માની પરમ કૃપાથી જ દેવોએ વિજય મેળવ્યો છે. દેવોના વિજયમાં તેમની પરમ કૃપાજ કારણ છે. તે દેવો વિસરી ગયા હતા, તેમને બોધ આપવા આ અલૌકિક આકૃતિ પ્રગટ થઇ હતી.

પરમેશ્વરનો આ કૃપા મહિમા વેદોએ આવાં સ્થળોએ ગાયો છે. તે પરમેશ્વરનો મહિમા કોઇ સાધનોથી જાણી

શકાય તેમ નથી. જેની પર પરમેશ્વરની કૃપા થાય તેજ પરમેશ્વરને જાણી શકે છે, તે રહસ્ય કઠ ઉપનિષદ આ રીતે જણાવે છે.

**नायमात्मा प्रवचनेन लभ्यो**
**न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यः**
**तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥**

આ પરમાત્માનાં દર્શન વ્યાખ્યાનો સાંભળવાથી થતાં નથી. અતિશય બુદ્ધિશાળી કે બહુશ્રુત વિદ્વાન તેને મેળવી શકતો નથી. જેની પર તે પરમેશ્વરની પસંદગી ઉતરે, તેજ મનુષ્ય તેને મેળવી શકે છે. તેવા માનવ આગળજ આ પરમાત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.

ઉપનિષદોએ ગાએલો કૃપાનો મહિમા ગીતાના અનુભવમાર્ગ પર રહેલો છે. પરમેશ્વરની કૃપા થવી, તેજ અર્જુનનું પરમ સદ્ભાગ્ય છે. તે પરમેશ્વર જ કૃપા કરી, અર્જુનના પોતે સારથી બન્યા હતા. ગીતાના અગિઆરમા અધ્યાયમાં અર્જુન જણાવે છે કેઃ-

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥**

આપે મારી પર કૃપા કરી, મને ગુપ્ત રહસ્ય જણાવ્યું છે અને તેથી મારો મોહ દૂર થયો છે. અર્જુનની જેમ સંસારના મહામોહો દૂર કરવાને; જો કોઇ પણ ઉત્તમ

સાધન હોય તો તે પરમેશ્વરની કૃપા જ છે. એજ પરમેશ્વરની કૃપાથી અર્જુનને દિવ્ય ચક્ષુ મળ્યાં હતાં, જેનાથી તે પરમેશ્વરનાં અદ્‌ભૂત સ્વરૂપનાં દર્શન કરી શકયો હતો, જે સ્વરૂપનાં દર્શન કરવાને દેવો નિત્ય અભિલાષા સેવે છે. વેદો, યજ્ઞો, સ્વાધ્યાય, તપ કે દાનો જેવાં ઉત્તમ સાધનો આવા સ્વરૂપને બતાવી શકતાં નથી. પરમેશ્વરના તે સ્વરૂપને જોવાને તો એકજ સાધન છે અને તે શ્રીકૃષ્ણ ભગવાન તેજ અધ્યાયમાં જણાવે છે કેઃ– '**मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात्**' હે અર્જુન, હું તારી પર પ્રસન્ન થયો હતો અને તે પ્રસન્નતાથી, તને આત્મયોગ પ્રાપ્ત થયો, તેજ કારણથી મેં તને આવું પરમ સ્વરૂપ બતાવ્યું છે. એ આત્મસ્વરૂપ કેવી રીતે પ્રાપ્ત થાય તે પોતે જ શ્રીમુખે જણાવે છે કેઃ—

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप॥**

આ મારા પરમ સ્વરૂપનાં દર્શન કરવા, તેમાં પ્રવેશ કરવા અને તેના રહસ્યને જાણવા, મારા પર અનન્ય ભક્તિ હોવી જોઇએ. એ અનન્ય ભક્તિ એટલે પરમેશ્વરની કૃપાનો સતત અનુભવ થવો તેજ છે. શ્રી કૃષ્ણ ભગવાન ગીતાનાં છેલ્લાં વાકયોમાં પણ અર્જુનને જણાવે છે કે–'**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि**

**તે હિતમ્** ' હે અર્જુન, તું મને અતિશય પ્રિય છે, માટે જ હું તને તારું હિત સમજાવું છું. આ રીતે અર્જુન શ્રીકૃષ્ણને પ્રિય થવાથી જ; તેનું પરમ હિત સમજી શકયો હતો, તેવી રીતે જે જે જીવાત્મા પરમેશ્વરને પ્રિય છે, તે જીવાત્મા પોતાનું પરમ હિત પરમેશ્વરની કૃપાથી સમજી શકે છે.

ગીતા અને ઉપનિષદોમાં પરમેશ્વરની પરમ કૃપાનો જે મહિમા ગાવામાં આવ્યો છે, તે પરમ કૃપાનો મહિમા શ્રીમદ્ ભાગવતમાં તો પાને પાને ગવાયો છે. ભાગવતના શ્લોકોમાં ' અનુગ્રહ ' શબ્દ હજારોવાર વપરાયો છે. કૃપાનો કેટલો અલૌકિક મહિમા છે, એનું એ એકજ ઉદાહરણ બસ છે. ભાગવતનું રહસ્ય જોતાં, ' પરમેશ્વરની પરમ કૃપાનો મહિમા ગાવો એજ ભાગવત ધર્મ છે ' એમ સ્પષ્ટ ખ્યાલ આવે છે. આજ ભાગવત ધર્મને અનુસરી, શ્રી વલ્લભાચાર્યે પોતાના સિદ્ધાન્તોમાં "પરમેશ્વરની પરમ કૃપા તેજ પુષ્ટિ" એ સિદ્ધાન્તને સર્વ કરતાં શ્રેષ્ઠ માન્યો છે.

શ્રી વલ્લભાચાર્યે ' પોષણ ' (પુષ્ટિ) શબ્દ ભાગવતના બીજા સ્કંધમાંથી લીધો છે. તે સ્કંધના દસમા અધ્યાયમાં ભાગવતની દશ પ્રકારની લીલાઓનાં નામ આપવામાં આવ્યાં છે, તેમાં સર્ગ, વિસર્ગ અને સ્થાન એ ત્રણ પ્રકારની લીલાઓ પછી; પોષણ (પુષ્ટિ) લીલાનું

નામ છે. તેનો અર્થ છઠ્ઠા શ્લોકમાં આ રીતે છે. '**पोषणं तदनुग्रहः**' તે ભગવાનનો અનુગ્રહ થવો, કૃપા થવી તેનું નામ પોષણ લીલા છે. આજ પોષણ લીલાને આચાર્યશ્રીએ પુષ્ટિ લીલા તરીકે જણાવી છે અને તેને જ અનુસરીને પોતાના સિદ્ધાન્તને તેમણે પુષ્ટિ સંપ્રદાય કહ્યો છે. ભગવાને જે પોષણ લીલા કરી, તેનું વર્ણન ભાગવતના છઠ્ઠા સ્કંધમાં છે, માટે છઠ્ઠા સ્કંધનું નામ પોષણ લીલા છે. તેમાં અજામિલ, દક્ષ, વૃત્રાસુર, ચિત્રકેતુ અને કશ્યપનાં આખ્યાનો આપવામાં આવ્યાં છે. ભગવાને તે સર્વ પર કૃપા કરી, તેમનો ઉદ્ધાર કર્યો હતો. એ રહસ્ય શ્રી વલ્લભાચાર્યે પોતાના 'ભાગવતાર્થ પ્રકરણ'ના છઠ્ઠા સ્કંધના વિવરણમાં બહુ જ સુંદર રીતે સમજાવ્યું છે. આ છઠ્ઠા સ્કંધનું વિવરણ વાંચવાથી, શ્રી વલ્લભાચાર્યજીનો સિદ્ધાંત ઘણીજ સુંદર રીતે સમજી શકાય છે. શ્રી વલ્લભાચાર્યજી જણાવે છે કે 'અજામિલ પહેલેથીજ પોતાનો દાસ હતો' 'દક્ષ પર તેમણે કૃપા કરી' 'તેમણે પ્રચેતાઓને આત્મજ્ઞાન આપ્યું' 'વૃત્રાસુરને આદરથી મુક્તિ આપી' અને 'કશ્યપ પર મહેરબાની કરી'.

એ જ સ્કંધનું રહસ્ય ઉકેલી, તેના જ આધારે શ્રી વલ્લભાચાર્યજીના પુષ્ટિ માર્ગનું રહસ્ય અહીં જણાવ્યું છે.

શ્રી વલ્લભાચાર્યજી 'ત્યાં પુષ્ટિ'નું લક્ષણ કરે છે કે—

**कृष्णानुग्रहरूपा हि पुष्टिः कालादिबाधिका ।**
**अनुग्रहो लोकसिद्धो गूढभावो निरूपितः ॥**

શ્રી કૃષ્ણની પરમ કૃપા થવી તેજ પુષ્ટિનું સ્વરૂ છે; તે પુષ્ટિ પ્રાપ્ત થયા પછી, કાળ વગેરેથી ઉત્પન્ન થતા સર્વ પ્રકારના દોષો નાશ પામે છે. શ્રી કૃષ્ણન પરમ કૃપાનો ભાવ લોકમાં પ્રસિદ્ધ હોવા છતાં, તે રહસ્ય અત્યંત ગૂઢ છે અને તે ગૂઢ રહસ્યનું નિરૂપણ (ભાગવતમાં) કરવામાં આવ્યું છે. અહીં પુષ્ટિને (કૃપા એક પ્રકારનો ભાવ ગણ્યો છે. આ ભાવ સદા ભક્ત જનોના મનમાં જ રહ્યા કરે છે. પરમેશ્વરની પરમ કૃપા રહસ્ય કેવળ ભક્તજનો જ સમજી શકે છે, તે ભા સમજવાની શક્તિ બીજા કોઈનામાં હોતી નથી, મા તેને ગૂઢભાવ ગણવામાં આવ્યો છે. આવો ગૂઢભા જેને પ્રાપ્ત થાય છે, તેના સર્વ પ્રકારના દોષો દૂર થ જાય છે. તેનું અજામિલ ઉત્તમ દૃષ્ટાંત છે. અજામિ યમની યાતનામાંથી મુક્ત થયો હતો; કારણકે તેનામ પુષ્ટિભાવની જાગૃતિ થએલી હતી. અજામિલમાં અને પાપો ભરેલાં હતાં અને તેનો કોઇ પણ સાધનોથ ઉદ્ધાર થાય તેમ હતો જ નહિ; તોપણ પરમેશ્વરે તેન પર કૃપા કરી, તેનો ઉદ્ધાર કર્યો, માટે જ શ્રી વલ્લભાચાર્ પુરુષોત્તમ સહસ્ત્ર નામના છઠ્ઠા સ્કંધમાં ભગવાનને ***अजामिलमहादुष्टमोचकः** અને **कालान्तकभय**

---

* અજામિલ જેવા મહા પાપીનો ઉદ્ધાર કરનાર. કા અને અંતકના ભયનો છેદ કરનાર.

**ક્ષેત્રી** એ નામે મહિમા ગાયો છે.

છઠ્ઠા સ્કંધમાં સાતમા અધ્યાયમાં પ્રાચેતસ નામના મુનિઓની ઉત્પત્તિનું વર્ણન કરવામાં આવેલું છે. આ મુનિઓ ભગવાનના શરીરમાંથી પ્રગટ થયા છે અને તેમની પર ભગવાનની અખંડ કૃપા રહ્યા કરે છે, માટે પુરુષોત્તમ સહસ્ત્ર નામમાં ભગવાન ***પુષ્ટિપ્રરોહહેતુઃ** ગણાયા છે.

આગળ જતાં ભગવાનને **પુષ્ટિવંશપ્રણેતા** પણ કહેલા છે. તેનો ભાવ એ છે કે 'દક્ષ પ્રજાપતિથી જે સૃષ્ટિ પ્રગટ થઇ હતી, તેનું નામ પુષ્ટિ હતું, કારણકે તે સૃષ્ટિ પ્રગટ કરવામાં ભગવાનની જ પરમકૃપા હતી, તેમજ ભગવાને વંશનો વિસ્તાર કરવામાં પણ પરમકૃપા કરી હતી. વૃત્રાસુર પોતે દૈત્ય હતો; તેમ જ દેવોનો દ્રોહ કરનાર હતો; તો પણ તે શ્રી કૃષ્ણનો પરમભક્ત હતો અને તેથી શ્રીકૃષ્ણની કૃપા તેની પર સદા રહેતી હતી, તેથી ભગવાને તેને મોક્ષ આપ્યો હતો. તેમ જ ચિત્રકેતુને પુત્ર વિષે જે મહામોહ થયો હતો, તે મહામોહનો પણ તેમણે નાશ કર્યો હતો. આજ ચિત્રકેતુ પછીથી વૃત્રાસુર તરીકે જન્મ્યો હતો. આ રીતે છઠ્ઠા સ્કંધમાં પુષ્ટિલીલાનું સારી રીતે વર્ણન કરેલું છે; તેનો સાર શ્રી વલ્લભાચાર્યજી આ રીતે આપે છેઃ—

---

* પુષ્ટિ નામની સૃષ્ટિને ઉત્પન્ન કરનાર.

**'इह वश्यो हरिर्भूत्वा सायुज्यं यच्छते बलात्**
અહીં શ્રીકૃષ્ણ પોતે ભક્તને વશ થાય છે અને ભક્ત પર કૃપા કરી, તેને પોતાની નિકટ વસાવે છે. તેમાં તે ભક્તની ઇચ્છાને પણ જોતા નથી. આચાર્યશ્રી ત્યાં જ ફરીથી જણાવે છે કેઃ—

**सर्वलीलाः पुष्टिमध्ये प्रविशन्तीति मे मतिः ।**
**अतः सृष्टिस्तु निखिला कृष्णार्थेति विनिश्चयः ॥**

શ્રીકૃષ્ણે જે કોઇ પ્રકારની લીલાઓ કરેલી છે, તે બધી પરમ કૃપાભાવને વશ થઇને જ કરેલી છે, માટે તે સર્વ લીલાઓનો છઠ્ઠા સ્કંધની પોષણલીલામાં જ પ્રવેશ થાય છે. આ સમસ્ત જગતની રચના શ્રીકૃષ્ણ ભગવાનને રમણ કરવા માટે જ છે.

શ્રી વલ્લભાચાર્યે આ રીતે છઠ્ઠા સ્કંધનું રહસ્ય પોષણલીલાદ્વારા બતાવ્યું છે. આ પ્રકારનો કૃપા ભાવ ભક્તજનના હૃદયમાં સદા જાગ્રત રહેવો જોઇએ. તે ભક્તના હૃદયમાં સદા પુષ્ટિભાવ જ રહેવો જોઇએ; તેનું કારણ શ્રી વલ્લભાચાર્યજી આ રીતે આપે છે કે,

**अतः पुष्टिं विलोक्यैव सर्वमार्गरतो भवेत् ।**
**अतोऽनुग्रहसिध्यर्थं हरिमेव समाश्रयेत् ॥**

શ્રીકૃષ્ણની પરમકૃપાનાં દર્શન કરીને જ, સર્વ માર્ગમાં પ્રવેશ કરવો. તેમજ કૃપાભાવ પ્રાપ્ત કરવા શ્રીકૃષ્ણનો જ આશ્રય મેળવવો.

શ્રી વલ્લભાચાર્યજીના મતે ભાગવતમાં શ્રીકૃષ્ણ ભગવાનનો જે મહિમા ગાવામાં આવ્યો છે; તેમાં તેમનો કૃપાભાવ સર્વોત્તમ છે અને એ કૃપાભાવનું રહસ્ય આચાર્યશ્રીએ પોતાની કૃતિઓમાં સુંદર રીતે વર્ણવ્યું છે.

ભાગવતમાં જે કૃપાભાવનું વર્ણન છે; તેમાંથી એક ઉંડુ રહસ્ય પણ મળી આવે છે. ઇશ્વર જેની પર કૃપા કરે તેને સુખ, ઐશ્વર્ય અને આબાદી પ્રાપ્ત થાય તેવી સામાન્ય માન્યતા છે. ભાગવત એથી આગળ વધીને જણાવે છે, કે ભગવાન ભક્તજનો પર જે દુ:ખો અને કષ્ટો મોકલે છે, તેમજ દુષ્ટ જનોનો સંહાર કરે છે, તે પણ પોતે કૃપાભાવને વશ થઇને જ કરે છે. પરમેશ્વરનો કૃપાભાવ અમુક જીવોપર હોય અને અમુક પર તેમનો કૃપાભાવ ન હોય, તેવું સંભવી શકે જ નહિ. તેમનો કૃપાભાવ તો એક ધારો સર્વની ઉપર રહ્યા કરે છે. તેમના કૃપાભાવનો અનુભવ જીવોને થતો નથી; માટે તે જીવો પીડાય છે; તેમાં પરમાત્માની કૃપાનો અભાવ નથી; પણ તે જીવો તેમના અજ્ઞાનને લીધે પીડાય છે. જે જીવો એમ સમજે કે 'મને કષ્ટ વગેરે પડે છે, તે પણ મારા કલ્યાણને માટે છે અને તે પરમેશ્વરની કૃપા જ છે,' તેમનાં કષ્ટો દૂર થઇ જાય છે. જે કૃષ્ણ ભગવાને હિરણ્યકશિપુનો વધ કરી, પ્રહલ્લાદને પરમ ગતિ આપી હતી, તે જ કૃષ્ણ ભગવાને હિરણ્યકશિપુનો

વધ કરી, તેને પરમગતિ આપી હતી. ભગવાનની આ રીતે જેટલી કૃપા પ્રહલ્લાદ પર હતી; તેટલી જ કૃપા હિરણ્યકશિપુ પર હતી. ફેર એટલો કે પ્રહલ્લાદ પર જે કૃપા કરી, તે લોક પ્રસિદ્ધ છે અને હિરણ્યકશિપુ પર કૃપા કરી, તે ભક્તજન જ સમજી શકે છે. યશોદાને જે પરમગતિ પ્રાપ્ત થઇ હતી, તેજ પરમગતિ રાક્ષસી પૂતનાની થઇ હતી; એમાં કૃપાનો ભેદ કોઇ રીતે પણ રહ્યો નથી. ભાગવતમાં એક સ્થળે સ્પષ્ટ જણાવ્યું છે કે, 'ભગવાન જેની પર કોપ કરે છે, તે પણ ભગવાનનો કૃપાપાત્ર છે, કારણકે તેમના કોપથી સર્વ દોષોની નિવૃત્તિ થાય છે. રાક્ષસોમાં કેટલાક તો એવા મહાદોષો હોય છે, જેનું કોઇ પણ પ્રાયશ્ચિત સંભવતું નથી. તેવા પર પણ ભગવાન પોતે કૃપા કરી, તેના સર્વ દોષો ધોઇ નાંખે છે. એ પરમકૃપાનો જ પ્રભાવ છે. દેવોને સાથ આપી, જે શ્રીકૃષ્ણ ભગવાને તેમના પર પરમ કૃપા કરી છે, તેજ શ્રીકૃષ્ણ ભગવાને દાનવો પર કૃપા કરી, તેમને મોક્ષગતિ અપાવી છે અને કેટલાક રાક્ષસ ભક્તોને તો પોતાની ઉત્તમ ભક્તિ પણ આપી છે. કૃપાનું આ રહસ્ય ભાગવતમાં સુંદર રીતે વર્ણવવામાં આવ્યું છે અને તેજ તાત્પર્યનું સુંદર રીતે મનન કરી, શ્રીવલ્લભાચાર્યે કૃપાભાવ (પુષ્ટિમાર્ગ) ને પોતાના સિદ્ધાન્તોમાં સર્વોત્તમ માન્યો છે. 'ભાગવતાર્થ પ્રકરણ' 'પુરુષોત્તમ સહસ્રનામ' અને

'સુબોધિની' દ્વારા, ભાગવતનાં જે જે સ્થળોમાં કૃપાભાવનો મહિમા ગાવામાં આવ્યો છે, તે તે સ્થળોનાં રહસ્ય આચાર્યશ્રીએ સ્પષ્ટ રીતે ખોલીને, તેનું તાત્પર્ય વર્ણવ્યું છે, તે ઉપરાંત તેમણે પોતાના 'ષોડશગ્રંથો'માં સ્વતંત્ર રીતે કૃપાભાવ સિદ્ધાન્તનો મહિમા ગાયો છે.

આ પુષ્ટિમાર્ગમાં કોઇ પણ પ્રકારના સાધનોની ભક્તજનને જરૂર પડતી નથી, કેવળ તેના હૃદયમાં ભગવાનની કૃપાનો ભાવ પ્રગટ થાય, તેજ આવશ્યક છે. એ વિષેની સ્પષ્ટતા આચાર્યશ્રીએ પોતાના અણુ-ભાષ્યમાં કરેલી છે. તેઓ જણાવે છે, " **कृतिसाध्यं साधनं, ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते; ताभ्यां विहिताभ्यां मुक्तिः मर्यादा ॥ तद्रहितानामपि स्वस्वरूपलाभेन स्वप्रापणं पुष्टिरिति** (**अणुभाष्य** ૩–૩–૨૯ ) જ્ઞાન અને ભક્તિ એ બે પ્રકારનાં સાધનો છે, તે સાધનો પ્રાપ્ત કરવાને જે પ્રયત્ન કરે છે તેને તે સાધનો મળી શકે છે; એવું શાસ્ત્રનું રહસ્ય છે. આ પ્રકારનાં જ્ઞાન અને ભક્તિથી મનુષ્યને મોક્ષ પ્રાપ્ત થાય છે, પણ તે સાધનો મર્યાદા માર્ગને અનુસરીને છે. તે બંને પ્રકારનાં સાધનો જેની પાસે નથી, તેવા ભક્તજનો પર શ્રી ભગવાન પોતે કૃપા કરી, તેમને પોતાના સ્વરૂપમાં લઇ લે છે. તેમને કોઇ જાતનાં સાધનોની જરુર રહેતી નથી, માટે તેને પુષ્ટિ (કૃપાભાવ)

કહે છે." તેનું રહસ્ય એ છે કે **साधनक्रमेण मोचनेच्छा हि, मर्यादामार्गीया मर्यादा। विहितसाधनं विनैव मोचनेच्छा पुष्टिमार्गीयमर्यादा।** (अ०भा०४-२-७) 'ભગવાન ભક્તજને કરેલાં સાધનોને અનુસરી, તે ભક્તજનની મુક્તિ કરવા ઇચ્છે, તે મર્યાદા માર્ગ છે અને કોઇ જાતનાં કરવાલાયક સાધનો કરેલાં નહોય; તોપણ આપોઆપજ ભગવાન જે ભક્તજનને મુક્ત કરવા ઇચ્છે તે પુષ્ટિમાર્ગ છે." એ કારણથી, **पुष्टिमार्गः अनुग्रहैकसाध्यः प्रमाणमार्गात् विलक्षणः।** (अ०भा०४-४-९) " આ પુષ્ટિમાર્ગ શાસ્ત્ર પ્રમાણોને અનુસરનાર (મર્યાદા) માર્ગથી જૂદો છે, તેમાં કેવળ ભગવાનની કૃપા જ સાધવાની જરુર હોય છે, તેથી અન્ય સાધનો મેળવવાની તેમાં આવશ્યકતા રહેતી નથી."

આચાર્યશ્રીએ આ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તને અનુસરી, ભગવાને રચેલી સૃષ્ટિને ત્રણ પ્રકારે ગણાવી છે. 'પુષ્ટિ પ્રવાહ મર્યાદા' નામના ગ્રંથમાં એક નિર્દેશ છેઃ–

**इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः।**
**वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः॥**

સૃષ્ટિના આરંભમાં જ્યારે ભગવાનને રમણ કરવાની ઇચ્છા થઇ, ત્યારે તેમણે પોતાની ઇચ્છાથી સૃષ્ટિ ઉત્પન્ન કરી, તેમાં જે જીવો પ્રગટ થયા, તે પ્રવાહ સૃષ્ટિ. ભગવાનની પોતાની વેદવાણી દ્વારા જે જીવો પ્રગટ થયા,

તે મર્યાદા સૃષ્ટિ અને પોતાના આનંદમંગળ દેહથી જે જીવો થયા, તે પુષ્ટ સૃષ્ટિ, તેમાં પ્રવાહ સૃષ્ટિના જે જીવો છે, તે સંસારની કામનાઓમાં રત રહે છે, પોતાના ઉદ્ધારનો કે પરમ કલ્યાણનો માર્ગ તેમને સૂઝતો નથી. નદીના મહા પ્રવાહમાં જેમ લાકડાં ધસડાતાં જાય; તેવી રીતે આ સંસારનાં કામોમાંથી તેમને નવરાશ મળતીજ નથી. જન્મ અને મરણના ચક્રમાં તેઓ ફસાએલા હોય છે. આ પ્રકારના જીવોને ભગવાન પોતાના ચક્ર પર ચઢાવી, તેમને સંસારમાં ઘાણીના બળદની જેમ ગોળ ગોળ ભમાવ્યા જ કરે છે, તેમની સંસારયાત્રા પુરી થઇ શકતી જ નથી.

ભગવાને બીજી સૃષ્ટિ રચી, તે મર્યાદા સૃષ્ટિ છે. ભગવાને બ્રહ્માને વેદો ભણાવ્યા અને તે પછી આ મર્યાદા સૃષ્ટિ પ્રગટ થઇ. આ મર્યાદા સૃષ્ટિમાં પડેલા જીવો પ્રવાહના જીવો કરતાં વધારે સારા ગણાય છે. તેઓ સંસારના ચક્ર પર ચઢેલા છે; પરંતુ તેમને પોતાના ઉદ્ધારનો માર્ગ સૂઝેલો હોય છે. વેદોનાં વચનોને અનુસરી, તે જીવો યજ્ઞયાગાદિ કર્મો કરે છે, યજ્ઞનારાયણ વગેરે દેવોની ભક્તિ કરે છે અને તત્ત્વસ્વરૂપનું જ્ઞાન પણ મેળવે છે. તેમને આ લોક પર આસક્તિ હોતી નથી, પરંતુ તેમને પરલોકની અને મોક્ષની કામના હોય છે. તેઓ કામનાથી પ્રેરાઇ યજ્ઞયાગાદિ કર્મો કરે

છે, તેઓ વેદોના નિયમોનું અક્ષરે અક્ષર પાલન કરે છે, માટે તેઓ મર્યાદા સૃષ્ટિના જીવો ગણાય છે.

ભગવાનની ત્રીજી સૃષ્ટિના જે જીવો છે, તે પુષ્ટિ જીવો ગણાય છે. તે જીવો આનંદકંદ શ્રીકૃષ્ણના આનંદ ઘન દેહથી પ્રગટ થએલા હોય છે. આ પુષ્ટિ જીવો સદા ભગવાનની લીલા સૃષ્ટિમાં વાસ કરે છે. તે જીવોને સંસારનાં બંધન હોતાં નથી. સંસારનાં કોઇ કાર્યો કરવાની તેમને જરૂર પણ હોતી નથી, તેઓ પોતે આત્મારામ હોય છે. ભગવાનની લીલાનો તેઓ સતત આસ્વાદ લીધા કરે છે. ભગવાનની પરમ કૃપાથી જ આ જીવો પ્રગટ થએલા હોય છે, એટલે ભગવાનની સેવા કરવી તેમજ ભગવાનનું ગુણગાન કરવું; એટલું જ કાર્ય તેમને કરવાનું હોય છે. આ પ્રકારના જીવો સદા આનંદકાય શ્રીકૃષ્ણના ભાવમાં મગ્ન રહ્યા કરે છે. આવા પ્રકારના પુષ્ટિ જીવો ઘણી જ ઓછી સંખ્યામાં હોય છે, તેનો નિર્દેશ આચાર્યશ્રી કરે છેઃ—

**कश्चिदेव हि भक्तो हि 'यो मद्भक्त' इतीरणात् ।**
**सर्वत्रोत्कर्षकथनात् पुष्टिरस्तीति निश्चयः ॥**

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં આવા ભક્તનું વર્ણન કર્યું છે. તે ઉત્તમ કોટિના ભક્તનાં તેમણે આ રીતે લક્ષણ કહ્યાં છે કેઃ—

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥**
**सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धि र्यो मद्भक्तः स मे प्रियः ॥**

જે ભકત સર્વ પ્રાણીઓ પર દ્વેષ રાખતો નથી, જે સર્વ પ્રાણીઓનો મિત્ર છે અને જેમાં કરુણા ભાવ રહેલો છે, મમતા અને અહંકાર જેને હોતાં નથી. સુખ અને દુઃખમાં જેને સમાનભાવ છે, જેનામાં ક્ષમા અને સંતોષ રહેલા છે. જે નિરંતર સ્થિર ભાવે રહે છે. જેણે પોતાના દેહને સંયમમાં રાખેલો છે, જેણે એક નિશ્ચય કરેલો છે અને જેણે મારામાં મન અને બુદ્ધિ પરોવ્યાં છે, તે મારો પ્રિય ભકત છે." આવા ભકત વિરળ છે અને તેની ગણના ભગવાને ઉત્તમ કોટિમાં ગણી છે.

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।**
**श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥**

તપસ્વીઓ, જ્ઞાનીઓ અને કર્મીઓથી પણ યોગી વધે છે; પરંતુ તેવા યોગીઓ કરતાં ભકત ઉત્તમ છે, જેણે પોતાના અંતરાત્મામાં મારી સ્થાપના કરી છે અને પૂર્ણ શ્રદ્ધા ભાવે તે મને ભજે છે, માટે તેજ મારે મન સર્વથી ઉત્તમ યોગી છે."

આવો ભક્ત કેવા પ્રકારની ભક્તિ કરે છે, તે ગીતામાં જણાવ્યું છે કેઃ—

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद् भजति मां सर्वभावेन भारत ॥**

"જે ભક્ત મોહ પામ્યા વિનાજ મને પરમ પુરુષ તરીકે જાણે છે, તે ભક્ત સર્વજ્ઞ ગણાય છે અને તે મને સર્વભાવથી ભજે છે." શ્રી. વલ્લભજીની ટીકામાં 'સર્વ ભાવથી ભક્તિ કરવી, તે પુષ્ટિમાર્ગમાં જ સંભવે છે, બીજા કોઇ માર્ગમાં સંભવતી નથી' એ રીતે સર્વ ભાવનો અર્થ કરવામાં આવ્યો છે. ગીતાના ઉપરના શ્લોકોનું વિવેચન કરી, શ્રી. વલ્લભાચાર્યજીએ પુષ્ટિમાર્ગની શ્રેષ્ઠતા બતાવી છે. અને તેમણે જણાવ્યું છે કે 'એવો કોઇક જ ભક્ત હોય છે, જે ભગવાનનો પ્રિય બને છે અને તે ભક્ત સર્વથી ઉત્તમ ગણાય છે, માટે તે પુષ્ટિ સૃષ્ટિનો ભક્ત છે, એવું કથન સ્પષ્ટ થાય છે. આ પુષ્ટિમાર્ગના જીવો પ્રવાહ સૃષ્ટિ અને મર્યાદા સૃષ્ટિના જીવોથી ભિન્ન છે, તેવું આચાર્યશ્રી. જણાવે છે.

**तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः ।**
**भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥**

"પુષ્ટિ સૃષ્ટિમાં જે જીવો પ્રગટ થએલા છે, તે બીજા જીવો કરતાં ઉત્તમ કોટિના છે. તે પુષ્ટિ સૃષ્ટિના જીવો ભગવાનના સ્વરૂપની સેવા કરવાને માટે જ પ્રગટ થએલા છે. તેમના પ્રગટ થવાનું તેથી બીજું કોઇ પ્રયોજન છેજ નહિ" આ પુષ્ટિ જીવો ભગવાનના પ્રાકટય માટે,

તેમની સેવા કરતા હોય છે. ભગવાનના સ્વરૂપનું તેમની સમક્ષ પ્રગટ થવું તે જ તેમને મન ફળ છે, તેથી બીજા કોઇ ફળની ઇચ્છા તેમને હોતી નથી. આ પુષ્ટિ જીવો ભગવાનની ઇચ્છા પ્રમાણે રહે છે. જ્યારે ભગવાન ઇચ્છા કરે, ત્યારે તેમને પોતાના સ્વરૂપ ધામમાં બોલાવી લે છે અને તે રીતે આ પુષ્ટિ જીવોની આ લોકની લીલા સમાપ્ત થાય છે.

જે જીવો મર્યાદા સૃષ્ટિના અને પ્રવાહ સૃષ્ટિનાં છે, તે જીવો ભક્તિયોગદ્વારા શ્રીકૃષ્ણની પરમકૃપા પ્રાપ્ત કરે, તો પુષ્ટિજીવોને જે લીલાનો સ્વાદ મળે છે, તે રસનો આસ્વાદ આ જીવો પણ કરી શકે છે. જે પુષ્ટિમાર્ગીય જીવો છે, તેમના હૃદયમાં તો શ્રીકૃષ્ણનો પરમ કરુણા-ભાવ સદા જાગ્રત હોય છેજ; પરંતુ બીજા જીવો શ્રીકૃષ્ણના આ પરમ કરુણાભાવના મહિમાને જાણી શકતા નથી.

શ્રી. વલ્લભાચાર્યજીએ શ્રીકૃષ્ણના પરમભાવને જાણવાને અનેક ઉપાયો બતાવ્યા છે, તેમાં મુખ્ય ઉપાય એ છે કેઃ—

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।**
**स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्नचान्यथा ॥**

આ નારદ પંચરાત્રનું વચન છે અને આચાર્યશ્રીએ તે વચનને પોતાના અનેક ગ્રંથોમાં ઉતાર્યું છે, તેનો અર્થ એ છે કે 'શ્રીકૃષ્ણ ભગવાન પ્રતિ સ્નેહ થવો

તેનું જ નામ ભકિત છે. તે સ્નેહ ઘણો જ દૃઢ હોવો જોઇએ, તેમજ સર્વ પદાર્થો પરના પ્રેમ કરતાં આ પ્રેમની કોટિ ઉંચી હોવી જોઇએ. આવા પ્રેમથી જ ભકતની સંસારથી મુકિત થઇ શકે છે, તે વિના મુકિત માટે બીજો કોઇ ઉપાય નથી. જ્યારે ભગવાનના સ્વરૂપની અલૌકિકતાનું અને તેમના ગુણોના મહિમાનું જ્ઞાન થાય; ત્યારે ભગવાનમાં આવા પ્રકારનો ઉત્તમ સ્નેહ થઇ શકે છે.

ભગવાનમાં સ્નેહ થાય તે માટે તેમના ગુણોનો મહિમા સાંભળવો જોઇએ. તે ગુણોનો મહિમા સાંભળવાને આચાર્યશ્રીએ ભાગવતની કથાને સર્વોત્તમ જણાવી છે. ભાગવતમાં ભગવાનનો અલૌકિક મહિમા વર્ણવામાં આવ્યો છે. એ અલૌકિક મહિમા સાંભળવાથી ભકતજન ભગવાનના ગુણોનો અનુરાગી બને છે અને તેને ભગવાનની ઉત્તમ ભકિત પ્રાપ્ત થાય છે. આચાર્યશ્રી 'તત્વ દીપ' નિબંધમાં જણાવે છે કેઃ—

**प्रेम्णोऽन्यत् साधनं लोके नास्ति मुख्यं परं महत् ।**
**श्रीभागवतमेवात्र परं तस्य हि साधनम् ॥**

ભગવાન શ્રીકૃષ્ણ પર પરમ પ્રેમ થવો, તે જ ભકિતનું મહાન અને સર્વોત્તમ સાધન છે. ભગવાન પર આવો ઉત્તમ કોટિનો પ્રેમ પ્રાપ્ત કરવા ભાગવતની કથા જ ઉત્તમ સાધન છે. તે ભાગવતની કથા કેવી રીતે સાંભળવી તે પણ આચાયશ્રી જણાવે છે કેઃ—

**अधिकारमभिप्रायं ज्ञात्वा भक्तमुखेन हि ।**
**सकृच्छ्रवणमात्रेण कृष्णे प्रेम भवेद् ध्रुवम् ॥**

આ ભાગવતની કથા પરમ ભકતના મુખથી સાંભળવી. કથા સાંભળતી સમયે વાકયોના અભિપ્રાયનું મનન કરવું અને પોતે પરમ વૈરાગ્ય ધારણ કરવો. આ રીતે જો ભાગવતની કથા એક વખતે પણ સાંભળવામાં આવે તો શ્રીકૃષ્ણ ભગવાનમાં ઉત્તમ પ્રેમ જાગૃત થાય.

ભાગવતાર્થ પ્રકરણમાં આચાર્યશ્રી જણાવે છે કે, શ્રીમદ્ ભાગવત શ્રીકૃષ્ણ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે અને ભાગવતના સ્કંધો ભગવાનનાં જુદાં જુદાં અંગ છે. આચાર્યશ્રી જણાવે છે કેઃ—

**एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः ।**
**अर्थतस्तु परिज्ञाते ज्ञातो भक्तिं प्रयच्छति ॥**

શ્રી ભાગવતને આ રીતે હૃદયમાં ધારણ કરવાથી; તે ભકતના હૃદયમાં સાક્ષાત શ્રીકૃષ્ણ વિરાજે છે અને જેણે શ્રી ભાગવતના અર્થોનું મનન કરેલું છે, તેણે તો ભગવાનને સારી રીતે જાણી લીધા છે અને ભગવાન તેની પર પ્રસન્ન થઇ પોતાની ઉત્તમ ભકિત તેને આપે છે.

શ્રી વલ્લભાચાર્યજીએ ભાગવત કથા સાંભળવાની જે ભકિત કહી, તે ભકિત નવ પ્રકારની છે અને તેનું વર્ણન ભાગવતમાં આ રીતે છેઃ—

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**

શ્રીકૃષ્ણુ ભગવાનની કથા સાંભળવી, તેમના નામોનું કીર્તન કરવું, તેમના મહિમાનું સ્મરણુ કરવું, તેમના ચરણુ કમળ સેવવા, તેમની સેવા પૂજા કરવી, તેમને નમસ્કાર કરવા, તેમનો હું દાસ છું, તેમનો હું મિત્ર છું અને હું તેમનો જ છું એવા ભાવ રાખવા, તે નવ પ્રકારની ભક્તિ છે. આ નવ પ્રકારની ભક્તિથી શ્રીકૃષ્ણુ ભગવાનમાં પ્રેમભક્તિ પ્રગટ થાય છે. કવિ શ્રી દયારામે ભક્તિ પોષણુમાં આ નવ પ્રકારની ભક્તિ કરવાથી કયા કયા ભક્તજનોનો ઉદ્ધાર થયો હતો, તે ગાયું છે.
શ્રવણુ પરીક્ષિત, શુક કરી કીર્તન, સ્મરણુ કરી પ્રહલ્લાદ,
શ્રી સેવન, પૂજન પૃથુ, વંદન અક્રૂર આહ્લાદ,
આહ્લાદ માન્યો, કપીશ કિંકરતા,
સખ્યતા ભક્તિ સુભદ્રા ભર્તી
ગોપીજને પ્રેમ લક્ષણા લીધી;
સેવો શ્રીકૃષ્ણુ કૃપાલ.

ભક્ત કવિશ્રી. દયારામે આ નવ પ્રકારની ભક્તિનું તેમાં સુંદર વિવેચન કર્યું છે અને સર્વથી ઉત્તમ ગોપીજનોની પ્રેમલક્ષણા ભક્તિનો તેમાં મહિમા ગાયો છે.

શ્રી વલ્લભાચાર્યે શ્રવણાદિ નવ પ્રકારની ભક્તિનો મહિમા ગાયો છે, પરંતુ તે નવ પ્રકારની ભક્તિથી શ્રી.

ભગવાનનો સાક્ષાત્કાર થતો નથી. તે નવ પ્રકારની ભક્તિથી જે પ્રેમભાવ પ્રગટ થાય છે, તે પ્રેમભાવજ શ્રી. કૃષ્ણ ભગવાનના સાક્ષાત્કારમાં મુખ્ય છે. શ્રી વલ્લભાચાર્યે આ નવ પ્રકારની ભક્તિને સગુણ કહી છે અને તેથી પ્રગટ થએલી પ્રેમ લક્ષણા ભક્તિ છે, તેજ તેમના મતે સર્વોત્તમ છે. તે પ્રેમ લક્ષણા ભક્તિ નિર્ગુણ ભક્તિ છે. આ ભક્તિને નિર્ગુણ ભક્તિ એટલા માટે કહેલી છે કે; ભકતજન જ્યારે ભગવાનની ભક્તિ કરે, ત્યારે તેનામાં કોઇ જાતનો અન્યભાવ પ્રગટ થવો જોઇએ નહિ. તે એકજ ભાવમાં તલ્લીન થઇ જાય. આચાર્યશ્રી 'ચતુઃશ્લોકી'માં જણાવે છે કેઃ—

**सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।**
**स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥**

વ્રજભૂમિ પર રમણ કરતા શ્રીકૃષ્ણની ભક્તિ નિરંતર અનન્ય ભાવથી કરવી. ભકતજનની એજ એક ફરજ છે, બીજું કોઇ જાતનું સાધન તેને મેળવવાનું રહેતું નથી. પરમભાવ વિના ભકતજનના હૃદયમાં કોઇ જાતનો વિચાર આવવો જોઇએ જ નહિ. ભગવાનની ભક્તિ કરતાં, તેણે પોતાનું કર્તવ્ય, ફળ કે સાધનનો વિચાર પણ કરવાનો નથી, તેનું કારણ આચાર્યશ્રી જણાવે છે કે.

**यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।**
**ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥**

જો ગોકુળ ભૂમિપર વિહાર કરતા શ્રી બાલકૃષ્ણને સર્વાત્મભાવે હૃદયમાં ધારી લીધા, તો પછી કોઇ જાતનાં લોક કે વેદની સાથે સંબંધ ધરાવતાં કાર્યો કરવાની જરુર રહેતી જ નથી.

આવા પ્રકારની પ્રેમલક્ષણાભકિત ભકતજનને ધીરે ધીરે પ્રાપ્ત થાય છે. ભગવાનનો અનુરાગ પોતાના હૃદયમાં આવે તે માટે તેણે પ્રયત્ન સેવી કેટલાક ઉપાયો કરવાના હોય છે. આ પ્રેમલક્ષણા ભક્તિ ભગવાનના ગુણગાનો સાંભળવાથી; તેમ જ તેમનાં નામોનું કીર્તન કરવાથી, ભકતજનના હૃદયમાં પ્રગટ થાય છે. ભકતજન પોતે સંસારમાં પરોવાયો હોય કે સંસારથી પર થયો હોય, તો પણ તેણે ભગવાનની શ્રવણાદિ ભક્તિ કરવી. તે પ્રકારની ભકિત કરવાથી ભકતજનના હૃદયમાં ભગવાન માટે પ્રેમ, આસકિત અને વ્યસન એ ત્રણ ભાવો પ્રગટ થાય છે.

આચાર્યશ્રી એ ત્રણેનો 'ભક્તિવર્દ્ધિની' ગ્રંથમાં નિર્દેશ કરી, તેનાં ફળ આપે છે.

**स्नेहाद् रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः।**
**यदा स्याद् व्यसनं कृष्णे कृतार्थः स्यात् तदैव हि ॥**

ભગવાનમાં પ્રેમ પ્રગટ થવાથી; સંસારમાં રહેલો મોહ નાશ પામે છે; કારણકે સર્વ પ્રકારની કામનાઓ અને આનંદનું પરમ ધામ શ્રીકૃષ્ણ છે, એવી તે ભક્તને

ખાત્રી થયેલી હોય છે. તે પ્રેમ થયા પછી તેના હૃદયમાં શ્રીકૃષ્ણની આસક્તિ પ્રાપ્ત થાય છે. આસક્તિનો અર્થ એ છે કે 'તેને શ્રીકૃષ્ણ વિના બીજું કંઇ રુચતું જ નથી. શ્રીકૃષ્ણને મેળવવાની તેને તાલાવેલી લાગે છે, તેનું હૃદય શ્રીકૃષ્ણ તરફ જ ખેંચાય છે, તેને મન શ્રીકૃષ્ણ જ પરમપ્રિય વસ્તુ છે. આ પ્રકારની આસક્તિ થવાથી, તેની સંસાર પરની માયામમતા દૂર થતી જાય છે. સંસારના પદાર્થો સાથે તેનું ચિત્ત ગોઠતું નથી. ભગવાન શ્રીકૃષ્ણ વિનાની સર્વ વસ્તુઓ તેને મન નિરર્થક લાગે છે. આ પ્રકારની આસક્તિ થવાથી, તેને શ્રીકૃષ્ણ માટે વ્યસન પ્રાપ્ત થાય છે. જેમ કોઇને માદક પદાર્થો પીવાનું વ્યસન હોય, તો તે પદાર્થો વિના તેને એક પણ ઘડી ચાલતું નથી, તેમ આ ભક્તજનને શ્રીકૃષ્ણ ભગવાનનું વ્યસન લાગુ પડે છે. તે ભગવાન શ્રીકૃષ્ણ વિનાના સર્વ પદાર્થોને ભૂલી જાય છે, તેના સર્વ ભાવો ભગવાનમાં જ તલ્લીન થઇ જાય છે અને તે પ્રકારની એક પરાયણતા, એક ભક્તિ જેને પ્રાપ્ત થઇ છે, તેવો ભક્ત ઉત્તમ કોટિનો છે. તે ભક્તને પછી કંઇ કરવાનું રહેતું નથી. આચાર્યશ્રી આવા પ્રકારની ભક્તિનો મહિમા ગાય છે કેઃ—

**सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।**
**यावज् जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥**

જે ભક્તજનની આસક્તિ ભગવાનની સેવામાં અથવા તેમની કથામાં દઢ થએલી હોય છે, તેનો જીવન પર્યંત કોઇ રીતે નાશ થતો જ નથી, એવો મારો નિશ્ચય છે.

ભક્તજનની આ પ્રકારની પ્રેમલક્ષણા ભક્તિને નિર્ગુણ ભક્તિ કહેલી છે, તેનું આજ કારણ છે. તેની ત્રણ દશાઓઃ પ્રેમ આસક્તિ અને વ્યસન ભક્તજનના હૃદયમાં સદા જાગ્રત જ રહે છે.

જ્યાં સુધી ભગવાનનો મહિમા સાંભળ્યો નથી. જ્યાં સુધી ભગવાનના ગુણગાનમાં ચિત્ત આકર્ષાયું નથી, તેમજ ભગવાનના મહિમા માટે જેના હૃદયમાં શ્રદ્ધાભાવ પ્રગટ થયો નથી, ત્યાં સુધી દરેક પ્રાણીઓ સંસારના દાવાનળથી તપ્યા કરે છે. સંસારના તાપથી તેમનાં હૃદય તપેલાં હોય છે, તેમને કોઇ જાતની શાંતિ પ્રાપ્ત થતી નથી. મહારણમાં દાઝતા હરણના જેવી તેમની દશા થાય છે. અનેક તૃષ્ણાઓથી તેમના કંઠ સુકાય છે, પણ તેમને અમૃતની પ્રાપ્તિ થતી નથી. અનેક લાલસાઓ તેમજ કામનાઓથી તેમનાં હૃદય દગ્ધ થએલાં હોય છે, તે છતાં તેમની લાલસાઓ અને કામનાઓ શમતી નથી. આ પ્રકારની દશાને તાપની દશા કહેલી છે. સંસારમાં વાસ કરતાં લાખ્ખો કરોડો પ્રાણીઓ આ તાપદશાને અનુભવે છે.

ભગવાનની કૃપાથી, પુણ્ય બળના યોગે કે કોઇ સાધુ જનના સમાગમથી કોઇકના હ્રદયમાં ભગવાન વિષે શ્રદ્ધાભાવ પ્રગટ થાય છે. તે શ્રદ્ધાભાવથી ભગવાનની કથાવાર્તાઓ સાંભળે છે અને તેને ભગવાનના મહિમાનું જ્ઞાન થાય છે. ભગવાનના ગુણગાનોથી તેનું હ્રદય પ્રફુલ્લ થાય છે, ત્યારે તેના સંસારના સર્વ તાપો શમી જાય છે. ચારે બાજુ તે જે દોડાદોડ કરતો હતો, તેથી તે વિરામ સેવે છે. તેનું શરીર, વાણી અને હ્રદય જાણે નવનીત પ્રાપ્ત થયું હોય તેવી રીતે ખીલી ઉઠે છે. તેની તાપદશા તો દૂર થાય છે, પરંતુ તેને ભગવાન પર પ્રેમ પ્રગટ થાય છે, ભગવાન મેળવવાની તેને તાલાવેલી જાગે છે, ભગવાન વિના તેને કંઇ પણ રૂચતું નથી. ભગવાનનો કૃપાભાવ તેના હ્રદયમાં ઝળકી ઉઠે છે. મોહનિદ્રામાંથી તે જાગેલો હોય છે. હવે તેને મોહમમતાની નિદ્રા લેવાનું રુચતું નથી, પરંતુ તેને ભગવાનનું વ્યસન લાગેલું છે. તે ભગવાન મેળવવા તલપાપડ કરે છે. તેને કોઇ વાત રુચતી નથી. તેને કોઇ સ્થાને ગોઠતું નથી. ભગવાનની શોધમાં તે દિનરાત તન્મય બની જાય છે. તેને ભગવાન વિના ક્લેશનો અનુભવ થાય છે. ભગવાનની પ્રાપ્તિ તે ભક્તજનને થઇ નથી, તેનું દુઃખ તેના હ્રદયમાં રહ્યા કરે છે. તે દુઃખ, તે વ્યસન તેના હ્રદયમાં સ્થાન કરે છે. શ્રી કૃષ્ણનો વિરહભાવ તેનાથી

વેઠાતો નથી. તે ક્લેશ દશાના ઉત્કટ તાપમાં તપ્યા કરે છે. તે ઉત્કટ તાપની ઉગ્રતા વધતી જાય છે તેમ તેમ તેના હૃદયમાં ભગવાનની ઝાંખી થતી જાય છે. તેને ધીરે ધીરે સર્વ પદાર્થોમાં ભગવાનનાં દર્શન થતાં જાય છે. તે સર્વ પદાર્થોને ભૂલી જાય છે અને પદાર્થોમાં તેને ભગવાનની ઝાંખી થાય છે, આખરે તેના હૃદયમાં સાક્ષાત આનંદકંદ ભગવાન શ્રી કૃષ્ણ પ્રગટ થાય છે. અતિશય ક્લેશમાં તપ્યા પછી, વિરહાગ્નિમાં પોતાનું સર્વસ્વ હોમી દીધા પછી, ભગવાન શ્રીકૃષ્ણ તે ભક્તને વશ થાય છે. તે ભક્તજનની દશા પલટાઇ જાય છે, તેને હવે કોઇ દુઃખ નથી, કોઇ તાપ નથી, કોઇ ક્લેશ નથી. તે જેને આરાધતો હતો, જેને માટે તેને આટલો બધો ઉત્કટ તન્મનાટ હતો, તે આરાધ્ય દેવ તેના હૃદયમાં સાક્ષાત પ્રગટ થાય છે. તે ભક્તજન સર્વ કાંઇ વિસરી જાય છે. શ્રી કૃષ્ણના આનંદ સ્વરૂપનું તે સંતોષથી પાન કરે છે અને તે ભક્તજન પોતે અલૌકિક આનંદનો અનુભવ કરે છે. તેના તાપ અને ક્લેશની દશા દૂર થાય છે અને તેને આનંદની દશા પ્રાપ્ત થાય છે. શ્રી કૃષ્ણના આનંદ સ્વરૂપની તેને પ્રાપ્તિ થઇ છે. તેના જીવનનું તેજ ધ્યેય છે, તેજ પ્રયોજન છે, તેજ ફળ છે. હવે તેને કંઇ રહેતું નથી. આ પ્રકારની આનંદની દશા કો'ક અલૌકિક ભક્તજન જ કરી શકે છે. ગોપીજનોને

આ આનંદની દશા પ્રાપ્ત થઇ હતી. અને તેઓ સદાને માટે ભગવાનનાં ઉત્તમ કોટિનાં ભક્ત બની ગયાં છે.

આ રીતે તાપ, ક્લેશ અને આનંદ દશાનું વર્ણન આચાર્યશ્રીએ પોતાના ગ્રંથોમાં કરેલું છે. જે બીજી ક્લેશ દશા છે, તેમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન, એ ત્રણ પ્રકારના ભકિતના ભાવોનો સમાવેશ થાય છે. આચાર્યશ્રીના મતે બીજી દશા સારી ગણાય છે; કારણકે તેમાં શ્રી કૃષ્ણના વિરહ વેદનાનો ઉત્કટ ભાવ ભક્ત-જનના હૃદયમાં સદા રહ્યા કરે છે. તે ઉત્કટ ભાવથી ભક્તજનના સર્વ દોષો દૂર થઇ જાય છે. શ્રી કૃષ્ણની નવધા ભક્તિ શીતળ ભક્તિ ગણાય છે. તે પ્રકારની ભક્તિ કરનાર ભક્તજનોને શ્રી કૃષ્ણની સેવાપૂજાથી સંતોષ હોય છે, પરંતુ પ્રેમલક્ષણા ભક્તિ ઉગ્ર ભક્તિ ગણાય છે, તેમાં શ્રીકૃષ્ણની વિરહ વેદના ભક્તજનના હૃદયમાં સદા જાગ્રત રહે છે. સદાકાળ તે શ્રી. કૃષ્ણનુંજ ધ્યાન ધરે છે.

२

# ભગવાન શ્રી કૃષ્ણ

**जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम् ।**

'માતા યશોદાના ખોળામાં જે બાળ ગોપાળ ક્રીડા કરે છે, તેજ પરમ તત્વ છે' એવું શ્રી વલ્લભાચાર્યજીના પુત્ર શ્રી વિઠ્ઠલેશ્વરજી પોતાના ભક્તજનોને ઉપદેશ આપે છે, તેનો ભાવ એ છે કે 'જે શ્રી કૃષ્ણ બાળ ગોપાળ બની, વ્રજભૂમિમાં ગોપ અને ગોપિકા સાથે બાળ-લીલાઓ રમતા હતા, તે શ્રી કૃષ્ણ પોતે જ પરબ્રહ્મ, પરમાત્મા છે. વેદો અને પુરાણો જે પરમાત્મા પરબ્રહ્મનો મહિમા ગાય છે, તેજ પરમાત્મા પરબ્રહ્મ શ્રી કૃષ્ણ સ્વરૂપે નંદ યશોદાને ઘેર પ્રગટ થયા હતા. જે શ્રી કૃષ્ણ પોતે બધા લોકોને ઉત્પન્ન કરી, તે લોકોને અનેક રીતે

રમાડે છે; તેજ શ્રી કૃષ્ણને યશોદા માએ પોતાના ખોળામાં પધરાવી, અનેક હાવભાવ સાથે તેમને રમાડયા હતા. યશોદા માના ખોળામાં રમનાર શ્રી કૃષ્ણ અને જગતભરને રમાડનાર શ્રી કૃષ્ણ એ બેની વચ્ચે કોઇ જાતનો ફેરફાર નથી; માટે જ શ્રી વલ્લભાચાર્યજી પોતાના 'સિદ્ધાન્ત મુકતાવલી' ગ્રંથમાં જણાવે છે કેઃ—

**'परं ब्रह्म तु कृष्णो हि'**

શ્રી કૃષ્ણ પોતે જ પરબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ છે, માટે જે ભગવાનના ભકતો છે, તેમણે

**परमानन्दरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः ।**
**अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ॥**

"તો પોતાના આત્મસ્વરૂપ, જે પરમાનંદ કૃષ્ણ ભગવાન છે, તેમાં જ પોતાની બુદ્ધિ જોડવી; તેવી જ રીતે તે શ્રી કૃષ્ણને સામાન્ય રૂપે નહિ જાણતાં; તેમને પરબ્રહ્મ સ્વરૂપે જ જાણવા અને એ બ્રહ્મવાદનો નિશ્ચય કરી, બુદ્ધિને બીજાં સ્થાનોથી રોકી, તેને શ્રી કૃષ્ણમાં જ યોજવી." આચાર્યશ્રીનો ભાવ એ છે, કે શ્રી કૃષ્ણ પોતે જ સર્વના નિયામક છે; અને તે શ્રી કૃષ્ણ પોતાના ભક્તજનો પર કૃપા કરી, તેમના હૃદયમાં પ્રગટ થાય છે. ભકતને શ્રી કૃષ્ણનું આ રીતે પ્રત્યક્ષ દર્શન થાય છે; એટલે તેને કોઇ જાતનો સંદેહ રહેતો નથી. ભક્તજનો શ્રી કૃષ્ણને પરબ્રહ્મ, પરમાત્મા સમજીને જ ભજે છે,

માટે તે ભક્તિને બ્રહ્મવાદની ભક્તિ જણાવી છે. આચાર્યશ્રીએ આ બ્રહ્મવાદને જ મુખ્ય સ્થાન આપ્યું છે. તેમના મતે પરબ્રહ્મ શ્રી કૃષ્ણ પ્રત્યક્ષ સ્વરૂપ છે.

**तथा कृष्णं परं ब्रह्म स्वस्मिन् ज्ञानी प्रपश्यति।**
**आत्मानंद समुद्रस्थं कृष्णमेव विचिन्तयेत्॥**

આચાર્યશ્રી જણાવે છે કે 'જ્ઞાની પુરુષ પોતાના આત્મામાં પરબ્રહ્મ કૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન કરે છે. આ શ્રીકૃષ્ણ પોતે આત્મના અમાપ આનંદ સાગરમાં બિરાજ્યા છે, તેવી ભાવના કરી, ભક્તજને તે શ્રીકૃષ્ણનું સ્મરણ કરવું'. શ્રીકૃષ્ણ પોતે આનંદ સાગરમાં બિરાજે છે, તેનો ભાવ એ છે, કે જે ભક્તજનો આવા પરમાત્માની ભક્તિ કરે છે, તેઓ પણ આ નિરવધિ આનંદ સાગરમાં વિહાર કરી શકે છે. ગોપિકાઓ પોતે શ્રીકૃષ્ણનાં પરમ ભક્ત હતાં અને તેમણે આનંદ સાગર શ્રીકૃષ્ણની ઉપાસના કરી હતી; તેથી તેમને પણ તે આનંદ સાગરમાં રમણ કરવાનો લ્હાવો પ્રાપ્ત થયો હતો. તે નિરવધિ આનંદ ભગવાનનું જ સ્વરૂપ છે અને ભગવાન પોતાનાં પ્રિય ભક્તજનોને તે આનંદનો આસ્વાદ ચખાડે છે. તે પ્રકારના ભક્તજનો ઉત્તમ કોટિના છે. જે ભક્તો શ્રી કૃષ્ણને સામાન્યરૂપે ભજે છે, તેમને આ અમાપ આનંદનો લાભ મળતો નથી, પરંતુ જે ભક્તજનો શ્રીકૃષ્ણને સાક્ષાત્ પરમાનંદ પરબ્રહ્મ સ્વરૂપે સમજે છે,

તેમને જ તેવા ઉત્તમ પ્રકારના આનંદનો અનુભવ થાય છે. આવાં પરમભક્ત ગોપીઓ છે, જે શ્રીકૃષ્ણ ભગવાનને જણાવે છે કેઃ—

**"न खलु गोपिकानंदनो भवान्**
**अखिल देहिनाम् अन्तरात्मदृक् ॥"**

આપ યશોદાનંદન ગોપબાળ નથી; પરંતુ પ્રાણી માત્રના અંતરાત્મામાં વસનાર આપ અંતર્યામી છો' ગોપિકાઓએ આજ બ્રહ્મવાદના રહસ્યને જાણી, પરબ્રહ્મ શ્રીકૃષ્ણની ભક્તિ કરી હતી અને તેથી જ તેમને પરમ રસની પ્રાપ્તિ થઇ હતી. તેઓ શ્રીકૃષ્ણનાં ઉચ્ચકોટિનાં ભક્ત હતાં, તેનું આજ કારણ છે.

આચાર્યશ્રીએ આજ ભાવનો આશ્રય લઇ, પોતાના તત્વાર્થ દીપ નિબંધમાં શ્રીકૃષ્ણની આ પ્રકારે સ્તુતિ કરી છે, કેઃ—

**नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।**
**रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः ॥**

પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ પોતે જગતનો ઉદ્ધાર કરવાને અખંડ પૂર્ણસ્વરૂપે પ્રગટ થએલ છે, જેનાં કર્મ દિવ્ય છે અને જે પોતે નામ અને રૂપના વિવિધ આકારો ધારણ કરી, જગત્ સ્વરૂપે બની, તેની જ સાથે વિહાર કરે છે. આચાર્યશ્રી એ આ શ્લોકમાં શ્રીકૃષ્ણનાં ત્રણ સ્વરૂપ બતાવ્યાં છેઃ પ્રથમ સ્વરૂપ તે

પરબ્રહ્મ, પરમાત્મા, તેમાંથી બીજું સ્વરૂપ તે જગત અને ત્રીજું સ્વરૂપ શ્રીકૃષ્ણ પોતે, એ ત્રણે સ્વરૂપોમાં કોઇ જાતનો ભેદ નથી, એવું આચાર્યશ્રીનું કથન છે. સર્વનિર્ણયપ્રકરણમાં આચાર્યશ્રી સ્તુતિ કરતાં પરમાત્માનાં અનેક સ્વરૂપોની આ રીતે ભાવના કરે છેઃ—

**पंचात्मकं द्विरूपं च साधनै र्बहुरूपकम् ।**
**स्वानंददायकं कृष्णं ब्रह्मरूपं परं स्तुमः ॥**

જે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પોતે (ભકતજનોને) આનંદ આપનાર છે, તેમની અમે સ્તુતિ કરીએ છે. જે પોતે પાંચ સ્વરૂપો,* બે સ્વરૂપો અને સાધનોની વિવિધતાથી અનેક સ્વરૂપો ધારણ કરે છે. આ શ્લોકમાં શ્રીકૃષ્ણ પોતે પોતાની ઇચ્છાને આધીન થઇ, અનેક સ્વરૂપો ધારણ કરે છે અને તે સર્વ સ્વરૂપો ભકતજનોને આનંદ આપનારાં છે, તે ભાવ આચાર્યશ્રીના કથનનો છે. શ્રીકૃષ્ણનું વિશેષ રહસ્ય તો આચાર્યશ્રી ભાગવતાર્થ પ્રકરણના પ્રથમ શ્લોકમાં જણાવે છેઃ—

**श्रीकृष्णं परमानन्दं दशलीलायुतं सदा ।**
**सर्वभक्तसमुद्धारे विस्फुरंतं परं नुमः ॥**

---

* અહીં ભગવાનનાં પાંચ સ્વરૂપો જણાવ્યાં છે, તે યજ્ઞસ્વરૂપો છે, (૧) અગ્નિહોત્ર (૨) દર્શ પૂર્ણમાસ (૩) પશુ (૪) ચાતુર્માસ અને (૫) સોમ; તેવી જ રીતે પ્રકૃતિ અને વિકૃતિના ભેદથી તેમનાં બે સ્વરૂપો પણ છે.

અમે પરમાનંદ શ્રીકૃષ્ણને નમસ્કાર કરીએ છીએ, જેમણે દશ પ્રકારની *લીલાઓ કરી છે અને જે પોતાના ભકતોના ઉદ્ધાર કરવા (અનેક સમયે) પ્રગટ થાય છે. આ શ્લોકનું રહસ્ય ધ્યાન દોરે તેમ છે. શ્રીકૃષ્ણે પોતે દશ પ્રકારની લીલાઓ તો કરી લીધી, હવે તેમને જગત પર પ્રગટ થવાનું કોઇ પ્રયોજન રહ્યું નથી. બીજું શ્રીકૃષ્ણ પોતે યાદવકુળમાં જ પ્રગટ થયા હતા. તેઓ ફરીથી પ્રગટ થાય, તેવો પણ સંભવ નથી. તે બંને સંદેહ દૂર કરવાને આચાર્યશ્રી, જણાવે છે કે 'તે શ્રીકૃષ્ણ અખંડ સ્વરૂપ ધારણ કરે છે. ભકતજનોના હૃદયમાં તે સદાકાળ પ્રત્યક્ષ છે. તેમને કોઇ કાળની મર્યાદા નથી. જે શ્રીકૃષ્ણે વ્રજભૂમિમાં પ્રગટ થઇ, ગોપ ગોપિકાઓને આનંદ આપ્યો હતો, તે શ્રીકૃષ્ણ પોતાના ભકતનો ઉદ્ધાર કરવા અને તેને આનંદ આપવા આજે પણ પ્રગટ થાય છે.-તે શ્રીકૃષ્ણ પોતે સ્વતંત્ર હોવા છતાં, ભકતને વશ છે. તે ભકતને પરાધીન હોઇ, ભકત ઇચ્છા કરે ત્યારે તે સ્વરૂપે પોતે પ્રગટ થાય છે.

આચાર્યશ્રીના સર્વ સિદ્ધાન્તોનું દોહન કરતાં એ

---

* સર્ગ, વિસર્ગ, સ્થાન, પુષ્ટિ, ઊતિ, મન્વન્તર, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એ દશ પ્રકારની લીલાઓ છે. તેનું રહસ્ય સમજવા ભાગવત બીજા સ્કંધનો દશમો અધ્યાય અને તે પરની સુબોધિની ટીકા વાંચો.

સ્પષ્ટ થાય છે, કે 'શ્રીકૃષ્ણ પોતે પરબ્રહ્મ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. તે પોતે નિર્ગુણ અને સગુણ છે. તેઓ સૃષ્ટિની આદિમાં છે અને સૃષ્ટિનું કારણ છે. રમણ કરવાની ઇચ્છાથી; તેઓ જગત પર પ્રગટ થાય છે. તેઓ અનેક સ્વરૂપો ધારણ કરે છે. ભક્તજનોનો ઉદ્ધાર કરવા તેમણે અનેક અવતારો લીધા છે, તેમાં શ્રીકૃષ્ણ પોતે જે વ્રજભૂમિમાં પ્રગટ થયા હતા; તે તો સાક્ષાત્ અખંડ સ્વરૂપ પરબ્રહ્મ જ છે. તે શ્રીકૃષ્ણ આરંભમાં પણ હતા, પ્રગટ થયા તે સમયે પણ તેવા જ હતા અને આજે પણ તે સ્વરૂપે પ્રગટ થઇ શકે છે. તે શ્રીકૃષ્ણ ભક્તજનને પ્રત્યક્ષ છે. ભક્તજનોના અંતરાત્મામાં તે સદા સર્વદા વિરાજે છે. આ કારણથી 'નિર્ગુણ સ્વરૂપ પરબ્રહ્મ અને સગુણ આનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણમાં કોઇ જાતનો ભેદ છેજ નહિ' એ તાત્પર્ય આ શ્લોક પરથી સુંદર રીતે તરી આવે છે.

શ્રી વલ્લભાચાર્યજીના આ સિદ્ધાન્તને શ્રીમદ્ ભાગવતનો ઉત્તમ આધાર છે. ભાગવતમાં પણ શ્રી કૃષ્ણને એક કેવળ અવતારી પુરુષ તરીકે વર્ણવ્યા નથી. ભાગવતનું મુખ્ય તાત્પર્ય, શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિનો મહિમા ગાવાનું જ છે. તેની દૃષ્ટિએ શ્રી કૃષ્ણ ભગવાન સર્વવ્યાપક, સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ જ છે. શ્રુતિઓ જે પરબ્રહ્મનું વર્ણન કરે છે, તેજ શ્રી કૃષ્ણ છે; એવું

ભાગવતમાં અનેક ઠેકાણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે. ભાગવતનો આરંભ પણ શ્રી કૃષ્ણનો મહિમા ગાવામાંથી જ થએલો છે.

**अथाख्याहि हरेर्धीमन्नवतारकथाः शुभाः ।**
**लीलाविदधतः स्वैरमीश्वरस्यात्ममायया ॥**

શૌનક ઋષિઓ સૂત પુરાણીને જણાવે છે કે 'હે બુદ્ધિશાળી! ભગવાન પોતાની આત્મમાયાથી સ્વતંત્ર રીતે લીલા કરે છે, તેવા ભગવાન શ્રી કૃષ્ણની પવિત્ર અવતાર કથાઓ તમે અમને જણાવો.

નારદ બ્રહ્માને, વ્યાસ ભગવાન નારદને અને પરીક્ષિત રાજા શુક મુનિને, શ્રીકૃષ્ણ ભગવાનનો મહિમા ગાવાને જ પ્રશ્ન પૂછે છે અને તેના ઉત્તરમાં તે તે મહાત્માઓએ જે ભાગવત પુરાણ ગાયું છે, તેમાં શ્રી કૃષ્ણનો મહિમા જ છે. તે ભાગવતમાંથી બીજા આધારો નહિ લેતાં, શ્રીકૃષ્ણ ભગવાન પોતે માતા દેવકી પાસે પ્રગટ થયા, ત્યારે કેવા સ્વરૂપે પ્રગટ થયા તેનું વર્ણન ભાગવતકાર કરે છે, તે આ રીતે છે—

**देवक्यां विष्णुरूपिण्यां विष्णुः सर्वगुहाशयः ।**
**आविरासीद् यथा प्राच्यां दिशीन्दुरिव पुष्कलः ॥**

આ શ્લોકનો મર્મ સમજવા જેવો છે. વિષ્ણુ એટલે સર્વવ્યાપક પરમાત્મા, જે દરેક પ્રાણીઓની હૃદયરૂપી ગુફામાં વાસ કરે છે, તે વિષ્ણુનું વ્યાપક સ્વરૂપ માતા

દેવકીએ લીધું અને તેમાં પોતે પ્રગટ થયા. તેની ઉપમા આપે છે; કે જેમ સોળ કળાઓથી પૂર્ણ ચંદ્રમા પૂર્વ દિશામાં પ્રગટ થાય છે, તેમ શ્રી કૃષ્ણ પોતે સર્વ કળાઓથી પૂર્ણ ભગવાન, સચ્ચિદાનંદ સ્વરૂપે દેવકીના વ્યાપક સ્વરૂપમાં પ્રગટ થયા. તેમનાં દર્શન વસુદેવે આ રીતે કર્યાઃ—

**तमद्भुतं बालकमम्बुजेक्षणं**
**चतुर्भुजं शङ्खगदाद्युदायुधम् ।**
**श्रीवत्सलक्ष्मं गलशोभिकौस्तुभं**
**पीताम्बरं सान्द्रपयोदसौभगम् ॥**
**......विरोचमानं वसुदेव ऐक्षत ।**

જેના કંઠમાં કૌસ્તુભ મણિ છે, જેની છાતી પર લક્ષ્મીનું ચિહ્ન છે, જેણે પોતાના ચાર કરકમળોમાં શંખ, ચક્ર વગેરે આયુધો ધારણ કર્યાં છે, જેનાં નેત્રો કમળ સમાન વિકસેલાં છે, જેનો વર્ણ નવલા મેઘ સમો શ્યામ છે અને જે ઉત્તમ આભૂષણોથી શોભે છે; તેવા અદ્‌ભૂત બાળકનાં દર્શન વસુદેવે પોતે કર્યાં " તેમનાં દર્શન કરી, ' તેજ પરમ પુરુષ છે, જેમણે પોતાને ત્યાં શ્રી કૃષ્ણનો અવતાર ધારણ કર્યો છે ' એ રહસ્ય જાણી તેમની સ્તુતિ કરી.

**विदितोऽसि भवान् साक्षात् पुरुषः प्रकृतेः परः ।**
**केवलानुभवानन्दस्वरूपः सर्वबुद्धिदृक् ॥**

હે પ્રભો, આપ પ્રકૃતિથી ઉત્તમ, અનુભવને યોગ્ય, એક કેવળ આનંદ સ્વરૂપને ધારણ કરનાર, સર્વનાં અંતઃકરણોમાં બિરાજનાર, સાક્ષાત્ પુરુષોત્તમ છો એ રહસ્ય મેં જાણ્યું છે.

**स एव स्वप्रकृत्येदं सृष्ट्वाग्रे त्रिगुणात्मकम् ।**
**तदनु त्वं ह्यप्रविष्टः प्रविष्ट इव भाव्यसे ॥**

તેજ આપ પોતે આપની આત્મશક્તિથી આ ત્રણ ગુણવાળી સૃષ્ટિને આરંભમાં ઉત્પન્ન કરી, તેમાં આપ પ્રવેશ નથી કરતા, તોપણ જાણે કે તે જગતમાં આપે પ્રવેશ કર્યો છે, તેવી ભાવનાથી (ભક્તજનો) આપને જુએ છે.

ભાગવતકાર વસુદેવની આ સ્તુતિ દ્વારા એ સ્પષ્ટ કરે છે કે 'તેજ પરબ્રહ્મ, પરમાત્મા પોતે શ્રી કૃષ્ણ સ્વરૂપે પ્રગટ થયા છે; તોપણ તેમનું પરબ્રહ્મ પરમાનંદ સ્વરૂપ કોઇ રીતે લોપાયું નથી. માતા દેવકીની સ્તુતિ તો વસુદેવની સ્તુતિથી અનેક ઘણી ભાવભીની છે.

**रूपं यत् तत् प्राहुरव्यक्तमाद्यं**
**ब्रह्मज्योतिर्निर्गुणं निर्विकारम् ।**
**सत्तामात्रं निर्विशेषं निरीहं**
**स त्वं साक्षाद् विष्णुरध्यात्मदीपः ॥**

દેવકીજી પોતે ભગવાનની સ્તુતિ કરતાં, તેમના વાસ્તવિક સ્વરૂપનું વર્ણન કરે છે. તેઓ જણાવે છે કે

' આ તમારું અધ્યાત્મ (જ્ઞાન) પ્રકાશવાળું સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપ છે, તેને તો ( મુનિ લોકો ) આદિનું, અવ્યક્ત, નિર્ગુણ, નિર્વિકાર, વિશેષણ રહિત, ચેષ્ટા વિનાનું, જ્યોતિ સ્વરૂપ, સત્તા માત્ર પરબ્રહ્મ સ્વરૂપ કહે છે. દેવકીજી સ્તુતિ કરતાં જણાવે છે કે; આપનું આ અલૌકિક સ્વરૂપ પ્રલયકાળે જ્યારે કોઇની સત્તા નથી હોતી ત્યારે પણ સર્વના શેષ સ્વરૂપે રહે છે, તેવું અલૌકિક સ્વરૂપ તો મુનિયોને અંતઃકરણથી ધ્યાન ધરવા લાયક છે, માટે મારે ત્યાં આપ પ્રગટ થયા છો; તો તેને ઉચિત સ્વરૂપ આપ ધારણ કરો.

દેવકી અને વસુદેવની પ્રાર્થના સાંભળી, શ્રી કૃષ્ણ ભગવાને તેમને પૂર્વજન્મમાં આપેલું વરદાન યાદ કરાવ્યું અને પછી તેમની પ્રાર્થનાથી પોતે અલૌકિક સ્વરૂપ આટોપી લઇ, સાધારણ સ્વરૂપ ધારણ કર્યું, તેનું વર્ણન શુક મુનિ કરે છે કેઃ—

**इत्युक्त्वासीद् हरिस्तूष्णीं भगवानात्ममायया ।**
**पित्रोः सम्पश्यतोः सद्यो बभूव प्राकृतः शिशुः ॥**

એ પ્રમાણેનાં વચન કહી, ભગવાને પોતે મૌન સેવ્યું અને ત્યારપછી પોતાનાં માતાપિતાના દેખતાં જ પોતે પોતાની માયાશક્તિથી એક સાધારણ બાળકનું સ્વરૂપ ધારણ કર્યું. આ માયાશક્તિનો અર્થ શ્રી વલ્લભાચાર્યજી પોતાની ' સુબોધિની ' ટીકામાં કરે છે કે;

આત્મમાયા એટલે કે જે માયાને આધારે પોતે ધારે તે આકાર અને સ્વરૂપ લઇ શકે તે સર્વભવન શક્તિવાળી માયા. તેથી પોતે બાળ સ્વરૂપે થયા તો પણ તેમની પરમ શક્તિ અને પરમ સ્વરૂપનો બિલકુલ નાશ સંભવતો નથી. આ જે સાધારણ બાળકનું સ્વરૂપ છે, તેજ બાળ ગોપાળ છે. તે સ્વરૂપે યશોદાના ખોળામાં રહી અનેક ક્રીડાઓ કરી હતી. તે બાળ સ્વરૂપે માતા યશોદાને પોતાનાં મુખમાં સર્વ બ્રહ્માંડ દેખાડયું હતું અને તેજ બાળ સ્વરૂપે અનેક રાક્ષસોનો વધ કર્યો હતો. આવા બાળસ્વરૂપમાં આટલી અમાપ શક્તિ કયાંથી આવી, તેનું રહસ્ય ભાગવતકાર બીજા સ્કંધમાં સાતમા અધ્યાયમાં જણાવે છે કેઃ—

**तोकेन जीवहरणं यदुलूकिकायास्**
**त्रैमासिकस्य च पदा शकटोपवृत्तः ।**
**यद्रिङ्गतान्तरगतेन दिवि स्पृशो वा**
**उन्मूलनं त्वितरथार्जुनयोर्न भाव्यम् ॥**

શ્રી કૃષ્ણ જ્યારે છ દિવસના થયા ત્યારે તેમણે પૂતનાનો વધ કર્યો, ત્રણ માસના થયા ત્યારે શકટાસુરનો સંહાર કર્યો અને ઘુંટણે ચાલતાં શીખ્યા, ત્યારે આકાશ સુધી પહોંચેલાં અર્જુન વૃક્ષને ઉખેડી નાખ્યાં, તે બધાં પરાક્રમ શ્રીકૃષ્ણ વિના બીજા કોઇનાથી થઇ શકે તેમ નહોતાં.

શ્રી વલ્લભાચાર્યજી આ શ્લોકની ‘ સુબોધિની ’ માં

જણાવે છે કે 'આ કાર્યોથી તે બાળક સાક્ષાત્ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ છે, તે વાત સિદ્ધ થઇ અને ભગવાનની ક્રિયા શક્તિ તેમજ જ્ઞાન શક્તિ પણ સંપૂર્ણ છે એ બંને તેમણે બતાવી આપ્યું. ભગવાન શ્રી કૃષ્ણે પોતાની ઇચ્છા-શક્તિથી જ આ સર્વ કાર્યો કર્યાં હતાં; તે આ રીતે સિદ્ધ થાય છે.

આચાર્યશ્રી અને ભાગવતકારને મતે ભગવાન શ્રી કૃષ્ણે પોતેજ વ્રજભૂમિમાં એક સાધારણ બાળકનું સ્વરૂપ લીધું હતું અને તે બાળગોપાળ શ્રી કૃષ્ણમાં સર્વ પ્રકારની શક્તિઓ સંપૂર્ણ હતી, તે બતાવવાને માટે તેમને ભગવાન કહેવામાં આવે છે. ભગવાનનું લક્ષણ શાસ્ત્રકારોએ આ રીતે વર્ણવ્યું છેઃ—

**ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः ।**
**ज्ञानवैराग्ययोर्युक्तो भगवानिति कथ्यते ॥**

જેમાં સમસ્ત પ્રકારનું ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન તેમજ વૈરાગ્ય હોય તેને ભગવાન કહે છે. ભગ-વાનની આ છ કલાઓ છે અને તે છ કલાઓ સંપૂર્ણ હોવી જોઇએ. તે છ કલાઓ જેનામાં સંપૂર્ણ રીતે પ્રકાશતી હોય તેને જ ભગવાન કહે છે. શ્રી કૃષ્ણને ભગવાન કહેવાનું આજ તાત્પર્ય છે. પ્રકાશકાર શ્રી પુરુષોત્તમજી ભગવાનની વ્યાખ્યા કરતાં જણાવે છે કેઃ—

**निरवधि ज्ञान क्रिया शक्ति युक्तः स्वतंत्रो भवति ।**

ભગવાન પોતે સ્વતંત્ર છે. તેમનામાં જ્ઞાન, ક્રિયા અને શક્તિ એટલાં બધાં ભરેલાં છે, કે તેનું માપ લઇ શકાય તેમ નથી. આજ ભગવાન વેદોમાં પરબ્રહ્મ, ઉપનિષદોમાં પરમાત્મા અને ભાગવતાદિ પુરાણોમાં ભગવાન સ્વરૂપે છે, તેનું ભાગવતકાર પોતે જ પ્રતિપાદન કરે છે.

**वदन्ति तत् तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।**
**ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥**

તત્વને જાણનારા મુનિઓ જે અદ્વિતીય જ્ઞાનને તત્વ સ્વરૂપ તરીકે વર્ણવે છે, તેજ તત્વનું પરબ્રહ્મ, પરમાત્મા અને ભગવાન એવું નામ છે.

ભગવાન શ્રીકૃષ્ણે યદુવંશમાં પ્રગટ થઈ, અનેક પ્રકારની અલૌકિક લીલાઓ કરી હતી. એ લીલાઓમાં શ્રીકૃષ્ણનો અનુપમ મહિમા ગાવામાં આવ્યો છે. એક સાધારણ બાળક બની, વ્રજભૂમિમાં જે સમયે યશોદા માતા અને ગોપગોપિકાઓને આનંદ આપતા હતા; તે સમયે તેમણે અનેક પરાક્રમો કરી, રાક્ષસોનો સંહાર કર્યો, કાલીય નાગનું દમન કર્યું અને ગોવાળોને દાવાનળથી ઉગાર્યા; તેમ જ વ્રજની ગોપિકાઓ સાથે રાસલીલા રચી, આનંદની છોળો ઉછાળી હતી. શ્રીકૃષ્ણની આ લીલાઓનાં વર્ણન વાંચી, સાધારણ જનોનાં મન ચંચળ બની જાય છે. તેમને આ વર્ણનો અતિશયોક્તિ ભરેલાં અને નિરર્થક લાગે છે. 'વ્રજભૂમિમાં ગોપાળ તરીકે

જન્મ લઇ, પોતાના સાથીદારોની મદદથી તેમણે કંસનો વધ કરી, ગાદી મેળવી' એટલો જ ઇતિહાસ માનવાને તેઓ તૈયાર છે. તેમને મન શ્રીકૃષ્ણ એક સાધારણ પુરુષ છે. કેટલાક વિચારકો આથી આગળ વધી શ્રીકૃષ્ણને એક અલૌકિક પુરુષ માનવાને તૈયાર થાય છે. "દેવકીજીના પેટે જન્મ લઇ, વ્રજભૂમિમાં વાસ કરી, પોતાના પુરુષાર્થથી, તેમણે કેટલાંય પરાક્રમો કર્યાં અને તેથી જ તેઓનું પરાક્રમ બીજા કરતાં અદ્‌ભુત હતું," એટલું આ વર્ગ માને છે. શ્રી વલ્લભાચાર્યજી પોતાની સુબોધિનીમાં પ્રથમ સ્કંધના પ્રથમ અધ્યાયના પ્રથમ શ્લોકની ટીકા કરતાં જણાવે છે કે 'જે લોકો શ્રીકૃષ્ણને સાધારણ પુરુષ સમજે છે. જેઓ શ્રીકૃષ્ણને બીજા જીવોની જેમ જન્મ લેતા સમજે છે અને જેઓ એમ જાણે છે કે 'મનુષ્યોનો જેવો દેહ છે, તેવો જ દેહ શ્રીકૃષ્ણનો હતો; તે બધા એક રીતે ભ્રમમાં જ પડેલા છે. શ્રીકૃષ્ણે દેવકીજીને કૂખે જન્મ લીધો જ નથી, તેમ જ તેમનું શરીર અન્ય પુરુષોના જેવું સાધારણ નથી. જેવી રીતે દેહધારી જીવાત્મા અને સર્વ વ્યાપક પરમાત્મામાં તફાવત છે, તેવી જ રીતે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે દેહધારી હોવા છતાં જીવાત્મા નથી; પરંતુ સાક્ષાત પરબ્રહ્મ જ છે. જીવાત્માઓનો જે દેહ છે, તે પ્રકૃતિથી ઘડાએલો છે, જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્માનો દેહ પ્રકૃતિથી ઘડાયો

નથી. પ્રકૃતિથી ઘડાએલાં દેહ, ઇંદ્રિય, મન વગેરેની શકિતઓ પરિમિત છે, મર્યાદિત છે, જ્યારે પરમાત્માના દેહની શકિતઓ અને તેમનાં પરાક્રમો અપરિમિત છે. તેનું એક જ કારણ છે, કે શ્રીકૃષ્ણ ભગવાનનો દેહ પ્રકૃતિથી ઘડાએલો નથી. શ્રીકૃષ્ણે જે પ્રાકૃત શિશુનું સ્વરૂપ ધારણ કર્યું હતું, તે શિશુનો દેહ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાની આત્મમાયાથી ઘડયો હતો. શ્રીકૃષ્ણ પોતે પોતાની આત્મમાયાથી અનેક પ્રકારનાં સ્વરૂપો ઘડી શકે છે અને તે સ્વરૂપો ઘડવામાં તેમને કોઇની પણ જરૂર પડતી નથી.

વ્રજભૂમિમાં રમણ કરતા શ્રીકૃષ્ણ ભગવાનનું તે બાળસ્વરૂપ આનંદમય હતું. પરમાત્માનું સત્ય સ્વરૂપ તે જગત, ચૈતન્ય સ્વરૂપ તે જીવો, મર્યાદિત આનંદ સ્વરૂપ તે અંતર્યામી; તેમજ અગણિત આનંદ સ્વરૂપ તે શ્રીકૃષ્ણ પોતે, જેમણે વ્રજભૂમિમાં બાળગોપાળ સ્વરૂપે અનેક પ્રકારની લીલાઓ કરી હતી. શ્રીકૃષ્ણ પરમાત્માના આનંદ સ્વરૂપનું વર્ણન કરતાં; શ્રુતિ તેને "**सर्वकामः, सर्वगन्धः, सर्वरसः**" કહે છે, તે સ્વરૂપ "સર્વ કામનાઓથી ભરપૂર, સર્વ ગંધોથી મ્હેંકતું અને સર્વ રસોથી રેલતું ગણાય છે. ભગવાનના આ બાળ સ્વરૂપને ભાગવતકારે **कंदर्पकोटिलावण्य** ગણ્યું છે. એકજ કામદેવનું સ્વરૂપ અત્યંત મનોહર છે અને

તે લોકોનું મન આકર્ષે છે. પરમાત્માનું બાળસ્વરૂપ લોકના મનને આકર્ષનાર કામદેવ જેવું છે. તે બાળ સ્વરૂપ કામદેવની એક આકૃતિ જેટલુંજ મનોહર નથી; પરંતુ હજારો, કરોડો કામદેવોને ભેગા કરી, તેમનું જે લાવણ્ય ખીલે, તેવું લાવણ્ય ભગવાનના તે બાળગોપાળ સ્વરૂપમાં ખીલેલું હતું. તે અલૌકિક ભવ્ય સ્વરૂપનું ભાન સાધારણ પુરુષોને થઇ શકે તેમ નથી; તેનું ભાન તો અલૌકિક ભક્તિભાવ પ્રગટ કરનાર ગોપિકાઓનેજ થયું હતું. ગોપિકાઓએ તે સ્વરૂપનું વર્ણન ગોપીગીતમાં કરેલું છે. જેમાં શ્રીકૃષ્ણનાં સર્વ અંગોમાં કેવા પ્રકારનું માધુર્ય છે, તેનું વર્ણન છે. 'તેમનો કરકમળ કામનાઓને પૂરનાર છે'[1] 'તેમનું મુખકમળ અમૃત ઝરતું છે'[2] 'તેમના [3]ચરણકમળ લક્ષ્મીના સ્થાન રૂપ છે,[4] 'તેમનો વિહાર, તેમનું દર્શન, તેમનું હાસ્ય વગેરે મનોહર છે. 'તેમના [5]અધરનું અમૃત સર્વ રોગોને ભૂલાવે તેવું છે. 'તેમની [6]આકૃતિ ગોપિકાઓનાં પાપોને દૂર કરનારી અને

---

१ करसरोरुहं कान्त कामदम् । २ जलरुहाननं चारु दर्शय । ३ पदाम्बुजं श्रीनिकेतनम् । ४ प्रहसितं प्रिय प्रेमवीक्षणं विहरणं च ते ध्यानमङ्गलम् । ५ इतर राग विस्मारणं......तेऽधरामृतम् । ६ व्रजवनौकसां व्यक्तिरंग ते वृजिनहन्त्र्यलं विश्वमङ्गलम् ।

વિશ્વનું મંગળ કરનારી છે' અને 'તેમનાં [1]ગુણગાનોની કથા કાનને મધુર લાગે તેવી છે." શ્રી. કૃષ્ણના સમાગમથી ગોપિકાઓને જે જુદી જુદી મધુરતાનો અનુભવ થયો હતો, તે તેમણે પોતાની વાણીમાં આ રીતે ગાયો છે. આ ગોપિકાના ભાવોને ધ્યાનમાં લઇ, પોતાના સિદ્ધાન્તોમાં આચાર્ય શ્રી. એ શ્રી બાળગોપાળના આનંદ કંદ સ્વરૂપનું વર્ણન કર્યું છે. તેમના બાળગોપાળ શ્રી. કૃષ્ણનું સ્વરૂપ **आनन्दमात्रकरपादमुखोदरादिः** છે. શ્રી કૃષ્ણના હાથ, પગ, મુખ, છાતી વગેરે શરીરનાં સર્વ અંગો આનંદ રસથીજ બનેલાં છે. આ આનંદ સ્વરૂપનું વર્ણન શ્રી. વલ્લભાચાર્યજીએ પોતાના **'मधुराष्टक'** નામના સ્તોત્રમાં આ રીતે ગાયું છેઃ—

**अधरं मधुरं, वदनं मधुरं, नयनं मधुरं, हसितं मधुरम् ।**
**हृदयं मधुरं, गमनं मधुरं, मधुराधिपतेरखिलं मधुरम् ॥**

બાળગોપાળ શ્રી. કૃષ્ણના શરીરનાં અંગો, તેમનાં હલન ચલન, તેમના હાવભાવ વગેરે સર્વ મધુર આનંદમય છે, કારણ કે તે પોતેજ આનંદના અધિપતિ છે. ભાગવતાર્થ પ્રકરણમાં પણ આચાર્યશ્રીએ તે આનંદ સ્વરૂપનું વર્ણન કરેલું છેઃ—

**रूपेण मोक्षदः प्रोक्तो रसेनानन्ददायकः ।**
**गंधेन भक्तिदः प्रोक्तः स्पर्शेनाखिलतापनुत् ॥**

---

**१ तव कथामृतं...श्रवणमङ्गलम् ।**

**मनोहरस्तु नादेन योगेनात्मप्रवेशदः ।**
**कालमोक्षप्रदो द्विष्टः स्वामी सर्वसुखप्रदः ॥**

તે શ્રીકૃષ્ણ ભગવાન, સ્વરૂપે મોક્ષ પામનાર, રસવડે આનંદ આપનાર, ગંધ વડે મુક્તિ આપનાર, સ્પર્શથી સર્વ તાપને દૂર કરનાર, (વેણુ) નાદ વડે મનને હરનાર, અને યોગવડે આત્મમાં પ્રવેશ આપનાર તેમજ કાલ અને મોક્ષ બંને આપનાર છે, તેથી તે સર્વ સુખને આપનાર ગણાય છે.

શ્રીકૃષ્ણ ભગવાનનું આ આનંદ સ્વરૂપ ભાવગમ્ય કહેલું છે, માટે તેનો અનુભવ સર્વને થતો નથી. આજ સ્વરૂપને ભગવાનનું રસ સ્વરૂપ ગણવામાં આવ્યું છે. જેનું વર્ણન શ્રુતિમાં **रसो वै सः** શબ્દોથી કરવામાં આવ્યું છે. આ રસ અને આનંદમાં ફેર નથી. '**रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति**' આ રસને જ મેળવી, તે આનંદ મેળવે છે. એવું શ્રુતિનું વચન છે. શ્રીકૃષ્ણ પોતે રસ સ્વરૂપ છે, તેનું વર્ણન અનેક સ્થળે છે. શ્રીકૃષ્ણને **रसात्मा, रसरीतिज्ञो, रसलीलापरायणः** અને **रसज्ञ** કહેવામાં આવેલ છે.

શ્રીકૃષ્ણ ભગવાને ગોપિકાઓની સાથે રાસલીલા કરી, તેનું પણ આજ તાત્પર્ય છે. તે રાસલીલા આનંદ રસથી ભરપૂર હતી અને તેનું પાન ગોપિકાઓએ અલૌકિક રીતે કર્યું હતું. તે પાન કરાવનાર શ્રીકૃષ્ણને ભાગ-

વતકારે **साक्षात् मन्मथमन्मथः** કહ્યા છે. તેનો ભાવ એ છે કે, શ્રીકૃષ્ણે ગોપિકાઓની સાથે જે અલૌકિક ભાવ ભરી રાસક્રીડાઓ કરી હતી, તે જોઇ સાક્ષાત્ કામદેવ પણ પોતે મુગ્ધ બન્યો હતો.

શ્રીકૃષ્ણ ભગવાનમાં આનંદ સ્વરૂપ પ્રત્યક્ષ હતું. તેમને આનંદ મેળવવા ગોપિકાઓ કે અન્ય કોઇની જરુર નહોતી. તે પોતે પૂર્ણ કામ અને આત્મારામ હતા. પોતાના કાર્યને માટે તેમને પ્રગટ થવાની પણ જરૂર નહોતી. દુષ્ટોનો નાશ અને સજ્જનોનો ઉદ્ધાર તો તે નિમેષમાત્રમાં પણ કરી શકતા હતા, તો પછી તેમણે અવતાર શા માટે લીધો, તેનું રહસ્ય ભાગવતકાર જણાવે છે કેઃ—

**नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप ।**
**अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः ॥**

અવિનાશી અને સર્વ વિષયોથી પર, પ્રાકૃત ધર્મોથી રહિત, તે પરમ ગુણસ્વરૂપ ભગવાન પોતે મનુષ્યોને પરમ કલ્યાણ પ્રાપ્ત થાય તે માટે પ્રગટ થયા હતા. તેમનો અતુલ મહિમા જાણવાને તથા તે મહિમા જાણી મનુષ્યોનાં હૃદયમાં ભક્તિભાવ જાગૃત થાય, તે માટે પરમાત્મા પોતે અવતાર લઇ અનેક લીલાઓ કરે છે, તે અવતાર લીલાઓનાં ગુણગાન ગાઇ, તથા તેમની કથાની ચર્ચા કરી, મનુષ્યો પોતાનાં કલ્યાણ સાધી શકે, તેજ એક હેતુ

રહેલો છે. આ અવતારનો મહિમા લોકો ભૂલી જાય છે અને તેઓ શ્રીકૃષ્ણને એક દેહધારી માનવ કલ્પે છે, તેને માટે ગીતામાં શ્રીમુખેજ જણાવ્યું છે કેઃ—

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥**

મૂઢ અજ્ઞાની જનો મને સાધારણ દેહધારી મનુષ્ય સમજે છે. હું સર્વ પ્રાણીઓનો મહેશ્વર છું, એ ઉત્તમ ભાવને તેઓ સમજી શકતા નથી. 'આનંદ સ્વરૂપ જ જેનું મુખ્ય છે એવા લક્ષણુવાળો પરમ ભાવ' એમ **परं भावम्**નો ગોસ્વામીજી અર્થ કરે છે. ગીતાના વચનથી શ્રીકૃષ્ણ સાધારણ પુરુષ નથી, પણ તે અલૌકિક પરમ વિભૂતિ છે. એનું જ્ઞાન થાય છે, તે વિભૂતિનો અનુભવ પણ કેટલાકને થાય છે, તે માટે ગીતાનું જ વચન આપણે વાંચીએઃ—

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥**

હે અર્જુન! મારા પરમભાવને જાણનાર મહાત્મા પુરુષો તો મને અલૌકિક (આનંદમય) દેહને ધારણ કરનાર માને છે. તેઓ મને સર્વ પ્રાણીઓનુ પ્રથમ કારણ સમજી, અનન્ય ભક્તિથી મારી ઉપાસના કરે છે.

શ્રીકૃષ્ણનાં આ રીતે જન્મ અને કર્મ બંને દિવ્ય મનાયાં છે અને તેમનાં જન્મ કર્મોને જે મનુષ્ય સમજે છે, તેનું પરમકલ્યાણ થાય છે.

૩

## ઇષ્ટદેવ શ્રીનાથજી

પુષ્ટિમાર્ગના વૈષ્ણવજનો શ્રી. નાથજીને પોતાના ઇષ્ટદેવ માને છે. 'શ્રીનાથજી'નું તે સ્વરૂપ નાથદ્વારામાં બીરાજે છે. પ્રતિવર્ષે અસંખ્ય ભાવુક વૈષ્ણવો તે સ્વરૂપનાં દર્શન કરવા જાય છે. આ સ્વરૂપના પ્રાકટય સંબંધીનો ઇતિહાસ ટુંકમાં નીચે પ્રમાણે છેઃ—

શ્રી ગોવર્ધન નાથજીનું સ્વરૂપ (મૂર્તિ) વ્રજમાં ગિરિરાજ પર્વતની એક ગુફામાંથી પ્રગટ થયું હતું. સંવત્ ૧૪૬૬ના શ્રાવણ વદના રોજ તેમની *વામભુજાનાં દર્શન થયાં હતાં, વ્રજવાસીઓએ તે ભુજાનાં દર્શન કરી, ઉત્સવ રચ્યો હતો. તે સમયે એક વૃદ્ધ વ્રજવાસીએ જણાવ્યું હતું કે

* ડાબો હાથ.

'જે બાળગોપાળ શ્રીકૃષ્ણે સાત દિવસ સુધી ગોવર્ધન પર્વતને પોતાના ડાબા હાથે તોળી રાખ્યો હતો, તે સ્વરૂપ આ ગુફામાં રહેલું છે અને તે સ્વરૂપની ઇચ્છા થશે ત્યારે આપોઆપ પ્રગટ થશે; માટે તે સ્વરૂપને બહાર કાઢવાનો કોઇ પ્રયત્ન કરશો નહિ.' તે વૃદ્ધ વ્રજવાસીની આજ્ઞાથી, બધા વ્રજવાસીઓએ તે વામ ભુજાનું પૂજન કર્યું હતું, અને દૂધથી તે ભૂજાને સ્નાન કરાવ્યું હતું. શ્રાવણ વદ નાગપંચમીને દિવસે તે ભૂજાનું પૂજન થયું હતું. માટે દર વરસે ત્યાં નાગ પંચમીનો મેળો ભરાતો હતો. વ્રજવાસીઓ તે ભૂજાને દૂધ, દહીં અને માખણ વગેરે ધરાવતા હતા.

સંવત ૧૫૩૫ના વૈશાખ વદ ૧૧ ને ગુરુવારે, જે દિવસે શ્રી વલ્લભાચાર્યજીનું પ્રાકટય થયું; તે દિવસે શ્રી ગોવર્ધન નાથજીના મુખકમળનાં દર્શન થયાં હતાં. તે ગિરિરાજ પાસે અન્યોર નામનું ગામ હતું; ત્યાં સદુ પાંડે નામના બ્રાહ્મણ રહેતા હતા. તેમને ત્યાં ઘણી ગાયો હતી; તેમાંની એક ધુમર ગાય ચારો ચરવા ગિરિરાજ પર આવતી. તે ગાય શ્રી ગોવર્ધન નાથજી બિરાજતા ત્યાં જઇ દૂધ સ્રવતી હતી. તે દૂધનું પાન શ્રી. ગોવર્ધન નાથજી કરતા હતા. તે ગાય આ રીતે નિયમિત આવી તે સ્વરૂપને દૂધ પાઇ જતી હતી. સદ્દુ પાંડેના મનમાં થયું કે, આ ગાય બિલકુલ દૂધ આપતી નથી, માટે ગાયો ચરાવનાર ગોવાળ આ ગાયને દોહી લેતો હશે.

ગોવાળને તેમણે ઠપકો આપ્યો, પણ ગોવાળે જણાવ્યું કે 'હું તે ગાયનું દૂધ દોહી લેતો નથી.' આથી સદુ પાંડેને આશ્ચર્ય થયું અને તેઓ ગોવાળ સાથે ગાયની પાછળ પાછળ ગિરિરાજ પર ગયા હતા. ગાય પોતાના ક્રમ મુજબ જ્યાં શ્રી. ગોવર્ધન નાથજી બિરાજતા હતા, તે ગુફા પાસે આવી, પોતાનું દુધ સ્રવવા લાગી, તે સદુ પાંડેએ જોયું. તેમણે ત્યાં તપાસ કરી, તો તેમને શ્રી. ગોવર્ધન નાથજી-નાં દર્શન થયાં. તે સ્વરૂપે સદુ પાંડેને જણાવ્યું કે 'મારું નામ ઇંદ્રદમન,, દેવદમન, અને નાગદમન છે. મેં શ્રીકૃષ્ણાવતારમાં ઇંદ્ર, દેવ અને નાગને દમ્યા હતા, માટે મારાં ત્રણ નામ છે. તારી આ ગાય ભાગ્યશાળી છે એટલે તેનું દૂધ હું આજસુધી પીતો હતો. આજથી આ ગાયનું દુધ અહીં બે વખત મોકલજે.' આ સ્વરૂપની આજ્ઞા માથે ચઢાવી અને સદુપાંડે પોતાની ઘેર ગયા. તેમણે આ હકિકત પોતાની સ્ત્રી ભવાની અને પોતાની પુત્રી નીરોને કહી. નીરો રોજ દૂધ લઇ જતી અને શ્રી. ગોવર્ધન નાથજી તે દૂધને આરોગી જતા હતા.

એક વખત ગોડિયા માધવાનંદ સ્વામી ગિરિરાજની પ્રદક્ષિણા કરવા અહીં આવ્યા હતા. સદુપાંડેએ તેમને શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં હતાં. દર્શન કરી, માધવા-નંદને ખૂબ જ આનંદ થયો અને તેમણે તેમને વિવિધ પ્રકારનાં નૈવેદ્ય ધરાવ્યાં હતાં; પરંતુ શ્રીનાથજીએ તે

નૈવેદ્યનો સ્વીકાર કર્યો નહિ. તેમણે જણાવ્યું કે 'હું દૂધ પર રહું છું અને જ્યારે વલ્લભાચાર્યજી આવશે, ત્યારે તેમના હાથનો થાળ હું આરોગીશ.'

શ્રી. વલ્લભાચાર્યજી તીર્થયાત્રામાં ફરતા ફરતા; પ્રથમ ઝારખંડીમાં પધાર્યા અને ત્યાંથી અન્યોરમાં સદુપાંડેને ઘેર પધાર્યા હતા. સદુપાંડેની સાથે આચાર્યશ્રી શ્રીગોવર્ધન નાથજીનાં દર્શન કરવા ગયા હતા. આચાર્યશ્રીને તેમનાં દર્શનથી ખૂબજ આનંદ થયો, તેમણે એક નાનું સરખું મંદિર બનાવરાવ્યું અને તેમાં આ સ્વરૂપની પધરામણી કરી. તેમણે પોતાને હાથે શ્રીનાથજીને ભોગ ધરાવ્યા.

આચાર્યશ્રીએ શ્રીનાથજીની સ્થાપના સંવત ૧૫૫૬ ના ચૈત્ર સુદ ૨ ના રોજ કરી હતી. તેમણે સદુપાંડે વગેરે વ્રજવાસીઓને 'શ્રીનાથજીની સેવા કરવાનું સોંપ્યું હતું; તે સમયે રામદાસ ચૌહાણ નામનો ભક્ત હાજર હતો. તેણે શ્રીનાથજીની સેવા કરવાનું તેમજ તેમને ભોગ ધરાવવાનું કામ સ્વીકાર્યું હતું. વ્રજવાસીઓ દૂધ, દહીં, માખણ, રોટલી, બાટી વગેરે ભોગ ધરાવતા હતા.

શ્રીનાથજીની પ્રેરણાથી પૂરણમલ્લ નામના ક્ષત્રિયને શ્રીનાથજીનું મંદિર બાંધવાની ઇચ્છા થઇ અને તેણે આચાર્યશ્રીની સંમતિ લીધી. તે મંદિરનો નકશો (પ્લાન) આગ્રાના એક ભક્ત કારીગરે બનાવ્યો હતો. આ મંદિર બાંધવાનું કામ સંવત ૧૫૫૬ ના વૈશાખ સુદ ૩ થી

શરુ થયું હતું અને સંવત ૧૫૭૬ ના વૈશાખ સુદ ૩ ના રોજ તે કામ પુરું થયું હતું. આચાર્યશ્રીએ આ નવા મંદિરમાં શ્રી ગોવર્ધનનાથજીની સ્થાપના કરી હતી. તેમની સેવામાં બંગાળના ગૌડીય બ્રાહ્મણોની નિમણુક થઇ હતી. માધવેંદ્રયતિ તેના મુખિયા બન્યા અને એમના શિષ્યોને સેવામાં રાખવામાં આવ્યા હતા. કૃષ્ણદાસને અધિકારી નીમવામાં આવ્યા.તેમજ કુંભનદાસને કીર્તનની સેવા સોંપી.

આચાર્યશ્રીએ શ્રી ગોવર્ધનનાથજીની સેવાનો આ રીતે ઉત્તમ પ્રબંધ કર્યો અને પછી પોતે ત્યાંથી તીર્થયાત્રા માટે પધારી ગયા હતા. તેઓ ગિરિરાજ પર વારંવાર આવતા અને ત્યાં ચાતુર્માસ રહી, શ્રીનાથજીની જાતે સેવા કરતા હતા. પોતાની ગેરહાજરીમાં પોતાના નીમેલા ભક્તજનો શ્રીનાથજીની સેવાનો સર્વ પ્રબંધ કરતા હતા.

આચાર્યશ્રીના પુત્રો શ્રી ગોપીનાથજી તથા શ્રી વિઠ્ઠલેશ્વરજી પણ શ્રીનાથજીનાં દર્શન કરવાને અનેકવાર ગિરિરાજ પર પધારતા હતા. શ્રી ગોપીનાથજીએ જ્યારે ગુજરાતની યાત્રા કરી, ત્યારે શ્રીનાથજીને માટે તેમને એક લાખ રૂપિયા જેટલી રકમની ભેટ મળી હતી, તે તેમણે શ્રીનાથજીની સેવામાં સોંપી દીધી હતી. શ્રી વિઠ્ઠલેશ્વરજીને પણ પોતાની યાત્રાઓ દરમિઆન જે ભેટ મળી હતી, તે તેમણે શ્રીનાથજીની સેવામાં સોંપી દીધી

હતી. શ્રીનાથજીના સ્વરૂપનો મહિમા સાંભળી, અનેક ભક્તજનો તેમનાં દર્શન કરવા આવતા અને તેઓ મોટી મોટી રકમની ભેટ ધરાવતા. આ બધી રકમ ભેગી થવાથી, ત્યાં સેવા કરતા ગૌડીય વૈષ્ણવોનાં મન ચંચળ બન્યાં અને તેમણે શ્રીનાથજીની રકમમાંથી થોડી થોડી રકમ ઉપાડી, વૃંદાવનમાં રહેતા, પોતાના ગોસ્વામીઓને તે રકમ આપી આવતા. કૃષ્ણદાસ અધિકારી તથા બીજા ભક્તજનોને આ વાતની ખબર પડી, એટલે તેમણે શ્રી ગોસ્વામીજીને તેની ફરિઆદ કરી. શ્રી ગોસ્વામીજીએ બંગાળી વૈષ્ણવ ભકતોનું અપમાન કર્યું નહિ; કારણ કે તેમના પિતાશ્રીએ તે વૈષ્ણવોની નિમણુક કરી હતી. શ્રી ગોસ્વામીજી એક વખતે જ્યારે ગિરિરાજ પર આવ્યા હતા, ત્યારે તેમણે ગૌડીય વૈષ્ણવોની ગેરવ્યવસ્થા જોઇ અને તેથી તેમનુ મન પણ તેમના પરથી ઉઠી ગયું. તેમણે બિરબલની મદદથી, કૃષ્ણદાસને ગૌડીય વૈષ્ણવોને કાઢી મુકવાની આજ્ઞા કરી. કૃષ્ણદાસ બિરબલે આપેલાં માણસો સાથે ગૌડીય વૈષ્ણવોના રહેઠાણ પાસે ગયા અને તેમણે તેમનાં ઝુંપડાં બાળી મૂકાવ્યાં. ગૌડીય વૈષ્ણવો તેમની સામે થયા, પરંતુ તેમનું કાંઇ ચાલ્યું નહિ એટલે તેઓ ત્યાંથી વૃંદાવન ચાલ્યા ગયા; ત્યારપછી, ત્યાં સેવા માટે ગુજરાતી બ્રાહ્મણોની નિમણુક થઇ.

આ સમય દરમિઆન જ્યારે એક સમયે શ્રી ગોસ્વામીજી ગુજરાતની યાત્રાએ પધાર્યાં હતા, ત્યારે ગિરિરાજ પર થતી ગેરવ્યવસ્થા જોઇ, તેમના પુત્ર શ્રી ગિરિધરલાલજીએ શ્રી નાથજીને ગિરિરાજ પરથી લાવી, મથુરામાં પોતાના 'સત ઘરામાં' તેમની પધરામણી કરી હતી; પરંતુ ગોસ્વામીજીનું ગુજરાતથી પાછું પધરાવું થાય છે, એ સાંભળી શ્રી ગિરિધરલાલજી શ્રીનાથજીને પાછા ગિરિરાજ પર મુકી આવ્યા હતા. સંવત્ ૧૬૨૩ માં આ પ્રસંગ બન્યો હતો અને શ્રીનાથજી અહીં બે માસ અને ૨૧ દિવસ બિરાજ્યા હતા.

શ્રી ગોસ્વામીજી અડેલ છોડી, ગોકુળમાં વાસ કરી, બિરાજ્યા ત્યારે શ્રીનાથજીનો મહિમા ઘણોજ ફેલાએલો હતો. રાજા, મહારાજાઓ અને અનેક ગૃહસ્થ ભક્તજનો શ્રીનાથજીનાં દર્શન કરવા આવતા, તેમજ મોટી મોટી રકમોની ભેટ ધરાવી જતા. શ્રીનાથજીના મહિમાની જાણુ, અકબર બાદશાહ તથા જહાંગીરને પણુ સારી રીતે હતી. અકબર બાદશાહનાં શ્રી તાજ બીબી જાતે હિંદુ હતાં અને તેઓ શ્રીનાથજીનાં ભક્ત હતાં. તેમણે શ્રીનાથજી વિષે એક ધોળ પણુ રચેલું છે.

ઔરંગજેબે સંવત ૧૭૨૬ ના જેઠ માસમાં મથુરા પર ચઢાઇ કરી, અનેક અત્યાચારો કર્યાં હતા. મથુરામાં તેત્રીસ લાખ રૂપિયા ખરચી, જહાંગીરના વખતમાં

કેશવરાયજીનું મંદિર બાંધવામાં આવ્યું હતું, તેને ઔરંગજેબે તોડી નાખી, જમીનદોસ્ત કરી નાખ્યું હતું. ત્યાંની રત્નજડિત મૂર્તિઓ તે આગ્રા લઇ ગયો હતો અને તેણે મસ્જીદનાં પગથિયામાં ચણાવી દીધી હતી. તે ઔરંગજેબનો એક સૂબો ગિરિરાજ પર ચઢી આવ્યો, એટલે વૈષ્ણવજનોએ છૂપી રીતે શ્રીનાથજીને ત્યાંથી ઉપાડયા અને તેઓએ મેવાડ તરફ પ્રયાણ કર્યું. સંવત્ ૧૭૨૬ ના આસો સુદી ૧૫ ને શુક્રવારે શ્રીનાથજીએ ગિરિરાજ પરથી પ્રયાણ કર્યું અને ત્યાંથી તેમને પ્રથમ આગ્રા લઇ જવામાં આવ્યા. ત્યાં ગોસ્વામીજીની હવેલીમાં તેમની પધરામણી કરી, તેમને અન્નકૂટ ધરાવવામાં આવ્યો. ત્યાંથી તેમને દંડોતધર, કૃષ્ણપુરી, કોટા, બુંદી, કૃષ્ણગઢ, જોધપુર, ચાંપાસેની અને ઉદેપુર વગેરે સ્થળોએ લઇ જવામાં આવ્યા. શ્રીનાથજીની પધરામણી એક રથમાં કરવામાં આવી હતી અને તેઓ ઉપરોક્ત સ્થળોએ થોડા થોડા માસ રોકાતા હતા. માર્ગમાં તેમનો બહુજ સારી રીતે સત્કાર થતો હતો. રાજા મહારાજાઓ અને ભક્તજનો તેમનાં દર્શન કરી, ખૂબ ભેટ ધરાવતા હતા. જે સ્થળોએ શ્રીનાથજીની પધરામણી થઇ હતી, ત્યાં તેમની બેઠકો ગણાય છે, જેને ચરણચોકી કહેવામાં આવે છે, આવી ચરણચોકીઓ દશ છે. ઉદેપુરથી શ્રીનાથજીનો રથ આગળ લઇ જવામાં આવ્યો; પરંતુ સિંહાડ મુકામે

તેમના રથનું એક પૈડું ફસાઇ ગયું, શ્રીનાથજીની અહીંજ બિરાજવાની ઇચ્છા છે, એવો નિશ્ચય કરી, ભક્તજનોએ ત્યાં મોટું મંદિર બંધાવ્યું અને તેમાં શ્રીનાથજીની સ્થાપના કરવામાં આવી. તે ગામના સરદારને શ્રીનાથજી પધારવાથી ખૂબજ આનંદ થયો અને તેણે ઉદેપુર જઇને મંજુરી મેળવી, તે ગામ તથા ત્યાંની જમીન શ્રીનાથજીને ભેટ ધરી. તે સમયે ઉદેપુરના રાણા જગતસિંહજી હતા, તેમણે સરદારને નીચે મુજબ હુકમ લખી આપ્યો—"મહારાણા જગતસિંહજી હુકમ કરે છે કે 'ટેકરીઓમાં આવેલું સિંહાડ ગામ છે. જેની વસુલાત વાર્ષિક હજાર રૂપિયાની છે, તે સ્થાન શ્રીનાથજીએ પોતાને બિરાજવા પસંદ કર્યું છે, તેથી સરદાર રઘુએ તે સ્થાન તેમને ભેટ ધર્યું છે અને તેની મેં કબુલાત આપી છે. શ્રી ગુસાંઇજી મહારાજ અને તેમના વારસોએ હંમેશને માટે તેનો ઉપયોગ કરવો."

મહારાણા જગતસિંહજી પછીથી તે ગાદીએ મહારાણા ભીમસિંહજી આવ્યા હતા, તેમણે પણ નીચેનો હુકમ આપ્યો હતો. 'તામ્ર લેખથી શ્રીનાજીને નીચે વર્ણવેલાં ગામો અને શહેરો ભેટ આપવામાં આવેલાં છે. વસુલાત–હાંસલ, વરાડ, લવાજમ (લાગટ બેલાગટ), ઝાડ, રોપા, કિલ્લા અને સીમા એ બધું શ્રીનાથજીના તાબામાં છે. જો મારા બીજનો હોય તો કોઇએ આ બાબત વાંધો ઉઠાવવો નહિ."

જે સિંહાડ મુકામે શ્રીનાથજી બિરાજ્યા છે, તે સિંહાડ નાથદ્વારા તરીકે પ્રસિદ્ધ થયું છે. નાથ એટલે પ્રભુ અને દ્વારા એટલે દરવાજો, મતલબ કે પ્રભુનો દરવાજો. આ સ્થાન બનાસ નદીના કિનારા પર ઉદેપુરની ઉત્તરે ઇશાન કોણમાં ૩૦ માઇલ દૂર છે. તે સૌથી પ્રતિષ્ઠિત વૈષ્ણવ યાત્રાધામોમાંનું એક છે. ઉદેપુરના રાણા રાજસિંગે ઔરંગઝેબની સામે યુદ્ધ કર્યું હતું અને શ્રીનાથજીની સેવા માટે તેણે એક લાખ રજપૂતોનાં માથાં આપ્યાં હતાં. અત્યારે શ્રી ગુંસાંઇજીના પ્રથમ લાલના વંશજો, ગોસ્વામી બાળકો બિરાજે છે.

સંપ્રદાયમાં આ સ્થાનની મહત્તા ખૂબજ વધેલી છે; કારણકે આ સંપ્રદાયની જે સાત ગાદીઓ છે, તેમાંની આ મુખ્ય ગાદી છે, ત્યાં બિરાજતા મહારાજશ્રી તિકેટ તરીકે ઓળખાય છે. તિકેટ એટલે મુખ્યઃ બધી ગાદીઓના આ મહારાજશ્રી મુખ્ય છે. આ સંપ્રદાયના સેવ્ય શ્રી ઠાકોરજીનાં નિધિ અને ગોદનાં જે સ્વરૂપો છે, તેમાં આ શ્રીનાથજીનું સ્વરૂપ મુખ્ય ગણાય છે. મુખ્ય મહારાજશ્રી તિકેટ મહારાજને ઉદેપુર સ્ટેટ તરફથી રાજા તરીકેનો હક્ક આપવામાં આવ્યો છે, એટલે આ નાથદ્વારા એક રજવાડું ગણાય છે. તેને રાજકીય હક્કો પણ છે. હાલમાં શ્રી ગોવર્ધનલાલજીએ લીલામાં પ્રવેશ કર્યો, ત્યારપછી તે ગાદીનો વહિવટ ઉદેપુરે નીમેલી

વૈષ્ણુવોની એક કમિટિ કરે છે; કારણુકે હાલના તિકેટ મહારાજશ્રી પોતે સગીર વયના છે. શ્રી ગોવર્ધનલાલજી મહારાજશ્રીના સમયમાં નાથદ્વારાના વિદ્યા વિભાગ તરફથી ઘણા ખર્ચે સંપ્રદાયનું સાહિત્ય પ્રગટ કરવામાં આવ્યું છે.

હાલ નાથદ્વારામાં જે શ્રીનાથજીનું સ્વરૂપ બિરાજે છે, તે મૂળ સ્વરૂપ શ્રીકૃષ્ણુ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે. શ્રી વલ્લભાચાર્યજી, શ્રી ગોસ્વામીજી વગેરે આચાર્યોને તેમ જ દામોદરદાસજી જેવા ભક્તજનને શ્રીનાથજીએ પ્રકટ દર્શન આપ્યાં હતાં. હાલ પણુ જે ભક્તજન નિર્ગુણુ ભક્તિથી શ્રીનાથજીના સ્વરૂપનું ધ્યાન ધરે, તો તેને પ્રત્યક્ષ દર્શનનો લાભ થાય જ છે. તેથી જ સર્વ વૈષ્ણુવો શ્રી. નાથજીના સ્વરૂપને પૂર્ણું પુરુષોત્તમ માની, તેમની સેવા કરી રહેલ છે.

ભગવાન શ્રીકૃષ્ણુનાં નામ, સ્વરૂપ અને રસ એ ત્રણુ સાથે સંબંધ ધરાવનારાં ત્રણુ સ્વરૂપો છે. સ્વરૂપ સાથે સંબંધ ધરાવનારા ભગવાનના અવતારો ગણાય છે. રસ સાથે સંબંધ ધરાવનાર, તે રસેશ શ્રીકૃષ્ણુ ગણાય છે અને નામ એટલે શબ્દ બ્રહ્મ. પૂર્ણું પુરુષોત્તમ શ્રી. નાથજીનું સ્વરૂપ તે આ શબ્દબ્રહ્મ સ્વરૂપ છે. શ્રીમદ્ ભાગવતના બાર સ્કંધમાં ભગવાનની જુદી જુદી લીલાઓનું પ્રતિપાદન કરેલું છે; તે લીલાનો સ્વાનુભવ

જે સિંહાડ મુકામે શ્રીનાથજી બિરાજ્યા છે, તે સિંહાડ નાથદ્વારા તરીકે પ્રસિદ્ધ થયું છે. નાથ એટલે પ્રભુ અને દ્વારા એટલે દરવાજો, મતલબ કે પ્રભુનો દરવાજો. આ સ્થાન બનાસ નદીના કિનારા પર ઉદેપુરની ઉત્તરે ઇશાન કોણમાં ૩૦ માઇલ દૂર છે. તે સૌથી પ્રતિષ્ઠિત વૈષ્ણવ યાત્રાધામોમાંનું એક છે. ઉદેપુરના રાણા રાજસિંગે ઔરંગઝેબની સામે યુદ્ધ કર્યું હતું અને શ્રીનાથજીની સેવા માટે તેણે એક લાખ રજપૂતોનાં માથાં આપ્યાં હતાં. અત્યારે શ્રી ગુંસાંઇજીના પ્રથમ લાલના વંશજો, ગોસ્વામી બાળકો બિરાજે છે.

સંપ્રદાયમાં આ સ્થાનની મહત્તા ખૂબજ વધેલી છે; કારણકે આ સંપ્રદાયની જે સાત ગાદીઓ છે, તેમાંની આ મુખ્ય ગાદી છે, ત્યાં બિરાજતા મહારાજશ્રી તિલકટ તરીકે ઓળખાય છે. તિલકટ એટલે મુખ્યઃ બધી ગાદીઓના આ મહારાજશ્રી મુખ્ય છે. આ સંપ્રદાયના સેવ્ય શ્રી ઠાકોરજીનાં નિધિ અને ગોદનાં જે સ્વરૂપો છે, તેમાં આ શ્રીનાથજીનું સ્વરૂપ મુખ્ય ગણાય છે. મુખ્ય મહારાજશ્રી તિલકટ મહારાજને ઉદેપુર સ્ટેટ તરફથી રાજા તરીકેનો હક્ક આપવામાં આવ્યો છે, એટલે આ નાથદ્વારા એક રજવાડું ગણાય છે. તેને રાજકીય હકકો પણ છે. હાલમાં શ્રી ગોવર્ધનલાલજીએ લીલામાં પ્રવેશ કર્યો, ત્યારપછી તે ગાદીનો વહિવટ ઉદેપુરે નીમેલી

વૈષ્ણવોની એક કમિટિ કરે છે; કારણકે હાલના તિલકટ મહારાજશ્રી પોતે સગીર વયના છે. શ્રી ગોવર્ધનલાલજી મહારાજશ્રીના સમયમાં નાથદ્વારાના વિદ્યા વિભાગ તરફથી ઘણા ખર્ચે સંપ્રદાયનું સાહિત્ય પ્રગટ કરવામાં આવ્યું છે.

હાલ નાથદ્વારામાં જે શ્રીનાથજીનું સ્વરૂપ બિરાજે છે, તે મૂળ સ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે. શ્રી વલ્લભાચાર્યજી, શ્રી ગોસ્વામીજી વગેરે આચાર્યોને તેમ જ દામોદરદાસજી જેવા ભક્તજનને શ્રીનાથજીએ પ્રકટ દર્શન આપ્યાં હતાં. હાલ પણ જે ભક્તજન નિર્ગુણ ભક્તિથી શ્રીનાથજીના સ્વરૂપનું ધ્યાન ધરે, તો તેને પ્રત્યક્ષ દર્શનનો લાભ થાય જ છે. તેથી જ સર્વ વૈષ્ણવો શ્રી. નાથજીના સ્વરૂપને પૂર્ણ પુરુષોત્તમ માની, તેમની સેવા કરી રહેલ છે.

ભગવાન શ્રીકૃષ્ણનાં નામ, સ્વરૂપ અને રસ એ ત્રણ સાથે સંબંધ ધરાવનારાં ત્રણ સ્વરૂપો છે. સ્વરૂપ સાથે સંબંધ ધરાવનારા ભગવાનના અવતારો ગણાય છે. રસ સાથે સંબંધ ધરાવનાર, તે રસેશ શ્રીકૃષ્ણ ગણાય છે અને નામ એટલે શબ્દ બ્રહ્મ. પૂર્ણ પુરુષોત્તમ શ્રી. નાથજીનું સ્વરૂપ તે આ શબ્દબ્રહ્મ સ્વરૂપ છે. શ્રીમદ્ ભાગવતના બાર સ્કંધમાં ભગવાનની જુદી જુદી લીલાઓનું પ્રતિપાદન કરેલું છે; તે લીલાનો સ્વાનુભવ

શ્રી નાથજીનાં દર્શન અને તેમના પ્રત્યેક અવયવના ચિન્તનથી ભક્તજનને થાય છે. શ્રી. વલ્લભાચાર્યજીના મતે પ્રભુનું આનન્દ સ્વરૂપ છે. અને શ્રીનાથજી તે પણ આનંદ સ્વરૂપ છે. શ્રીમદ્ ભાગવત શાસ્ત્રનું પ્રયોજન આનન્દ સ્વરૂપ પ્રભુનું વર્ણન કરવાનું છે. શ્રીનાથજી પ્રભુનાં સમસ્ત શ્રી અંગનાં દર્શન કરવાથી, પ્રભુના આનન્દ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.

જેઓ ભાગવતના રહસ્યને સમજે છે, તેઓ શ્રી. નાથજીના સ્વરૂપને સુંદર રીતે જાણી શકે છે; તેવું આચાર્યશ્રી. નું કથન છેઃ—

**एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः ।**
**अर्थतस्तु परिज्ञाते ज्ञातो भक्तिं प्रयच्छति ॥**

શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવાથી, તે ભક્તજનના હૃદયમાં ઇષ્ટદેવ શ્રી. કૃષ્ણ બિરાજે છે અને જો તે ભાગવતના અર્થોનું સુંદર મનન કરવામાં આવ્યું હોય તો; ભગવાન તેને પોતાની (ભાવભરી) ભક્તિ આપે છે.

જેવી રીતે ભાગવતના બાર સ્કંધ છે, તેવી રીતે શ્રી. નાથજીનાં બાર અંગો છે, તેની ભાવના શ્રી. દ્વારિકેશજીએ આ રીતે કરી છેઃ—શ્રી. ભાગવત, શ્રી. નાથજીનું સ્વરૂપ છે. ભાગવતમાં શ્રી. નાથજીની લીલાઓનું વર્ણન છે. ભાગવતના પહેલા બે સ્કંધ શ્રી. નાથજીના બે ચરણકમળ છે, ત્રીજો સ્કંધ અને ચોથો

સ્કંધ બે ભુજાઓ છે, પાંચમો અને છઠ્ઠો સ્કંધ બે સાથળ, સાતમો સ્કંધ જમણો હાથ, આઠમો સ્કંધ અને નવમો સ્કંધ બે સ્તન, દશમ સ્કંધ હૃદય, અગિઆરમો સ્કંધ મસ્તક અને બારમો સ્કંધ ડાબો હાથ છે.

શ્રી. નાથજીએ જમણા હાથની મુઠી બાંધી રાખી છે અને ડાબો હાથ ઊંચો રાખ્યો છે, તેનો અર્થ એ છે કે 'જમણા હાથની મુઠી બાંધી ભક્તજનના મનનું આકર્ષણ કરે છે અને ડાબા હાથથી ભક્તજનને પોતાની પાસે બોલાવે છે, તે વિષે શ્રી. ગોપેશ્વરજી જણાવે છે કે—

**दक्षिणेन करेणासौ मुष्टीकृत्य मनांसि नः ।**
**उत्क्षिप्तहस्तः पुरुषो भक्तानाकारयत्युत ।**
**वामं करं समुद्धृत्य, निह्नुते पश्य चातुरीम् ॥**

'શ્રી. નાથજી પોતાના જમણા હાથની મુઠી વાળી, આપણાં (ભક્તજનોનાં) મનને બાંધી લે છે અને તે મનને પોતાના જમણા હાથમાં રાખેલાં છે, તેમજ તેઓશ્રી. ડાબો હાથ ઉંચો કરી, ભક્તજનોને બોલાવે છે કે 'તમે મારી સાથે રસ લુંટવાને આવો. શ્રી. નાથજી આ રીતે પોતાની ચતુરતા બતાવે છે. શ્રી. નાથજી પોતે પુષ્પકુંજમાં બિરાજ્યા છે, તે બતાવે છે કે ભક્તજનો મારી સાથે પુષ્પકુંજમાં પધારે. તેમણે જે ઉપરણું ધારણ કર્યું છે, તે એ પ્રકારના વિભાવરસને ઢાંકવાને માટે છે. તેમની દૃષ્ટિ ભક્તજનની સન્મુખ છે.

શ્રી. દ્વારિકેશજી આ સ્વરૂપનું વર્ણન કરે છે—

**कृष्णवर्ण श्रीजी सरस, श्रीभागवत रसरूप ।**
**दक्षिण कर आकर्ष मन, वामहस्त रसरूप ॥**

'શ્રી. નાથજીનો વર્ણ નવલા મેઘ સમો શ્યામ છે. તેજ વર્ણ તેમને મધુર લાગે છે. લીલાને બતાવનાર શ્રી. ભાગવત શ્રી. નાથજીના રસનું સ્વરૂપ છે. તેમણે પોતાના જમણા હાથમાં ભકતજનોનાં મન આકર્ષી લીધાં છે અને ડાબા હાથથી ભકતોને રસનો લ્હાવો લેવા બોલાવે છે, માટે તેમનો ડાબો હાથ રસસ્વરૂપજ છે.

આ સ્વરૂપનું વર્ણન ભકત કવિ શ્રી. દયારામભાઇએ ગાયું છે—

શ્રીનાથજીનું વદન કમળ જોયું જેણે એક વાર,
કોટિ કલ્પનું મેલું થએલું મન એક પલકમાં ધોયું.

## ૪

# વૈષ્ણવ દીક્ષા

શ્રી વલ્લભાચાર્યજી અને તેમના કુલના આચાર્યોએ પોતાના પુષ્ટ સંપ્રદાયના અનુયાયીઓને બે પ્રકારના સંસ્કાર આપવાનું જણાવ્યું છે. આ બંને સંસ્કાર સંપ્રદાયના અનુયાયીઓ માટે જરૂરના છે. આ સંસ્કાર દ્વારા અનુયાયીઓના દોષોની નિવૃત્તિ થાય છે અને તેઓ ભગવાનની સેવાના અધિકારી બને છે.

**શરણમંત્રોપદેશ:—**

પહેલો સંસ્કાર તે '**શ્રી કૃષ્ણઃ શરણં મમ**' એ મંત્રનો ઉપદેશ આપવાનો છે. વૈષ્ણવનો બાળક જ્યારે સમજુ થાય, ત્યારે આચાર્ય કુળના ગોસ્વામી બાળકો તેના કાનમાં આ મંત્ર બોલે છે અને તેને તુલસીની

કંઠી બાંધે છે. બાળકને જ્યાં સુધી આ શરણુ મંત્રનો ઉપદેશ ન મળે, ત્યાં સુધી તે વૈષ્ણુવ બનતો નથી. બ્રાહ્મણનો બાળક જ્યારે ઉપવીત સંસ્કાર પ્રાપ્ત કરે, ત્યારે જ તે બ્રાહ્મણુ બને છે, તેવી રીતે વૈષ્ણુવ બનવાને વૈષ્ણુવ બાળકને આ પ્રથમ સંસ્કાર ગ્રહણુ કરવો પડે છે. દુનિયાભરના ઘણુાખરા સંપ્રદાયોમાં, તેમના અનુયાયીઓને આ પ્રકારના સંસ્કારો કે દીક્ષા આપવાના રિવાજો આદિથી ચાલ્યા આવે છે, તેવો જ વૈષ્ણુવ બાળક માટે આ સંસ્કાર જરૂરનો છે.

**મંત્રનું રહસ્યઃ—**

આ મંત્ર શરણાગતિ ભાવને પ્રગટ કરે છે. જીવાત્માઓ ભગવાનથી છૂટા પડી, દીન હીન બની ગએલા હોય છે. સુખને મેળવવા તેઓ અનેક પ્રયત્નો કરે છે, પરંતુ તેમને ધારેલું ફળ મળતું નથી, એટલે તેઓ નિરાશ બને છે અને કોઇ આધાર નહિ મળવાથી, તેમને નાસીપાસ થવું પડે છે. આ રીતે નાસીપાસ થએલ જીવાત્માઓ જો ભગવાનને શરણે જાય, તો તેમને જુદા જ પ્રકારનાં બળ અને તાકાત આવે છે. તેમના હૃદયમાંથી નિરાશા દૂર થઇ જાય છે. તેમને સંસારના પદાર્થો પર આધાર રાખવો પડતો નથી; હવે તે ભગવાનનો આધાર રાખતાં શીખે છે.

ભગવાનનો આધાર તેને કોઇ રીતે દગો દેતો નથી,

એટલે તેને જીવનમાં નિરાશાનો અનુભવ થતો નથી. તે ભગવાનને શરણે ગયો, એટલે તેના વિષયની સર્વ ચિંતા ભગવાન રાખે છે. તે જીવાત્માને ચિંતા કરવાનું કોઇ કારણ રહેતું જ નથી. આ શરણાગતિ ભાવનું રહસ્ય આચાર્યશ્રી પોતાના 'કૃષ્ણાશ્રય' સ્તોત્રમાં જણાવે છે.

**विवेक धैर्यभक्त्यादि रहितस्य विशेषतः ।**
**पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥**

જીવાત્મા પોતે જણાવે છે કે 'મારામાં કોઇ જાતનો વિવેક, ધીરજ કે પ્રેમભાવ વગેરે સાધનો તો રહ્યાં જ નથી, હું અનેક પાપોમાં લપટાયો છું અને દીન હીન બની ગયો છું, એટલે શ્રી કૃષ્ણ જ મારી પરમગતિ છે, તે વિના મારો કોઇ આધાર નથી." તેજ સ્તોત્રમાં આચાર્યશ્રી ભગવાનનો મહિમા ગાય છે કેઃ—

**सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ।**
**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥**

જે ભગવાન સર્વ પ્રકારનાં સામર્થ્ય ધરાવે છે અને જે ભગવાન ભક્તનાં સંપૂર્ણ પ્રયોજનોને દરેક રીતે સિદ્ધ કરે છે, તેવા શરણે આવનારનો ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણ ભગવાનને હું અરજી કરું છું. શરણ મંત્રનું નિરંતર રટન કરવું, તેજ આ અરજીનું તાત્પર્ય છે. આપત્તિમાં, શોકમાં, ચિંતામાં અને એવા દરેક પ્રસંગોમાં જ્યારે ભક્તજન નિરાશ બને, ત્યારે તેણે આ મંત્રનું રટણ

કરવું જોઇએ; એ રીતે રટણ કરવાથી, તેના સર્વ પ્રકારના શોક અને મોહો દૂર થાય છે.

આ મંત્રનું એક બીજું પણ રહસ્ય સમજવા જેવું છે. સંસારના પદાર્થો અને સંસારના સંબંધો વિના મનુષ્ય માત્રને ચાલતું નથી. વિષયોની સહાયતાથી તેમજ સંબંધોની મદદથી વ્યવહારનું નાવ આગળ ધપે છે. આ પ્રકારની સહાયતા અને મદદ વિના મનુષ્યને ઘણી વખત પાછું પડવાનું થાય છે. આ મંત્ર જણાવે છે કે 'ખરી રીતે તો મનુષ્ય માત્રને સંસારના પદાર્થોની અને તેના સંબંધોની જરૂર છે જ નહિ. તેને તો શ્રી ભગવાનની મદદની જ જરૂર છે. ભગવાન જ પોતે ભક્તજનને સર્વ રીતે મદદ રૂપ થઇ શકે તેમ છે, તે ઉપરાંત ભગવાન જ નિકટનો અને પ્રિય સંબંધી છે. ભગવાનનું વર્ણન કરતાં શ્રુતિ જણાવે છે કે "**तदेतत् पुत्रात् प्रेयो, वित्तात् प्रेयो, अन्यस्मात् सर्वस्मादन्तरतरं यदयमात्मा**" તે ભગવાન મનુષ્યને પુત્રથી, ધનથી તેમજ સંસારની સર્વ વસ્તુઓથી વધારે વહાલો છે, કારણકે તે ભગવાન જ મનુષ્યના સૌથી નિકટમાંનો સાથી છે. શ્રી કૃષ્ણ ભગવાનના બંસીનો નાદ સુણી, ગોપિકાઓ પોતાના સર્વ સંબંધો અને વ્યવહારો છોડી, પોતાના પ્રિય ભગવાન પાસે ચાલી ગઇ હતી. તે સમયે ભગવાન તેમને પૂછે કે 'તમે તમારા વ્યવહારો; તેમજ

પતિ, પુત્ર વગેરેના સંબંધો ત્યજી, અહીં મારી પાસે શામાટે આવ્યાં છો ?' ભગવાનનો આ પ્રશ્ન ગોપિકાઓની કસોટી રૂપે હતો. ગોપિકાઓના જ્ઞાનની પરીક્ષા કરવાને, તેમણે આ પ્રશ્ન પૂછયો હતો અને ગોપિકાઓ ભગવાનની પરમ ભક્ત હોવાથી, તેનો ઉત્તમ ઉત્તર પોતે આપી શકી હતી. તે ઉત્તર આ પ્રકારે છેઃ—

**यत् पत्यपत्यसुहृदामनुवृत्तिरङ्ग**
**स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ।**
**अस्त्वेवमेतदुपदेशपदं त्वयीशे**
**प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा ॥**

હે ભગવન્! આપ ધર્મના રહસ્યને જાણો છો. અને તેને અનુસરી આપે અમને આજ્ઞા કરી કે 'પોતાના પતિ, પુત્ર અને કુટુંબ પરિવારને અનુસરી, તેમની સેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે' તો અમે આપની આજ્ઞા માથે ચઢાવીએ છીએ. પ્રાણીમાત્રના આપ નિકટ સંબંધી અને અંતરાત્મા છો, તે કારણથી આપના ઉપદેશને અનુસરી અમે આપને જ શરણે આવ્યાં છીએ. ગોપિકાઓએ ભગવાનની આ પ્રકારની પ્રાર્થના કરી હતી. તેમની સાથે તેઓ રાસલીલા રમ્યાં હતાં; તેનું રહસ્ય શુક પુરાણી જણાવે છે કેઃ—

**गोपीनां तत्पतीनां च सर्वेषामपि देहिनाम् ।**
**योऽन्तश्चरति सोऽध्यक्षः क्रीडनेनेह देहभाक् ॥**

જે ભગવાન, ગોપિકાઓ, તેમના પતિ અને તેમનાં સંબંધી સર્વ દેહધારીઓના હૃદયમાં અંતર્યામી બની, વિહાર કરે છે, તે ભગવાન પોતે રમણ કરવાને માટે આ લોકમાં પોતાના દેહને ધારણ કરે છે.

"**શ્રી કૃષ્ણઃ શરણં મમ**" એ આઠ અક્ષરનો મંત્ર છે, તેનું આટલું ઉંડું રહસ્ય છે. તે મંત્રનું રટણ કરતી સમયે, ભક્તજનના હૃદયમાં આ પ્રકારનો શરણાગતિ ભાવ પ્રાપ્ત થવો જોઇએ. શરણ મંત્રનો ઉપદેશ લીધા પછી, વૈષ્ણવ બાળકના હૃદયમાં શ્રી કૃષ્ણના શરણભાવનું જ સદા રટણ થવું જોઇએ. આ મંત્રથી ભક્તજન અન્યાશ્રય છોડી, હૃદયમાં સદા શ્રી કૃષ્ણ ભગવાનનેજ ધારણ કરે છે. અન્યાશ્રયનો અર્થ એ છે, કે સંસારના સર્વ વિષયો અને સંબંધો ત્યજી, અનન્યભાવે ભગવાનને ભજવા અને તેમની ચરણ સેવામાં જ સદા મગ્ન રહેવું.

**આત્મ નિવેદનઃ—**

શરણ મંત્રનું આ રહસ્ય પ્રાપ્ત થાય છે, ત્યારપછી, તેને બીજી દીક્ષા મેળવવાનો અધિકાર મળે છે. બીજી દીક્ષાને 'આત્મ નિવેદન' કહે છે, જેને 'આત્મ નિવેદન' ની દીક્ષા મળેલી છે. તેને ભગવાનની સેવાનો અધિકાર મળે છે. 'આત્મ નિવેદન' દીક્ષા લીધા પછી, તે ભક્તજને ભગવાનની સેવા કરવાની હોય છે. ભગવાનની

સેવા કર્યા વિના, તે ભક્તજન અન્નજળ પણ લઇ શકે નહિ. તે ભક્તજન જે કોઇ વસ્તુ ગ્રહણ કરે, તે ભગવાનના ચરણકમળમાં ધરાવીને જ; ગ્રહણ કરી શકે છે. ભગવાનની પ્રસાદી વિના તે બીજું કંઇ લઇ શકે જ નહિ; કારણકે તે ભક્તજને પોતાના સર્વસ્વનું ભગવાનના ચરણકમળમાં દાન કરી દીધું હોય છે. તેની અહંતા અને મમતા ભગવાન સાથે સંબંધ ધરાવતી હોય છે, એટલે તેને કોઇ જાતનું મારાપણું રહેતું જ નથી. તે જેની જેની સાથે વ્યવહાર આદિ કરે છે, તે બધું ભગવાનનું જ છે, એવો અનન્ય ભાવ તે ભક્તજનના હૃદયમાં જાગ્રત થાય છે. આ આત્મ નિવેદનનો મંત્ર ગદ્ય ભાગમાં છે. તે ગદ્ય મંત્ર ગણાય છે. આ ગદ્ય મંત્ર મૂળ મંત્રનું ભાષ્ય છે. મૂળ અષ્ટાક્ષર મંત્ર છે, તેની સુંદર રીતે સ્પષ્ટતા કરી, તેનું રહસ્ય આ મંત્રમાં બતાવવામાં આવ્યું છે.

**બ્રહ્મ સંબંધનો મંત્ર:—**

આ મંત્ર આચાર્યશ્રીને સાક્ષાત્ ભગવાન પાસેથી પ્રાપ્ત થયો હતો. આચાર્યશ્રી પોતાના સિદ્ધાન્ત રહસ્યમાં જણાવે છે કેઃ—

**श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ।**
**साक्षाद् भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥**

" શ્રાવણ સુદ અગિયારસને રોજ મધ્યરાત્રિએ

સાક્ષાત્ ભગવાને પ્રગટ થઇ, જે વચન કહ્યું હતું, તેજ વચન હું અક્ષરશઃ જણાવું છું"

આ ગદ્યમંત્રનું રહસ્ય ગંભીર હોવાથી, તે મંત્ર ગુપ્ત રાખવામાં આવતો અને જે અધિકારી હોય તેનીજ આગળ તે બોલવામાં આવતો, પરંતુ વિરોધી પક્ષ તરફથી આ મંત્ર વિષે અનેક આક્ષેપો થવાથી, તેમ જ વિરોધીપક્ષે પ્રથમ જે ભાગ પ્રગટ કર્યો, તે ઘણો જ અશુદ્ધ અને ઉંધી દોરવણી કરે, તેવો હોવાથી, ભરુચ નિવાસી, ભગવદીય શ્રી. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલાએ તે મંત્રનું સંશોધન કરી, નીચે મુજબ છપાવ્યો છે, તેનાં પદે પદે છૂટાં કરીને, અહીં મંત્ર આપવામાં આવ્યો છેઃ—

**सहस्र–परिवत्सर–मित–काल–जात–कृष्ण–वियोग–जनित–ताप–क्लेश–आनंद–तिरोभावः, अहं भगवते कृष्णाय, देह–इन्द्रिय–प्राण–अन्तः करणानि, तद्–धर्मान्–च, दारा–आगार पुत्र–आप्त इह–अपराणि, आत्मना सह समर्पयामि, दासः अहम्, कृष्ण! तव अस्मि ॥**

આ મંત્રનું મુખ્ય વાક્ય નીચે મુજબ છેઃ—

**अहं भगवते कृष्णाय आत्मना सह समर्पयामि** હું ભગવાન્ શ્રીકૃષ્ણને મારા આત્માની સાથે સર્વસ્વ સોંપી દઉં છું. ભગવાનને સર્વસ્વ સોંપી દીધા પછી, તે ભક્તજનનો કોઇ જાતનો અધિકાર રહેતો નથી.

તે ભગવાનનો દાસ બની જાય છે, તે ભાવ તે પોતેજ જણાવે છે કે, **हे कृष्ण ! अहं तव दासः अस्मि** હે ભગવાન ! હવેથી હું આપનો દાસ છું. આત્મનિવેદન કરવાથી, ભક્તજનના હૃદયમાં દાસ ભાવ પ્રગટ થાય છે, તે બતાવવા આ બીજું વાકય મુકવામાં આવ્યું છે. ભકતજન ભગવાનને સર્વસ્વ સોંપી દે છે, તે જણાવવા **देहेन्द्रियप्राणान्तःकरणानि, तद्धर्मान्** અને **दारागारपुत्राप्तेहापराणि** એ ત્રણ પદો મુકવામાં આવ્યાં છે. ભક્તજન ભગવાનને પોતાનું સર્વસ્વ સોંપે છે, તે સર્વસ્વ તેનું બે પ્રકારનું છે એક સર્વસ્વ પોતાનું, એટલે કે પોતાના દેહ અને દેહના ધર્મો, ઇંદ્રિય અને ઇંદ્રિયના ધર્મો, પ્રાણુ અને પ્રાણુના ધર્મો; તેમ જ અંતઃકરણુ અને અંતઃકરણુના ધર્મો; એ સર્વ વિષયો તેના પોતાના છે, તેમાં તેની અહંતા રહેલી છે, તે બધું ભગવાનને સોંપી દેવાથી, તેની **अहंता** દૂર થાય છે. પોતાનું સર્વસ્વ ભગવાનનું છે એટલે તેને **अहंता** કરવાની રહેતી જ નથી. બીજું સમર્પણુ તેની સાથે સંબંધ ધરાવનારા પદાર્થોનું છે. તેની મમતા સ્ત્રી, પુત્ર, કુટુંબ, ધન, આલોક અને પરલોકમાં બંધાય છે. આ મમતાથી તે સંસારમાં જકડાયો રહે છે. તેના દેહ આત્મા વગેરે ખરી વસ્તુ સાથે સંબંધ નહિ ધરાવતાં, સ્ત્રી, પુત્ર વગેરે ફોગટ પદાર્થો સાથે સંબંધ ધરાવે છે; એટલે તે સર્વનું જો સમર્પણુ કરવામાં આવે, તો તેની

મમતા મૂળથી જ નાશ પામે છે. આ રીતે અહંતા અને મમતા દૂર થવાથી, તે ભક્તજન ભગવાનનો બની જાય છે. તે ભગવાનની સાથે પોતાનો સંબંધ જોડે છે; જે ભગવાન પોતે પરબ્રહ્મ સ્વરૂપ છે. ભગવાનની સાથે આ પ્રકારનો જે ઉત્તમ સંબંધ થાય છે, તેને બ્રહ્મ સંબંધ કહેવામાં આવે છે.

જીવાત્માનો સાચો સંબંધ પરમાત્માની સાથે છે, પરંતુ સંસારમાં આવ્યા પછી, તે પરમાત્માની સાથે પોતાનો સાચો સંબંધ છે, તે ભાવ ભૂલી ગયો હતો અને તેણે સંસારના વિષયો સાથે સંબંધ જોડયો હતો. સંસારની સાથેનો તેનો સંબંધ અનાદિકાળથી ચાલ્યો આવ્યો છે, તે સંબંધથી તે છૂટી શકતો નથી અને તેને જન્મ, મરણના ચક્રમાં ફસાવું પડે છે, તેની દશા દીન હીન, નિર્બળ જેવી બની જાય છે, તેની દશાનું વર્ણન મંત્રના પ્રથમ પદમાં કરવામાં આવ્યું છે, તે આ રીતે છે. **सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानंदतिरोभावः**–જીવાત્માને શ્રીકૃષ્ણનો વિયોગ થયે, હજારો વર્ષો જેટલો લાંબો કાળ વીતી ગયો, તે જીવાત્માને પોતાને જ ખબર નથી, કે તેને ભગવાન સાથે વિયોગ થયે કેટલો લાંબો કાળ વીતી ગયો. તેને ભગવાનનો વિયોગ થયો છે, તે ભાવ પણ પોતે ભૂલી ગયો છે. જો એને એટલી ખબર હોત, કે મને ભગવાનનો વિયોગ છે, તો પણ તે ભગવાનને મેળવવા પ્રયત્ન કરત.

તેને એવા વિયોગની પણ ખબર નથી, તેથી ભગવાન મેળવવાનો થતો તાપ, "ભગવાન વિના એકલું કેમ રહેવાય" તે ક્લેશ અને ભગવાનના સંબંધથી થતો આનંદ; તે ત્રણે અવસ્થાનું તેને ભાન થતું નથી. તેને સંસારના પદાર્થોથી તાપ, ક્લેશ અને ક્ષણિક આનંદનો અનુભવ થાય છે. પોતાને શ્રીકૃષ્ણ ભગવાનના અનુભવથી થતા ઉત્તમ તાપ, ઉત્તમ ક્લેશ અને પરમાનંદના ભાવ તેના હૃદયમાંથી ઉડી ગયા છે. ભક્તજન ભગવાનની સાથે બ્રહ્મ સંબંધ જોડતા પહેલાં, ભગવાનના વિયોગનો શોક કરે છે, તે શોક કરવાથી તેને સંસારના પદાર્થો સાથે વૈરાગ્ય થાય છે, તેના હૃદયમાં ત્યાગની ભાવના જાગ્રત થાય છે. તેની અહંતા અને મમતા દૂર દૂર ભાગે છે અને તે અનન્ય ભાવે ભગવાનનો બની જાય છે.

ગદ્યમંત્રનું આ રીતે રહસ્ય સમજી, તેને હૃદયમાં ઉતારવાનું છે અને તે રહસ્ય હૃદયમાં ઉતર્યા પછી જ, તેને ભગવાનની સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

## સર્વ દોષોની નિવૃત્તિ.

આ પ્રકારનો બ્રહ્મ સંબંધ કરનાર ભક્તજનને શો લાભ થાય છે તે આચાર્યશ્રી સિદ્ધાન્ત રહસ્યમાં સમજાવે છે કેઃ—

**ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः ।**
**सर्वदोषनिवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ॥**

બ્રહ્મ સંબંધની દીક્ષા લેવાથી, પ્રાણિમાત્રના દોષો જે દેહ અને જીવાત્માના સંબંધથી થયેલા હોય છે, તે સર્વ દોષો દૂર થઇ જાય છે. તે દોષો નીચે પ્રકારે પાંચ જાતના છે. (૧) પોતાના જન્મની સાથે થએલા (૨) અશુદ્ધ દેશમાં રહેવાથી થએલા (૩) કાળ (સમય) થી થએલા (૪) બીજાના સંયોગોથી થએલા તેમ જ (૫) ખરાબ વસ્તુઓનો સ્પર્શ કરવાથી જે દોષો થએલા છે, તે પાંચેય પ્રકારના દોષો બ્રહ્મ સંબંધનો સંસ્કાર ગ્રહણ કરતાં જ દૂર થાય છે. બ્રહ્મ સંબંધ લેનાર ભક્તજને એજ ભાવના કરવાની છે, કે મારા બધી જાતના દોષો દૂર થઇ ગયા છે, હવે મારામાં કોઇ જાતના દોષો કે નિર્બળતા રહી નથી. આવો ભક્તજન તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનનો દાસ બની ગયો છે, તેનામાં કોઇ દોષો રહી શકે, તેવી તે દોષોમાં તાકાત છેજ નહિં આ રીતની ભાવના ભકતજને સદા કરવાની છે.

આચાર્યશ્રી બ્રહ્મ સંબંધ લેનાર ભક્તજનનું કર્તવ્ય સમજાવે છે કેઃ—

**असमर्पितवस्तूनां तस्माद् वर्जनमाचरेत् ।**
**निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ॥**

જે પદાર્થ ભગવાનને ધરાવ્યો ન હોય, તે પદાર્થ ભક્તજને લેવો નહિ; કારણકે ભગવાનને ધરાવ્યા વિનાનો જે પદાર્થ છે, તેમાં સર્વ પ્રકારના દોષો રહેલા

હોય છે, ભગવાનને ધરાવતાંની સાથે જ તે પદાર્થોના સર્વ દોષો દૂર થાય છે, માટે પોતાનું આત્મનિવેદન કરી, જેમણે બ્રહ્મસંબંધ લીધો છે, તેમણે ભગવાનને બધું સોંપી દેવું, એ તેને માટે એક મોટો નિયમ છે. આચાર્યશ્રીએ "સિદ્ધાન્ત રહસ્ય"માં બ્રહ્મસંબંધનું રહસ્ય બહુ જ સુંદર રીતે જણાવ્યું છે, તેનો સાર એ છે કે 'બ્રહ્મસંબંધ લીધા પછી, ભક્તજનને કોઇ જાતની ચિંતા કરવાની રહેતી નથી. તેની દીનતા અને માયા મમતા ભગવાન પોતે હરી લે છે, ભગવાન તેને પોતાનો બનાવી દે છે, તેના સર્વ દોષો દૂર થઇ જાય છે, એટલે તે ભકતજન પોતાની જાતે પરમ પવિત્ર બની જાય છે. આવા ભકતજને સર્વાત્મભાવથી ભગવાનના દાસ બની, ભગવાનની સેવા કરવાની છે. ભગવાન વિના તેણે કોઇનો પણ આશ્રય લેવાનો નથી. સંસારના વિષયો સાથે, જો તેણે સંબંધ ધરાવ્યો, તો તે અન્યાશ્રય ગણાય, તેવો અન્યાશ્રય તેણે દૂર કરવો જોઇએ. તેવી જ રીતે તેણે ભગવાનને સમર્પણ કરેલી વસ્તુઓને જ પોતાના ઉપયોગમાં લેવી. જે વસ્તુઓ ભગવાનને ધરાવવામાં આવી ન હોય, તે ભક્તજનને ત્યાજ્ય છે. આવા પ્રકારના નિયમો ગ્રહણ કરી, ભકતજને ભગવાનની સેવા કરવી અને તેણે શરણ મંત્રનો નિરંતર જપ કરવો.

## ૫

# ભક્તિ અને આચાર ધર્મ.

**ધર્મનું પાલનઃ—**

મનુસ્મૃતિકારે ધર્મના નિર્ણય માટે ચાર પ્રમાણ આપેલાં છેઃ 'વેદ, સ્મૃતિ, સદાચાર અને આત્મપ્રીતિ, એ ચારને જે કાર્ય સંમત હોય તે ધર્મ તરીકે ગણાય છે'. શ્રી વલ્લભાચાર્યજી મનુના વચનને માન આપી, પોતાના 'તત્ત્વદીપ નિબંધ'માં જણાવે છે કેઃ—

**वर्णाश्रमवतां धर्मः श्रुत्यादिषु यथोदितः ।**
**तथैव विधिवत् कार्यः स्ववृत्त्यन्नेन जीवता ॥**

શ્રુતિ, સ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોમાં વર્ણ અને આશ્રમને અનુસરનાર મનુષ્યો માટે જે ધર્મ કહ્યો છે, નિયમાનુસાર તથા પોતાની વૃત્તિથી જીવન નિર્વાહ કરી, તે ધર્મનું મનુષ્યે પાલન કરવું. પોતાના ધર્મને યથાયોગ્ય અનુસરવું તેજ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે; પરંતુ કાળ-

બળે ધર્મના માર્ગો કલુષિત થએલા છે અને તેવા ધર્મનું પાલન અટપટું છે, તોપણ આચાર્યશ્રી જણાવે છે કેઃ—

**अथापि धर्ममार्गेण स्थितया कृष्णं भजेत् सदा ।**
**श्री भागवतमार्गेण स कथंचित् तरिष्यति ॥**

પાખંડ મતને અનુસરવું નહિ, શક્તિ અનુસરનાર યજ્ઞયાગાદિ કરવા; તેમજ ભાગવત ધર્મને અનુસરી, શ્રી કૃષ્ણની નિયમિત ભક્તિ કરવી, તેથી તે ભક્તજનનો ઉદ્ધાર થશે. આ રીતે આચાર્યશ્રી ધર્મનું પાલન બતાવી, ભક્તિધર્મ જ સર્વોત્તમ છે, તે બતાવે છેઃ—

**मार्गोऽयं सर्वमार्गाणामुत्तमः परिकीर्तितः ।**
**यस्मिन् पातभयं नास्ति मोचकः सर्वथा यतः ॥**

ભક્તિમાર્ગ સર્વ પ્રકારના માર્ગોમાં ઉત્તમ ગણાય છે, કારણકે ત્યાં ભક્તને દોષોમાંથી મુક્ત કરનાર ભગવાન પોતે હોય છે; એટલે તે ભક્તનું પતન તો સંભવતુંજ નથી. આચાર્યશ્રીના મતે ધર્મના સામાન્ય નિયમો ભક્તિધર્મનાં અંગો છે અને તેના વિના ભક્તિધર્મની સિદ્ધિ સંભવતી નથી. આચાર્યશ્રી જણાવે છે કેઃ—

**सर्वं सहेत परुषं सर्वेषां कृष्णभावमात् ।**
**वैराग्यं परितोषं च सर्वथा न परित्यजेत् ॥**

બધાં પ્રાણીઓ શ્રી કૃષ્ણ ભગવાનનાં સ્વરૂપો જ છે, એ ભાવ હૃદયમાં ધારણ કરી, બીજાની કઠોર વર્તણુક પણ સહન કરી લેવી; તેમજ વૈરાગ્ય અને સંતોષ બનેનો ત્યાગ કરવો નહિ. આચાર્યશ્રીએ વૈરાગ્ય પર

ખૂબ જ ભાર મૂકયો છે. હૃદયમાં વૈરાગ્યભાવ જાગૃત થયા વિના સાધારણ ભક્તિ પણ સંભવતી નથી, તેવું તે પોતે જણાવે છેઃ—

**सर्वापेक्षां परित्यज्य दृढं कृत्वा मनः स्थिरम् ।**
**दृढविश्वासतो युक्त्या यथा सिध्येत् तथाचरेत् ॥**

સર્વ પ્રકારની (વ્યવહારની) અપેક્ષાનો ત્યાગ કરવો, તેથી મનને સ્થિર અને દૃઢ બનાવવું, એ રીતે યુક્તિસર દૃઢ વિશ્વાસ પ્રાપ્ત કરી, જેવી રીતે ઉત્તમ સિદ્ધિ મળે, તેવી રીતનું (યોગ્ય) આચરણ કરવું.

**કર્મ, જ્ઞાન, ભક્તિ—**

પોતાના સર્વ સિદ્ધાન્તોમાં આચાર્યશ્રીએ ભકિતને જ મુખ્ય ગણી છે; તે સાથે તેમણે યજ્ઞયાગાદિ કર્મો તેમજ જ્ઞાનમાર્ગને પણ ઉત્તમ સાધન ગણ્યાં છે. આચાર્યશ્રીના જીવન પર દૃષ્ટિ નાંખતાં પણ આ વસ્તુ સારી રીતે સમજાય છે. યજ્ઞયાગાદિ કર્મો તેમણે જાતે કર્યાં છે; તેમજ બીજાઓને કરવાનો ઉપદેશ આપ્યો છે. જ્ઞાનને પણ તેમણે મહત્ત્વનું ગણેલું છે. જ્ઞાન થયા વિના ભકિત પ્રાપ્ત થતી જ નથી; કારણકે ભગવાનનું વાસ્તવિક સ્વરૂપ સમજવા જ્ઞાનમાર્ગની જરુર છે; તે પોતે તત્વ-દીપ નિબંધમાં જણાવે છે કેઃ—

**यज्ञरूपो हरिः पूर्वकांडे ब्रह्मतनुः परे ।**
**अवतारी हरिः कृष्णः श्री भागवत ईर्यते ॥**

વેદના બે ભાગ છે, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા.

પૂર્વમીમાંસામાં યજ્ઞયાગાદિ કર્મો કરવાનું જણાવ્યું છે, તે કર્મોનો જે આરાધ્ય દેવ છે, તે યજ્ઞનારાયણ સાક્ષાત્ વિષ્ણુ ભગવાન છે, એટલે તેમના સ્વરૂની સેવા કરવા યજ્ઞયાગાદિ કર્મો કરવાં જોઇએ. ઉત્તરમીમાંસામાં વેદાન્તનાં તત્વોની ચર્ચા છે, તેમાં પરબ્રહ્મ પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરવામાં આવ્યો છે. તે પરબ્રહ્મ સાક્ષાત્ શ્રી કૃષ્ણ ભગવાન પોતે જ છે, એટલે તેમનો મહિમા જાણવા ભક્તજને જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ભાગવતમાં પરબ્રહ્મ પરમાત્મા શ્રી કૃષ્ણ પોતે સગુણ સ્વરૂપે અવતાર ધારણ કરે છે. તેમનો મહિમા ગાવામાં આવ્યો છે, એટલે યજ્ઞયાગાદિ કર્મો કરી, વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત કરી, ભગવાનનું ભજન કરવું જોઇએ.

**ચાર પુરુષાર્થો:—**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોનું વર્ણન આચાર્યશ્રીએ તત્વદીપ નિબંધમાં કર્યું છે, તેમણે પહેલા ત્રણ પુરુષાર્થો પર ભાર મુકયો નથી. તેઓશ્રી જણાવે છે કે મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોમાંથી ધર્મનો નિર્ણય કરી, તે પ્રમાણે વર્તવું, તેમજ નીતિશાસ્ત્રો અને કામશાસ્ત્રોમાં કરેલા નિર્ણય પ્રમાણે, ધર્મનો બાધ ન થાય તે રીતે અથ અને કામ પણ સેવવા.

આચાર્યશ્રીના મતે ચારે પુરુષાર્થો ભક્તિદ્વારા સિદ્ધ થાય છે, તે તેમણે 'ચતુઃશ્લોકી' ગ્રંથમાં જણાવ્યું છે; તેનો સાર એ છે કે ભક્તજનનાં ધર્મ, અર્થ, કામ અને

મોક્ષ એ ચારે પુરુષાર્થ ભગવાન જ છે. ભક્તજને સર્વોત્મ ભાવથી ભગવાનની સેવા કરવી, તેજ તેનો પરમ ધર્મ છે. આ રીતની સેવા કરવાથી, ભગવાન તેની પર પ્રસન્ન રહે છે અને ભક્તનું સર્વ કાર્ય ભગવાન કરી લે છે, તે પછી તેને અર્થ મેળવવા માટે કોઇ જાતની ચિંતા કરવી પડતી નથી. ભગવાન પોતે રસ સ્વરૂપ છે અને તે કામોનો પણ કામ છે; એટલે તેમની સેવા કરવાથી આપણો કામભાવ પણ સિદ્ધ થાય છે. ભગવાનને પ્રાપ્ત કર્યા પછી અને તેમને પોતાનું સર્વસ્વ આપી દેવાથી, તેની અહંતા મમતા નાશ પામે છે. અહંતા મમતા નાશ પામવાથી તે ભક્તજન જીવતાંજ મોક્ષ પ્રાપ્ત કરે છે, તે જીવન્મુક્ત બને છે. આ કારણુથી શ્રી વલ્લભાચાર્યજીના મતે ભગવાનને પ્રાપ્ત કરવા તે જ પરમ પુરુષાર્થ છે, તે પરમ પુરુષાર્થ ભક્તિ જ છે, માટે ભક્તિ ચાર પુરુષાર્થ કરતાં વધે છે અને ચાર પુરુષાર્થો તે ભક્તિભાવ પ્રાપ્ત કરવાનાં સાધનો છે.

**આચાર ધર્મ:—**

આપણાં ધર્મશાસ્ત્રોમાં સદાચાર વગેરે નીતિનો સમાવેશ ધર્મમાં જ કરવામાં આવેલો છે. ધર્મની વ્યાપક ભાવનામાં આચાર, વિચાર અને વ્યવહારનાં સર્વ સાધનોનો સમાવેશ થાય છે. જેણે ઉત્તમ ચારિત્ર્ય પ્રાપ્ત કર્યું નથી, તેમજ અનાચારથી જે મુક્ત નથી, તેનો ધર્મને માટે કોઇ જાતનો અધિકાર જ નથી. ધર્મની ભાવના જ

એટલી દઢ છે; કે તેનું બંધારણુ ત્યાગ અને ચરિત્રશીલતા પર રચાયેલું છે. કોઇ પણુ સંપ્રદાયે અનાચારને તેમજ લંપટતાને પોતાનો ધર્મ ગણ્યો જ નથી. આચાર્યશ્રીએ આ પ્રકારના અનાચારી પંથને પાખંડમત ગણી, વખોડી કાઢયો છે. આચાર્યશ્રીએ પોતાના કુટુંબીજનોને અંતિમ શિક્ષા આપતાં જણાવ્યું છે કેઃ—

**यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ।**
**तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥**
**सर्वथा भक्षयिष्यंति युष्मानिति मतिर्मम ।**
**न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥**

જ્યારે તમારી ચિત્તવૃત્તિઓ બહારના વિષયોમાં ભમતી થશે, ત્યારે તમે કાળના પ્રવાહમાં ખેંચાઇ જશો અને તમારા દેહ, મન વગેરે તમને વશ નહિ રહે. જે ભગવાનની તમે ભક્તિ કરો છો, તે ભગવાન પણુ તમને સહાય નહિ થાય, કારણુ કે ભગવાન ભક્તજનોને સંસારના ભોગોમાં કોઇ રીતે મદદ કરતા નથી. ભગવાન પોતે લૌકિક છે જ નહિ.

શ્રી વલ્લભાચાર્યજીના આ અંતિમ શિક્ષા શ્લોકો સર્વોત્તમ છે અને તેમાંથી એક ઉંડું રહસ્ય તરી આવે છે. તેઓ તત્વદીપ નિબંધમાં જણાવે છે કેઃ—

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।**
**इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥**

પોતાની શક્તિ અનુસાર પોતાના ધર્મનું પાલન

કરવું, વિધર્મથી મુક્ત થવા સંપૂર્ણ પ્રયત્ન કરવો. ઇન્દ્રિયોની ગતિ ઘોડા જેવી છે, તેમની લગામ બરોબર રાખી, ઇંદ્રિયોને સંયમમાં રાખવી, એ ત્રણ પ્રકારનાં વ્રત છે અને તેનો કોઇ રીતે પણ ત્યાગ કરવો નહિ.

સારા સારા વિદ્વાનો અને સમજુ લોકો પણ ધર્મનું પાલન કરી શકતા નથી અને તેઓ વિષયમાંજ લોલુપ રહ્યા કરે છે, તેને માટે આચાર્યશ્રી તત્વદીપ નિબંધમાં જણાવે છે કેઃ—

**अयमेव महामोहो होदमेव प्रतारणम् ।**
**यत्कृष्णं न भजेत् प्राज्ञः शास्त्राभ्यासपरः कृती ॥**

જે મનુષ્ય શાસ્ત્રનો અભ્યાસ કરી અને સંસારનાં સર્વ સાધનો મેળવી, કૃતાર્થ થયેલો છે અને જેને કોઇ જાતની ચિંતા નથી, તેવો માણસ પણ જો શ્રી કૃષ્ણ ભગવાનને ન ભજે, તો તેમાં કોનો દોષ કાઢવો. એટલું જ ગણવું જોઇએ કે તે ભગવાનના મહામોહમાં વશ થયેલો છે અને તેની પર ભગવાનની કૃપા વરસી નથી.

ભગવાનની કૃપા મેળવવા આચાર્યશ્રી જણાવે છે કે—

**दयया सर्वभूतेषु संतुष्टया येन केनचित् ।**
**सर्वेन्द्रियोपशांत्या च तुष्यत्याशु जनार्दनः ॥**

ભગવાનની કૃપા મેળવવા સર્વ પ્રાણીઓ પર દયા રાખવી, જે મળી આવે તેથી સંતોષ માણવો અને બધી ઇંદ્રિયોને તેમના વેગો રોકી, શાંત કરવી એ ત્રણ કાર્યો કરવાથી ભગવાન તરતજ પ્રસન્ન થાય છે.

